હસ્તરેખા સંબંધી સંપૂર્ણ શાસ્ત્રીય માહિતી આપતું,
સ્ત્રી-પુરુષોને પોતાનું ભવિષ્ય સરળ રીતે જાણવામાં
માર્ગદર્શક થઈ પડે તેવું સર્વોત્તમ સચિત્ર પુસ્તક

# હાથની ભાષા

[૨૫૦ માર્ગદર્શક ચિત્રો અને ૩૭૫ વિષયોની સંપૂર્ણ માહિતી]




કર્તા

મણિલાલ ભુલાભાઈ પટેલ

બી. એ. બી. ટી.




શ્રી. આનંદકુમાર ભટ્ટ

નાં હસ્તરેખાશાસ્ત્ર, તેનો ઈતિહાસ અને તેની મહત્તાના

અભ્યાસપૂર્ણ લેખ સહીત




શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ : પબ્લિશર્સ

ટાવર રોડ, સુરત

# અર્પણ પત્રિકા

જે
પ્રભુની પ્રભુતાને
પીછાણી પ્રબળ પુરૂષાર્થ
વડે પોતાનું જીવન ઘડે છે; જે
સનાતની દુનિઆમાં ધર્મધુરંધર તરીકે
વિખ્યાત છે; જે અનેક સંસ્થાઓના ડાયરેક્ટર
હોઈ અનેકવિધ પ્રવૃત્તિમય જીવન ગાળવા છતાંય
લોકકલ્યાણને વિસરતા નથી; જે ધનવાન છતાંય વિદ્વાન છે;
જે સાહિત્ય ને વિદ્યાને પોષી શકે છે; જે જ્ઞાની
છતાંય ભક્ત છે; તે વિક્રમ મિલ્સ લીમીટેડ
અમદાવાદના અધિપતિ ધર્મનિષ્ઠ કર્મનિષ્ઠ
શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈને
ભ ક્તિ ભા વ થી
સ પ્રે મ
સમર્પણ


મણીભાઈ ભુલાભાઈ પટેલ
હેડ માસ્તર, બી એ બી. ટી.
શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ
સોનાવાલા હાઈસ્કુલ મહેમદાવાદ.


મહેમદાવાદ
તા. ૭-૩-૪૩

# પ્રસ્તાવના

करा्ग्रे वसते लक्ष्मी कर मध्ये सरस्वती ।
कर मूलेतु गोविन्दो प्रभाते कर दर्शनम् ॥

ભાગ્યરેખામાં સમાયલા ભેદોનાં સ્પષ્ટીકરણ માટે ભારતના ભૃગુ, પારાશર, અંગી આદિ મહાજ્ઞાની ઋષિમુનિઓ પોતાનાં જે વિચાર–દોહન આપણી સમક્ષ મૂકી ગયા છે, તે જ્યોતિષવિદ્યાના ગ્રંથોમાં આજે મોજુદ છે. કિન્તુ ભાવિની એ રેખાઓ કેવળ મનુષ્યના લલાટે જ નથી લખાતી ! એની જન્મકુંડળીમાં જ એનો આદિ–અંત નથી આવી જતો.

પ્રત્યેક હિંદુ કુટુંબમાં જમાનાજૂની એક પ્રથા ચાલતી આવેલી છે. પુત્ર કે પુત્રીનાં જન્મ પછીને છઠ્ઠે દિવસે ભાગ્યદેવી પધારી એનાં ભાવિની રેખાઓ લખી જાય છે. એ રેખાઓ તે લલાટની અને હાથની બંને !

ભાગ્યરેખાના ભેદ જોવાનો અર્થ આજકાલ જ્યોતિષવિદ્યામાં જન્મપત્રીકા જોવાનો કે કપાળ પરની રેખાઓ જોવામાં જ પર્યાપ્ત થઈ જાય છે, પરંતુ હસ્તરેખાના ભેદ ખુલ્લાં કરવાની પરવા ઘણા ઓછાં કરે છે. અને એનું કારણ આજકાલના મોટે ભાગેના જ્યોતિષીઓને એ હસ્તરેખાનું જ્ઞાન છીછરું, પોપટીયું યા અપૂર્ણ જ હોય છે !

જ્યોતિષવિદ્યા–નસીબના લેખ જાણવાની કળામાં હસ્તરેખા પણ મોટો ભાગ ભજવે છે. અને કેટલીક સુંદર સંગીન ને સચોટ માહિતીઓ એ રેખાનું જ્ઞાન પૂરૂં પાડે છે. આજકાલ ગામે ગામ, શહેરે શહેર ને ગલીએ ગલીએ ટીપણું લઈને, પાઘડી પહેરી જ્યોતિષી બની રખડતાં મોટે ભાગેના બનાવટી ગપ્પીદાસ બ્રાહ્મણો બબ્બે પાચ પાંચ પૈસામાં હાથ જોઈને ફાવે એમ ભવિષ્ય ભાખતાં બહોળા પ્રમાણમાં નજરે ચઢે છે. હતાશ, નિરાશ, દુઃખી ને દયાપાત્ર માણસો આશા ને પ્રેરણાનાં અમૃત પીવાની ઈચ્છાએ એમની પાસે આતુર નયને જાય છે અને ઠગાય છે !

એ હતાશ હૈયાઓને માટે આ હસ્તરેખાનું પુસ્તક એક આશાદીપક સમાન છે. ધનલાભ, યશલાભ, સંતાનપ્રાપ્તિ, આયુષ્ય, સુખ, શાંતિ, પરદેશગમન, તંદુરસ્તી, વિગેરે જીંદગીની સેંકડો નાની મોટી ગહન બાબતોનાં ખુલાસા માનવીની હથેલીની રેખાઓ ને ચક્રોમાં સમાયલા છે. એની માહિતી મેળવવા એનો ભેદ

ઉકેલવા થોડી મગજમારી જરૂરી છે. સર્વ કાંઈ આપમેળે અત્યંત સરળતાથી એ માર્ગે જઈ શકે એ આ પુસ્તકનો હેતુ છે. જન્મકુંડળી તથા ગ્રહોના લાભાલાભ જેની સાથે સંકળાયલા છે, એવાં હસ્તના આ રેખાચિહ્નોમાં છૂપાયલાં ભવિષ્યફલ એકવાર જાણ્યા પછી માનવ પોતાનાં જીવનને સફળ બનાવી શકે છે. વિધિના લેખ પર મેખ મારવાની શક્તિ માનવશક્તિની બહાર છે, એ વાત જો કે સાચી માની લઈએ તો પણ પ્રયત્ન ને પુરૂષાર્થથી આત્મા પરમાત્માને પણ મેળવી શકે છે, પત્થર પણ પીગળાવી શકે છે, એ બાબત પણ એટલી જ નક્કર સાચી છે. નડતા, ઉશ્કેરાયલા ને દુઃખ દેતા ગ્રહોને જેમ સંતોષ આપી શાંત કરી શકીએ છીએ એમ ભાવિની બીજી મુશ્કેલીઓને પણ એકવાર જાણ્યા પછી સતત પ્રયત્ને ને પ્રયાસોથી હંમેશને માટે પલટાવી નહિ તો થોડા સમયને માટે પણ શાંતીદાતા બનાવી શકીએ છીએ, એના જોમમાં નરમાશ લાવી શકીએ છીએ એ નિર્વિવાદ છે.

મારાં દીલની તમન્ના પુસ્તકરૂપે પૂર્ણ કરવામાં મને અનેરૂં પ્રોત્સાહન આપનાર મારા સહાધ્યાયી સ્નેહી શ્રીયુત્ મણાશંકર હીરાલાલ ઠાકર B.A; L.L.B. [illegible] અને આવા ક્રૂર મોંઘવારીના સમયમાં પ્રગટ કરી જનતાના ઉપયોગ [illegible]નું સાહસ ખેડનાર અને મને મારાં આ પ્રથમ લેખનકાર્યમાં [illegible] આપનાર પ્રકાશક શ્રીયુત જયંતીલાલ ચી. મહેતા છે. [illegible]ષયોને અનુરૂપ વિવિધ પ્રકારની મનોહર આકૃતિઓ દોરી આપી મારી મનોભાવનાને વધુ ચેતનવંતી બનાવી આપવાનું માન, મારા પરમ સ્નેહી શ્રી. કાન્તીલાલ બાપુલાલ મોદીને ફાળે જાય છે. એ સર્વ બંધુઓના સહકાર સૌજન્ય તથા સહૃદયતા માટે એમનો હું આ તકે આભાર માનું છું.

અંતમાં લેખક તેમ જ પ્રકાશક ઉભયનો શુભ ઉદ્દેશ આ પ્રકાશનના બહોળા [illegible] અને વાંચનથી બર આવે એજ એક માત્ર પ્રભો પાસે અભિલાષા !

મહેમદાવાદ
(જીલ્લો ખેડા)
તા. ૧–૩–૪૩

વિનિત :
**મણીભાઈ ભૂલાભાઈ પટેલ**
બી. એ. બી. ટી.
આચાર્ય :
જે. એચ. સોનાવાળા હાઈસ્કૂલ મહેમદાવાદ.

# પરિચય

આપણું અત્યારનું સામાજીક જીવન સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યું છે. ઉત્પાદન શક્તિ કરતાં બેકારી અને ગરીબાઈના આંકડામાં બેહદ વધારો થઈ રહ્યો છે. અવ્યવસ્થા અને અસમાનતાને કારણે સામાજીક જીવનમાં ભારે પરિવર્તન થવા માંડયું છે. હરેક દિશામાં, ને હરેક પ્રવૃત્તિઓમાં આ પરિવર્તને નિરાશાનો ભારે ખળભળાટ મચાવી મૂકયો છે.

શિક્ષિત તેમજ અભણ, સંસ્કારી તેમજ જડ, સમજુ તેમજ બોઘા, સ્ત્રી તેમજ પુરુષ, જુવાન તેમજ વૃદ્ધ સૌ કોઈ નિરૂત્સાહી ને અસંતોષી માલમ પડે છે. 'હવે મારૂં શું થશે ? મારા ભાગ્યમાં શું લખાયું હશે ? આમને આમ જીંદગીનું રગસીયું ગાડું કયાં સુધી ખેંચવાનું સર્જયું હશે ?' એવા હતાશ, લુખ્ખા, ને રડતા વિચારો એનાં મગજમાં ચોવીસે કલાક ચક્રાવે ચડે છે. જીંદગીથી કંટાળેલો, સંસારથી દાઝેલો, સંજોગોનો ભોગ બનેલો ને પારાવાર મુશ્કેલીઓ વચ્ચે પરાણે શ્વાસ લેતો આજનો ગમે એવો શાણો, સમજુ, સંસ્કારી ને શિક્ષિત યુવાન આખરે ઈચ્છા–અનિચ્છાએ પણ જ્યોતિષશાસ્ત્ર અર્થાત્ ભાવિના ગર્ભમાં છૂપાયલા ભેદને જાણવા–માનવા અધીરો ને આકળો થાય છે.

આ છૂપી તરસ છીપાવવા એ ગમે એવા લેભાગુ જ્યોતિષીઓના પંજામાં સપડાઈ પૈસા બરબાદ કરે છે, કયાં તો ગમે એવા અગડંબગડં પુસ્તકો વાંચી ખોટા વહેમના વમળમાં ગૂંચવાયા કરે છે.

એવા જિજ્ઞાસુ–પીપાસુ હૃદયના માર્ગદર્શનને માટે આ હસ્તરેખાનું અણમોલ ને શાસ્ત્રીય અભ્યાસ તથા અનુભવથી લખાયલું પુસ્તક છે. ગૂજરાતી ભાષામાં આવા એક ગ્રંથની ઉણપ હતી અને લેખકે અંગ્રેજી, ગૂજરાતી, સંસ્કૃત વગેરે આ વિષયનાં પુષ્કળ પુસ્તકોનો ઊંડો અભ્યાસ કરી સેંકડો હસ્તવિધાનના સંગીન અનુભવો મેળવી આ વસ્તુ જનતાના લાભ માટે જાહેરમાં મૂકી છે. સુંદર ને સુરેખ ચિત્રોદ્વારા પ્રકાશકે એમની મનોભાવનાને સંપૂર્ણ સમજાવવા સ્તુતિપાત્ર પ્રયાસ કીધો છે. પરિણામે સોનામાં સુગંધનો મેળ સાંપડી આ કૃતિ એક ચમત્કૃતિ જેવી અનેરી ને અલૌકિક થવા પામી છે !

લેખક એક વખતના મારા ગુરૂ હતા. ત્યારબાદ કૉલેજમાં મારા સહાધ્યાયી બન્યા. અમો બનેએ બી એ. ની ઉપાધિ મેળવ્યા પછી અંગત મિત્રો બન્યા. જો કે સાહિત્યસેવાનો શોખ હતો તો એમને મૂળથી જ, પરંતુ કૉલેજ-જીવનમાં એમણે એ ખૂબ વિકસાવ્યો. "દરબાર" ના ઉપનામથી જાણીતા ને માનીતા બનનાર આ સાહિત્ય સેવકે **"કુસુમવાડીનો માળી"** નામક કૃતિ ઈ. સ. ૧૯૨૩ માં બહાર પાડી. ઈ. સ. ૧૯૨૭ માં એમણે **"શૃંગાર-હાર"** નામનું નાટક લખ્યું. ઈ. સ. ૧૯૩૨ માં એમણે **"પ્રતાપસિંહ"** નું નાટક સરજ્યુ અને ઈ. સ. ૧૯૪૧ માં 'સોનાવાલા હાઈસ્કૂલની વિદ્યાર્થી-લાયબ્રેરી 'ના વિકાસ અર્થે **'કવિકીર્તિ'** નામનું પુસ્તક એમણે બહાર પાડ્યું. આમ સાહિત્યસેવામાં એમણે ઉત્તરોત્તર પોતાનો યથાશક્તિ ફાળો આપવો ચાલુ જ રાખ્યો છે.

એમને લાગેલો જ્યોતિષશાસ્ત્રનો શોખ એ મારી પ્રેરણાનું પરિણામ છે. એવામાં અચાનક "શ્રી હરિહર પુસ્તકાલય" ના માલીક શ્રી જયંતીલાલ ભાઈનો એમનો આકસ્મિક મેળાપ થઈ ગયો. દુધમાં સાકર ભળે એમ સુમેળ સંધાયો. લેખક અને પ્રકાશક બંને આશાભર્યા ને ઉત્સાહિત હૃદયોનાં એકીકરણે આ હસ્તરેખાનાં અમૂલાં પ્રકાશનનો જન્મ થયો. મારી ઈચ્છા મારા મિત્ર એવા શ્રી. મણીભાઈએ આમ પૂરી કરી. મારી સ્નેહભીની પ્રેરણા, એમના સતત્ પ્રયાસ ને પ્રકાશકના ઉદાર ઉત્તેજને-ત્રીવેણી સંગમે આજ સાહિત્યક્ષેત્રની આ વિષયની એક આવશ્યક ઉણપ પૂરી થવા પામી છે, એમ મારૂં માનવું છે. જનતા એને હોંસભેર હૈયે ઉત્તેજન આપે ને અપનાવે એજ મારી નમ્ર અભ્યર્થના!

૧-૩-૪૩
વડોદરાવાડ,
**મહેમદાવાદ**
જીલ્લે ખેડા

વિનિત :
**મહાશંકર હીરાલાલ ઠાકર**
બી.એ., એલ.એલ., બી., એસ. ટી. સી.

# અનુક્રમણિકા



## આરંભનીય

| વિષય | | પાન |
|---|---|---|

## પ્રકરણ ૩ જુ



## પ્રકરણ ૪ થું



## પ્રકરણ ૫ મું

विषय | | પાન

## પ્રકરણ ૧૦ મું

| વિષય | | પાન |
|---|---|---|

| વિષય | | પાનું |
|---|---|---|
| ૨૦૮ | આયુષ્યરેખા ક્યાંથી નીકળે છે | ૧૩૧ |
| ૨૦૯ | આયુષ્યરેખા ન હોય તો ? | ૧૩૧ |
| ૨૧૦ | આયુષ્યરેખાના વિવિધ ઉદ્ભવ સ્થાન | ૧૩૨ |
| ૨૧૧ | આયુષ્યરેખાઓનાં ગુણ–દોષ અને તેનું ફળ | ૧૩૪ |
| ૨૧૨ | વિવિધ પ્રકારની આયુષ્યરેખાઓ | ૧૩૪ |
| ૨૧૩ | આયુષ્યરેખામાંની નિશાનીઓ અને તેનાં કાર્યો તથા તેનું ફળ વગેરે | ૧૩૬ |
| ૨૧૪ | આયુષ્યરેખામાંની રેખાઓ અને તેનું ફળ | ૧૩૮ |
| ૨૧૫ | આયુષ્યરેખામાં ત્રિકોણનું ચિન્હ | ૧૪૧ |

## પ્રકરણ ૨૬ મું



## પ્રકરણ ૨૭ મું

## પ્રકરણ ૨૮ મું

## પ્રકરણ ૩૦ મું

# હસ્તરેખાશાસ્ત્ર, તેનો ઇતિહાસ અને તેની મહત્તા



### વિશ્વનો સાર મનુષ્ય છે
### મનુષ્યનો સાર હાથ છે.



**સૃ**ષ્ટિનો નિયમ છે કે કારણ વગર કાર્ય પ્રકટ થતું નથી વૃક્ષને જોઇને આપણને જરૂર અનુમાન થઈ શકે કે એનું કોઈ કારણ હોવું જ જોઇએ, અને અનુભવથી આપણે જાણી શકીએ છીએ કે વીજળી, જળ, વાયુ આદિ એનાં કારણ છે.

આવી જ રીતે પ્રત્યેક વ્યક્તિના હાથમાં ચિન્હ તથા રેખાઓ વગેરે જોવામાં આવે છે. આવા ચિન્હો તથા રેખાઓનું કારણ શું ? એમાં પણ કંઈ કારણ અવશ્ય હશે જ અને છે જ. એ હાથની રેખાઓ તથા ચિન્હો મનુષ્યનાં ભાવિનું સૂચન કરાવે છે. એમાં માનવીનું કિસ્મત આલેખાયું છે. એમાં એનું જીવન-સુખ, એની સમૃદ્ધિ, એનું લગ્ન-જીવન અને એના ભાગ્ય-નિર્માણની રસીલી વાતો કુદરતની સાંકેતિક લિપિમાં આલેખાયલી છે. મનુષ્યની ફરજ એ સાંકેતિક લિપિનું જ્ઞાન પ્રાપ્ત કરી તેને જાણવાની છે. અને એ જાણીને કુદરતના દોર્યા દોરવાવાની છે. આ ફરજ માનવી ચૂકે તો તેણે કુદરતના માર્ગદર્શનની જરૂર અવગણના કરી કહેવાય.

માટે જ હાથની ભાષા જાણવાનો આગ્રહ આપણા પ્રાચીન ઋષિ-મુનિઓ તરફથી થતો આવ્યો છે. આ વિદ્યામાં જ નહિ પરન્તુ જ્યોતિષના એકેએક અંગની વિદ્યામાં આપણા પૂર્વજો પૂરા પ્રવીણ હતા. તેમણે આ વિદ્યાઓને લગતું ખૂબ સંશોધન કર્યું હતું અને એમાં પોતાનો અનુભવ ઉમેરી તેને સો ટચના સુવર્ણ જેવી સાચી અને વ્યહવારૂ બનાવી હતી.

સૃષ્ટિની રચનાની સાથે જ બ્રહ્માએ મનુષ્યોને માટે ધર્માદિ વ્યવસ્થાના નિયમો પણ ઘડયા હતા. આ નિયમો એક ગ્રન્થમાં સંગ્રહાયલાં છે. તેને વેદ નામથી ઓળખવામાં આવે છે. આ વેદમાં લખેલા નિયમો જ મનુષ્યે એક ધર્મ ગણીને પાળવાના હોય છે. વેદમાં ધર્માદિ સાધનને માટે કાલ–સમય કહેવામાં આવ્યો છે. અને એને બનાવવાને માટે બ્રહ્માએ વેદાંગ જ્યોતિષશાસ્ત્ર સિદ્ધાન્ત, સંહિતા અને હોરા નામના ત્રણ સ્કન્ધોમાં વર્ણવેલું છે. આ જ જ્યોતિષશાસ્ત્રનું સામુદ્રિકશાસ્ત્ર એક અંગ છે અને તેનું એક અંગ હસ્તરેખાવિજ્ઞાન છે.

આ માનવ–શરીરનું આખું પિંડ સમષ્ટિરૂપ બ્રહ્માંડનું જ એક સૂક્ષ્મ રૂપ છે. જે ક્રિયાઓ સ્થૂળ રૂપથી બ્રહ્માંડમાં દૃષ્ટિગોચર થાય છે, તે બધી સૂક્ષ્મ રૂપથી આ પિંડમાં પણ દ્રષ્ટિગોચર થાય છે. બન્નેની પરિસ્થિતિ એકજ છે, તેમજ બન્નેનો પરસ્પર દ્રઢ સંબંધ પણ રહેલો છે. ગ્રહ, નક્ષત્ર, તારા આદિની ગતિ, સ્થિતિ અને તેનો પ્રભાવ સ્થૂળ રૂપથી બન્નેમાં એક સમાન જ છે. આ વાતની ખાત્રી આપણા પૂર્વજોએ આપણને આ શાસ્ત્રદ્વારા કરાવી છે.

ભારતવર્ષ કે જેને સંસારની સર્વ વિદ્યાઓનું મૂળ સ્થાન સમજવામાં આવે છે, એણે આ વિદ્યાને જન્મ આપ્યો હતો. આપણા પ્રાચીન મહર્ષિઓ અદ્દભૂત આકાશી જ્ઞાન ધરાવતા હતા. તેમણે જ જ્યોતિષવિદ્યા અને લગ્નમંડળની વૈજ્ઞાનિક શોધ કરી હતી અને 'મનુષ્યના જીવન પર ગ્રહોનો કેવો પ્રભાવ છે' તેનું બારીક અવલોકન કરી તે તથ્યને શોધી કાઢયું હતું.

મનુષ્ય પોતાનું ભાગ્ય, પોતાના લક્ષણો, પોતાનું ચારિત્ર્ય, શુભાશુભ ફળ આદિ બધું પોતાના જન્મ સમયે યોજાયલા 'રાશિચક્ર'થી જાણી શકે છે. આ શોધ આપણા પૂર્વજોએ હજારો વર્ષ ઉપર કરી હતી અને આજની વૈજ્ઞાનિક કસોટીએ એ શોધ અણીશુદ્ધ સત્ય તરીકે સ્વીકારાઈ છે પણ ખરી. આપણા ઘરમાં આજે કોઈ બાળકનો જન્મ થાય છે કે તરત જ તેના જન્મ સમયની ઘડી–પળ નોંધાય છે અને એ બાદ

જ્યોતિષવિદ્યાના જ્ઞાતાને બોલાવીને બાળકના જન્મગ્રહોનું ફળ કઢાવવામાં આવે છે. જો એ ઘડી સૂર્યની ચાલને મળતી આવે તો એ બાળકના ગ્રહ સૂર્યની ચાલ જેટલા જ નિશ્ચિત બને છે.

વિજ્ઞાન આજે હસ્તરેખાની સચ્ચાઇને સિદ્ધ કરવામાં સંલગ્ન બન્યું છે. વર્ષોની મહેનત બાદ એણે પુનઃ સિદ્ધ કરી બતાવ્યું છે કેઃ—"હાથ એ મનુષ્યના અપ્રવર્તક શરીરનું એક પ્રવર્તક અંગ છે. અને એટલે જ જે પરિવર્તન આપણા શરીરમાં થાય છે તે હાથમાં પણ અવશ્ય થવું જ જોઇએ."

પુરાતન યુગનો એ અવસર હતો કે જ્યારે આર્ય મહર્ષિઓએ આ વિદ્યાઓને જન્મ આપ્યો હતો ત્યારે બીજી બાજુએ અન્ધકાર જ વ્યાપેલો હતો. ગ્રીસ, મિસર અને ઈરાનને કોઈ પિછાનતું નહોતું. એ દેશો શોધાયા પણ નહોતાં. યાહુદીઓના પિતા ઈબ્રાહીમનો જન્મ પણ થયો નહોતો અને મુસાદ્વારા મોકલાયલી ઈશ્વરની દશ આજ્ઞાઓ કોઈએ તે વખતે સાંભળી કે જાણી પણ નહોતી.

એ પછી જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ ભારતથી ચીન, તિબેટ, ઈરાન, મિસર આદિ દેશોમાં આ વિદ્યાનો પ્રચાર થતો ગયો. એ પછી આ વિદ્યા ગ્રીસમાં પહોંચી. ત્યાંના તત્ત્વવેત્તાઓએ તેને આવકારી. આ લોકોએ એનું બારીક અધ્યયન કરી પોતાના દેશવાસીઓને તેનું શિક્ષણ આપવા માંડયું.

ચીનમાં હસ્તસામુદ્રિકનો પ્રચાર ક્રાઇસ્ટના જન્મની ૩૦૦૦ વર્ષ પૂર્વેનો હતો. આજે પણ ત્યાં એનો પ્રચાર ચાલુ છે.

ગ્રીક દેશના તત્ત્વવેત્તાઓનો દાવો છે કે સામુદ્રિક જ્ઞાન ચીન કરતાં પણ પહેલું અમારા દેશમાં પ્રચલિત હતું. આ કથનના પુરાવામાં તેઓ પોતાની ભાષાના ગ્રન્થો રજુ કરે છે. તો પણ આ વિશે કોઈ પ્રમાણભૂત પ્રકાશ પાડી શકયું નથી.

ભારત, ચીન, મિસર, ઈરાન આદિ દેશોમાં સામુદ્રિક અને હસ્ત સામુદ્રિક વિષયો પર લખવામાં આવેલા પ્રાચીન પુસ્તકોની આજ સુધીની

તપાસમાં સૌથી પ્રાચીન હસ્તસામુદ્રિક પરનું હસ્તલિખિત પુસ્તક મિસર દેશમાંથી પ્રાપ્ત થયું છે. આજે પણ એ પુસ્તકને મિસરના પેપરી સ્થાનમાં સુરક્ષિત રીતે રાખવામાં આવ્યું છે. આ ઉપરથી માની શકાય છે કે ઇતિહાસને લખવાની તથા તેને સુરક્ષિત રાખવાની પ્રથા સંસારમાં સૌથી આજ દેશમાં પ્રારંભ થઈ હતી.

યૂનાને પણ હસ્ત-સામુદ્રિકના અનેક વિદ્વાનો ઉત્પન્ન કર્યાં હતા. આપણા ઋષિ-મુનિઓ ગર્ગ, ભારદ્વાજ, વ્યાસ, ગૌતમ, કાશ્યપ આદિઓની જેમ જ ત્યાં પણ આજે પોલીમન, અલતુનિયા, પ્લીની, હિસપાનસ આદિ વિદ્વાનોની સ્મૃતિઓ યૂનાનવાસીઓનાં હૃદયપટ પર અંકાયલી માલૂમ પડી આવે છે. પૈલમ્બનું નામ આજે પણ એલેકઝાન્ડ્રીયાના શહેરીઓ મોટા ગૌરવની સાથે ઉચ્ચારે છે. આ બધા વિદ્વાનો હસ્ત-સામુદ્રિકના પૂર્ણ જ્ઞાતા હતા. ઇતિહાસ કહે છે કે હિસપાનસે હસ્તસામુદ્રિકને લગતું એક પુસ્તક સુવર્ણના અક્ષરોથી લખી સમ્રાટ સિકન્દરને ભેટ તરીકે આપ્યું હતું. આ પુસ્તક એટલું તો સચોટ અને મનન કરવા યોગ્ય હતું કે તે વખતનાં અનેક રાજવંશીઓએ-અમલદારોએ તેનો અભ્યાસ પણ કરવા માંડ્યો હતો.

જોસેફ્સ નામનો એક પ્રસિદ્ધ યાહુદી ઇતિહાસકાર લખી ગયો છે કે સીઝર હસ્તસામુદ્રિકમાં એક્કો હતો. એક દિવસે એક માણસ હિરોદના પુત્રના સ્વાંગમાં આવી સીઝર સાથે વાદવિવાદ કરવા લાગ્યો. પ્રથમ તો સીઝર આ આગંતુકને જોઈ મુંઝાઈ ગયો અને સાચે જ તે જો હિરોદનો પુત્ર હોય તો તેની ઇચ્છા મુજબ તેણે કરવું જ રહ્યું. પરન્તુ એટલામાં અચાનક જ તેની દૃષ્ટિ તે માણસના હાથના પંજા પર પડી. આ પંજા પર બાદશાહને લગતું એક પણ સામુદ્રિક ચિન્હ તેની નજરમાં ન આવ્યું. સીઝરને હવે હિંમત આવી. તેણે કરડાકીથી પેલા આગંતુકને પૂછ્યું:-"તું કોણ છે તે સાચ્ચે સાચ્ચું જણાવી દે નહિ તો તને જીવતો મારી નાંખીશ."

પેલો માણસ સીઝરના આ હિંમતપૂર્ણ શબ્દોથી ગભરાઈ ગયો. તેને લાગ્યું કે જરૂર સીઝરે મારો ભેદ પારખી લીધો છે. તેણે પોતાનો

ગુન્હો કબુલ કર્યો, અને પોતે માત્ર તેને છેતરવા આવ્યો હતો તે પણ જણાવી દીધું. સીઝરે માત્ર સામુદ્રિક જ્ઞાન ઉપરથી જ ઢોંગીને સાચ્ચા સ્વરૂપમાં પિછાની કાઢયો.

૧૬મી અને ૧૭મી શતાબ્દીમાં જેમજેમ મુદ્રણકલાની શોધ થતી ગઈ, તેમ તેમ આ વિદ્યાનું સાહિત્ય પણ વધતું ગયું, અને તે એટલે સુધી કે ૧૭મી સદી સુધીના અન્ત સુધીમાં તો ૨૦૦થી પણ વધુ પુસ્તકો આ વિષય પર લખાઈ પ્રકટ પણ થઈ ગયા. એ દરમ્યાન રોમ લડાયક માર્ગે વળ્યું. યુદ્ધ-વિગ્રહમાં એ એટલું તો સંડોવાઈ ખુવાર બની ગયું કે તેનો વિનાશ જ થયો. રોમના પતનની સાથે સાથે ત્યાંની આ વિદ્યાની પણ બુરી દશા થઈ અને માત્ર થોડાંક જીપ્સીઓ સિવાય તેનું કંઈ મહત્વ ન રહ્યું.

જર્મનીમાં ઓકસબર્ગ નગર કે જ્યાં છાપવાની કલાનો પ્રથમ આવિષ્કાર થયો હતો ત્યાં સને ૧૪૭૫માં એક પુસ્તક પ્રકટ થયું. એ બાયબલ હતું અને આખા જર્મનીમાં મુદ્રિત થયેલું તે સૌથી પ્રથમ જ પુસ્તક હતું. તે બાદ બીજું પુસ્તક પ્રકટ થયું. એ હસ્તસામુદ્રિકને લગતું હતું. એનું નામ હતું-'Die Kunst Cyroment.' એ બાદ સને ૧૪૯૦માં એક બીજું પુસ્તક 'Cyromantia Aristotele's Cum Figuris' નામથી બહાર પડયું. આજે આ બન્ને પુસ્તકો બ્રિટીશ મ્યુઝીયમને શોભાવી રહ્યા છે.

એ પછી યૂરોપના મહાદ્વિપથી હસ્તરેખાવિદ્યા ઈંગ્લાન્ડમાં પહોંચી. ઈંગ્લાન્ડના લોકોને માટે આ એક નવો જ વિષય હતો. અધુરામાં પૂરૂં ત્યાંના લોકો એને પચાવી શક્યા નહિ અને એટલે આ વિદ્યાનું અહીં અધિક અપમાન થયું.

તોપણ એનું એક બીજું કારણ પણ હતું. એ સમયે ઈંગ્લાન્ડ રાજકીય, સામાજીક અને ધાર્મિક દષ્ટિએ તદ્દન અંધકારથી છવાઈ ગયું હતું. સુધારાનું નામનિશાન નહોતું. અંધશ્રદ્ધા અને ધાર્મિક ઘેલછા ઘર કરી બેઠી હતી. અજ્ઞાનતા અને નિરંકુશતાનો પ્રચાર પૂરજોશથી ચાલી રહ્યો હતો. આ સ્થિતિમાં લોકોએ આ વિદ્યાને આવકારી નહિ અને તેને

ધુત્કારી કાઢી. એની ઉન્નતિમાં વિઘ્ન નાંખવાની પ્રથમ પહેલ ત્યાંના ચર્ચ-સમુદાયે કરી. તે વખતે પાદરીઓ જ ત્યાંના ખરા રાજ્યકર્તા હતા તેમ કહીએ તોપણ ચાલે. આઠમો હેનરી માત્ર નામનો જ રાજા હતો. પોપે રાજાની અનુમતિ લઇને એક આજ્ઞા બહાર પાડી. આ હુકમની અનુસાર આ વિદ્યાને ત્યાં જાદુગરી, ધૂતારી, ભૂત-પ્રેત આદિ મલિન વિદ્યાના જેવી ગણવામાં આવી અને એનો અભ્યાસ તથા ધંધો કરનારાઓને સખ્ત શિક્ષા કરવામાં આવશે એવી ચેતવણી પણ અપાઇ.

પોપના કરતાં આઠમો હેનરી સવાયો નીકળ્યો. તેણે પોપના આ હુકમ ઉપરાંત બીજા પણ કડક હુકમો બહાર પાડયા. આમ ઇંગ્લાન્ડમાં એના પ્રચાર સામે કડક અંકુશ મૂકાયો.

આઠમા હેનરીને આ વિદ્યાના પ્રચારથી ભય પામવા માટેનું એક ખાસ કારણ પણ હતું. એને બીક હતી કે લોકો જો ભવિષ્ય ભાખતા બની જાય તો એનું પોતાનું ભવિષ્ય પણ ચાલતે દિવસે પ્રકટ થાય અને આમ જો થાય તો તેના લગ્ન પણ થતાં અટકી જાય. આથી એની સામે એ સદાય તકેદારી રાખ્યા કરતો હતો.

અને એવું બન્યું પણ ખરૂં. એક દિવસે હેનરીના એક મિત્રે વાતચીત દરમ્યાન હસતાં હસતાં હેનરીનો હાથ પોતાના હાથમાં લીધો. લગ્નરેખા તેણે જોઈ અને કહ્યું:-"તમારા લગ્ન અનેકવાર થશે અને તમે તમારી સ્ત્રીઓને ખૂબ ઘાતકી રીતે સતાવશો."

આ ભવિષ્યકથનથી હેનરી ચોંકી ગયો. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે એના લગ્ન અનેકવાર થયાં હતાં અને તેણે પોતે પોતાની સ્ત્રીઓને રીબાવી રીબાવીને મારી પણ નાખી હતી. આ ભવિષ્યથી હેનરીને ખોટું લાગ્યું અને તેણે પોતાના એ મિત્રને દગાફટકાથી મારી નંખાવ્યો. કેટલાકોનું કહેવું હતું કે હેનરીને ભય લાગ્યો હતો કે તેનો આ મિત્ર તેની આ વાત બીજાઓને કહી પણ દે અને આથી તેણે એને સદાને માટે દૂર કરી દીધો.

પરન્તુ આશ્ચર્યની વાત તો એ છે કે આઠમા હેનરીની પુત્રી રાણી ઇલીઝાબેથે આ વિદ્યાને આવકારી અને તેના પ્રતિ એણે રસ લેવા માંડ્યો.

આટલું જ નહિ પરન્તુ પોતે તેની યોગ્ય સલાહ લઈ શકે તે માટે તેણે જોન ડી નામના એક હસ્તરેખાશાસ્ત્રીની ભારે પગારે પોતાના દરબારમાં નીમણુક પણ કરી. રાજ્યકારભારમાં તેમજ બીજા પ્રસંગોએ રાણી આ ભવિષ્યવેત્તાની સલાહ લેતી અને તેની સૂચના મુજબ જ કાર્ય કરતી હતી.

કહેવાય છે કે એક દિવસે આ વૃદ્ધ જ્યોતિષીએ રાણીનો હાથ જોઈ તેને સ્પેનિશ નૌકાસૈન્યના હલ્લાની આવનારી આફત સામે ચેતવણી આપી. એ સલાહને અનુસરીને રાણીએ તરત જ અગ્નિવહાણો બાંધ્યા અને પરિણામ એ આવ્યું કે જ્યારે સ્પેન સાથે લડાઈ જાહેર થઈ ત્યારે એ અગ્નિવહાણોએ સ્પેનના જબરજસ્ત અને શક્તિશાળી નૌકાસૈન્યનો કચ્ચરઘાણ કરી નાંખ્યો. ઇતિહાસ આ બનાવને રાણીની દૂરદર્શિતા અને તેની બહાદુરીરૂપ ગણે છે પરન્તુ ખરી રીતે જોતાં તો તેનો યશ જ્યોતિષવિદ્યાને જ મળવો જોઇએ.

એ પછી પાછો મામલો પલટાયો. ચોથા જ્યોર્જના શાસનકાળમાં આઠમા હેનરીએ હસ્તવિદ્યા સંબંધી જે બીલ પસાર કર્યું હતું તેની સખ્ત આલોચના કરવામાં આવી અને તેની ભલામણથી પાર્લામેન્ટે એક "એન્ટી પામીસ્ટ્રી બીલ" પસાર કર્યું. આ બીલ અનુસાર હસ્તરેખા ને ધૂર્ત અને છળકપટવાળી ગણવામાં આવી અને તેનો ઉપયોગ કરનારને એક વર્ષની સજાનો હુકમ થયો. આ આખોય હુકમ નીચે મુજબનો હતોઃ-

" Any person found practising Palmistry is here by deemed a Rogue and a Vagabond to be sentenced to one year's imprisonment and stand in the pillory."

પણ આ દુર્દશા અધિક સમય સુધી રહી નહિ. ૧૯મી શતાબ્દીની સાથે જ વૈજ્ઞાનિક યુગની શરૂઆત થઈ આ વિદ્યાને વિજ્ઞાનની કસોટીએ કસવામાં આવી અને તેમાં તે અણીશુદ્ધ પાર ઉતરી. સને ૧૮૫૩માં પાશ્ચાત્ય વિદ્વાન મેંસીનરે સિદ્ધ કરી બતાવ્યું કે, હાથમાં એવી જાતના પરમાણુઓ થાય છે કે જે હથેળીની લાલ રેખાઓ સાથે સ્પષ્ટ રૂપમાં

આવે છે. આ પરમાણુઓનો સંબંધ એ નાડીઓની સાથે રહેલો છે, કે જે આપણા મસ્તિષ્કની નીચેની તરફ આવેલી છે. આપણા શરીરની સચેતન અવસ્થામાં આ પરમાણુઓમાં એક વિશેષ પ્રકારનું કમ્પન અને આન્દોલન ઉત્પન્ન થાય છે. આ કમ્પન એજ છે કે જે શરીરના ભાગમાં કોઈ પરિવર્તન થવાથી સ્વયં બદલાઈ જાય છે અને શરીરની મૃત અવસ્થામાં તે અનાયાસે શાન્ત બની જાય છે.

હસ્તરેખાશાસ્ત્રની પ્રાચીનતા ખૂબ જ અધિક છે આપણા આચાર્યોએ પણ હસ્તરેખાશાસ્ત્ર સંબંધી પોતાનો મત અવારનવાર ઉચ્ચાર્યો છે. 'આચાર-પ્રદીપ', 'આન્હિક સૂત્રાવલી', નિત્ય-નૈમિત્તિક કર્મશાસ્ત્રોમાં પણ એનો ઉલ્લેખ મળી આવે છે. પ્રાતઃકાળે ઊઠીને માનવીએ કઈ કઈ વસ્તુઓનું પ્રથમ દર્શન કરવું તેમાં પણ તેઓએ હાથને મહત્વ આપ્યું છે. હાથ માટે 'આન્હિક સૂત્રાવલી'માં લખ્યું છે કેઃ-

"હાથના અગ્રભાગમાં શ્રી લક્ષ્મીજી, મધ્યમાં શ્રી સરસ્વતીજી અને મૂળમાં બ્રહ્માનો નિવાસ રહે છે. એટલે પ્રભાતકાળે હાથનાં દર્શન કરવાં જોઇએ."

મનુ ભગવાને પણ આંગળીઓ તથા અંગૂઠાનું મહત્ત્વ બતાવતા કહ્યું છે કેઃ-"અંગૂઠાના મુળની નીચે બ્રાહ્મતીર્થ, છિંગુનીના મુળમાં પ્રજાપતિતીર્થ અને આંગળીઓના અગ્રભાગમાં દેવતીર્થ તથા અંગૂઠા અને પ્રદેશિનીની વચમાં પિતૃતીર્થ છે."

માનવીના હાથ ઉપર દેવતા, ગ્રહ, રાશિ આદિનો નિવાસ છે. આપણાં ધર્મશાસ્ત્રોના કથન અનુસાર દેવ, તિર્થો આદિનું સ્થાન એમાંજ નિયત થયેલું છે. મનુષ્યજીવનના તેના ભાગ્યચક્રના બધા શુભાશુભ નિર્ણય તેની હથેળી પર જ અંકિત થયેલા છે. મનુષ્યની હથેળી તેની જન્મકુંડળી છે. તેના ભવિષ્યની કિતાબ છે.

ખ્રિસ્તીઓના ધર્મગ્રન્થમાં પણ હાથને માટે અનેક ઉલ્લેખો કરવામાં આવ્યા છે એ બધામાં નીચેનો એક વધુ મહત્ત્વનો છેઃ-

God Caused signs or seals on the hands of all the sons of men, that the sons of men might know their works.

એટલે કે–ઈશ્વરે મનુષ્યોના હાથ પર એવા ચિન્હો બનાવ્યા છે કે જેથી તે પોતાના કામોને બરાબર સ્પષ્ટ રીતે સમજી શકે.

મશહૂર હસ્તરેખાશાસ્ત્રી 'કીરો' (Cheiro)એ કબૂલ્યું છે કે તેને હસ્તરેખા વિશેની વધુ અને નક્કર માહિતીઓ હિન્દનાં જ્યોતિષીઓદ્વારા જ મળી હતી 'કીરો'ના મત મુજબ હસ્તરેખા એ હિન્દની જ પ્રાચીન વિદ્યા છે. અને તે બાદ તેનો પ્રચાર બીજા દેશોમાં થયો છે. બીજા પ્રસિદ્ધ જ્યોતિષીઓનું પણ આ જ કથન છે.

શરીરશાસ્ત્રનું કથન છે કે મસ્તક તથા હાથની આંગળીઓ એક પ્રકારના જ્ઞાનસ્નાયુઓદ્વારા સંબંધ ધરાવે છે અને આ સંબંધ એટલો તો ગાઢ છે કે હાથને મસ્તકના ગુલામ જેવો બનાવી રાખવામાં આવ્યો છે. વિચારકેન્દ્રમાંથી જેવી કોઈ આજ્ઞા થઈ કે તરત જ હાથને એનું પાલન કરવું પડે છે. પછી એ હાથની એ શક્તિ હોય કે ન હોય તેને તો હુકમ ઉઠાવવો જ પડે છે. મસ્તકની ક્રિયાનો ઊંડો પ્રભાવ હાથ ઉપર પડે છે. શુભ–અશુભ વિચારો કે જે આપણા મનમાં વારેઘડીએ ઊઠે છે તેની ય તત્કાળ અસર હાથ ઉપર અંકાઈ જાય છે. હાથ અને મગજશક્તિનો આવો ગાઢ સંબંધ છે

હાથની રેખાઓનું જ્ઞાન એટલું તો ઉપયોગી છે કે જો માનવી તે જાણી શકે તો તે સદાય પોતાના જીવન વ્યવહારથી સાવચેત રહી શકે છે રેખાઓનું જ્ઞાન તેને શારીરિક, આર્થિક અને ધાર્મિક એમ ત્રણે રીતે યોગ્ય માર્ગદર્શન કરાવે છે. હાથની રેખાઓમાં જળ–અગ્નિ કે વાહનનો ભય જણાતો હોય તો તેનાથી સાવચેત રહેવાની માનવીની ફરજ છે. અમુક રોગ થવાના લક્ષણો આરોગ્ય રેખામાં સંકેત હોય તો માનવીએ તે રોગને મૂળમાંથી જ અટકાવી દઈ તેની સામે ચાંપતા ઇલાજ લેવા જોઇએ. હાથની રેખાઓ અમુક જ હુન્નર–ઉદ્યોગનો સંકેત કરતી હોય તો માનવીની ફરજ છે કે તેણે તેજ ઉદ્યોગોમાં ચિત્ત લગાવી પોતાની પ્રગતિ સાધવી. હાથની રેખાઓમાં, તેના સામુદ્રિક ચિન્હોમાં કુદરતનો ગૂઢ સંકેત છૂપાયેલો હોય છે. એ સંકેતને જાણવાનું કામ માનવીનું

છે. માનવી હાથની ભાષા શીખે તો એ સંકેત જાણી શકે અને કુદરતને ચીલે ચાલી શકે.

હાથની રેખાઓ પરથી માનવી ચોર, ડાકુ, સદ્‌ગૃહસ્થ કે દંભી છે તે પણ જાણી શકાય છે. હાથની રેખાઓ તેના સમસ્ત ગુણ-અવગુણને પ્રકટ કરે છે. આ વિદ્યાનો લાભ હાલમાં સ્કૉટલેન્ડ યાર્ડ ( Scotland yard ) ના ગુપ્તચર વિભાગે પણ છૂટથી લેવા માંડયો છે. હાથની રેખાઓનું અવલોકન કરી માનવી કયા ગુન્હામાં સંડોવાયો છે તે તેઓ શોધી કાઢે છે અને આવી રીતે ગુન્હેગારોને પકડી પાડે છે. આ કાર્યમાં Finger Print-અંગૂઠાની છાપનો ઉપયોગ પણ કરવામાં આવે છે. અંગુઠાની છાપ લેવાની પ્રથા તો આજે બધા જ દેશોમાં પ્રચલિત છે. આપણા હિન્દમાં પણ તેનો પ્રચાર ગામેગામ-શહેરેશહેરમાં છે. અંગૂઠાની છાપ ખરા ગુન્હેગારોને અચૂક પકડી પાડે છે એમાં હવે જરાપણ શંકા રહી નથી.

હાથની ચામડીને બાળી નાંખવામાં આવે કે પછી હાથની રેખાઓને એસીડથી નષ્ટ કરી દેવામાં આવે તોપણ થોડાક સમય બાદ એ રેખાઓ પાછી પહેલાંની જેમ જ હાથ પર પ્રકટી ઊઠે છે. આ જ પ્રકારે આંગળીઓ, અંગૂઠાના ચિન્હોનું પણ સમજવું.

હસ્તરેખાશાસ્ત્ર એ એક સિદ્ધ વિજ્ઞાન છે. આજના વિજ્ઞાનયુગની સંપૂર્ણ કસોટીમાંથી એ પાર પડયું છે. એનો શાસ્ત્રીય અભ્યાસ અત્યારે દરેક ક્ષેત્રમાં આવકારદાયક મનાયો છે. હાથની ભાષાની હવે અવગણના કરવી પાલવે એમ નથી. કુદરતે જ્યારે આ વિદ્યાનું અસ્તિત્વ સિદ્ધ કરી બતાવ્યું છે, જ્યારે એના બધા સાધનો તૈયાર છે ત્યારે માનવી જો એનો અભ્યાસ ન કરે, એને પિછાનવાનો પ્રયત્ન ન કરે તો એના જેવો જડ બીજો કોણ હોઇ શકે ? હાથની ભાષાનો અભ્યાસ કરો, તેને ઉકેલો અને કુદરતના દોર્યા દોરવાઈ સકલ સંસારને ઉજ્જવળ બનાવો. પ્રભુના આશીર્વાદ તમારા ઉપર જરૂર ઉતરશે.

**यतोयत: समीहसे ततोनो अभयंकुरु:**

"હે પરમાત્મા ! જ્યાં જ્યાં અમને ભય જણાય ત્યાં ત્યાં અમારૂં રક્ષણ કરો !"

**આનંદકુમાર ભટ્ટ**

## : : શેઠ શ્રી. રમણલાલ લલ્લુભાઈ : :

તેઓ હિંદુસ્તાનની વેપારી આલમમાં એક આગેવાન છે એટલું જ નહિ પરંતુ સનાતન જગતમાં તેઓ ધર્મધુરંધરના નામે વિખ્યાત છે. તેઓનું જીવન અવિરત ઉદ્યોગથી ભરપુર છે. ઉદ્યોગ, ઉદ્યોગ ને ઉદ્યોગ એજ એમના જીવનની પૂનીત ગીતા છે. તેઓશ્રી નીચેના હોદ્દાઓ ઉપર વિરાજમાન છે.

(૧) વિક્રમ મીલ્સ અમદાવાદના માલીક, (૨) ધી રાજરત્ન નારણભાઈ મીલ્સ લીમીટેડ, પેટલાદ, ના સલાહકાર અને ડાયરેક્ટર, (૩) ધી કેશવ મીલ્સ લીમીટેડ, પેટલાદ, ના સલાહકાર અને ડાયરેક્ટર, (૪) ધી છોટાલાલ મીલ્સ લીમીટેડ, કડી, ના સલાહકાર અને ડાયરેક્ટર, (૫) ધી છોટાલાલ મીલ્સ લીમીટેડ, કલોલ, ના સલાહકાર અને ડાયરેક્ટર, (૬) ધી ઇન્ટર નેશનલ બેન્ક ઓફ ઇન્ડીઆ લીમીટેડ, ના ચેરમેન અને ડાયરેક્ટર, (૭) ધી બ્રિટિશ ઇન્ડીઆ જનરલ ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ, ના ડાયરેક્ટર, (૮) ધી વૉર્ડન ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડના ડાયરેક્ટર, (૯) ધી ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ લીમીટેડના ડાયરેક્ટર, (૧૦) ધી ગ્વાલીયર સુગર કંપની લીમીટેડના ડાયરેક્ટર, (૧૧) ધી ગ્વાલીઅર રબર પ્રોડકટસ કંપની લીમીટેડના ડાયરેક્ટર, (૧૨) અમદાવાદ મીલ ઓનર્સ એસોશીએશનની કાર્યવાહી કમીટીના સભ્ય, (૧૩) મસ્કતી કાપડ મહાજનના સરપંચ, (૧૪) મીલ ઓનર્સ એસોશીએશન અમદાવાદના સરપંચ, (૧૫) ગુજરાત વૈશ્ય સભાના વાઇસ-પ્રેસીડેન્ટ અને (૧૬) એલીસ બ્રિજ વ્યાયામ મંડળના પ્રમુખ.

પ્રભુ અવિરત કર્મમાર્ગના આ અર્જુનને અને ધર્મમાર્ગમાં અનુપમ સ્થાન સોહાવતા સંતને દીર્ઘ આયુષ્ય આપો અને તેમને શ્રી તથા સરસ્વતી બન્નેથી નિવાજો.

# શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈ, વિક્રમ મિલ્સ, અમદાવાદ



## હસ્તવિધાન

૧ **હાથનો આકારઃ**—સંપૂર્ણ ઘન ને ભરાવદાર-અંગુલીઓ ટૂંકી ને ચોરસ;

(अ) દુનીઆદારીનાં તમામ કર્તવ્યો કરવા શક્તિમાન.

(ब) સંસારનાં સર્વ સુખોપભોગ, શાંતિ ને સૌખ્ય, વિલાસ ને વિહાર, પ્રેમ ને પરિમલ.

(क) ધનપ્રાપ્તિ માટે મહાન યુક્તિઓ ને નવા નવા રસ્તા રચે ને પાર પાડે.

(ड) કાયદો ને વ્યવસ્થા.

(इ) અંગુઠો ઘણો મોટો, ગાઢો ને મજબુતઃ-દ્રઢ નિશ્ચય અને સત્તા
પ્રથમ વેઢો મોટો ને ઘાઢ-દ્રઢ મનોબળ ને સાહસિકવૃત્તિ.

૨ **હાથના પહાડોઃ**—

(अ) ગુરૂનો પહાડ અતિ વિશાળ ને ગાઢઃ—જીવનમાં મહત્વાકાંક્ષા, સત્તાનો શોખ પદવીનું અભિમાન. ધર્મમાં દ્રઢ શ્રદ્ધા, પ્રકૃતિપ્રેમ, સ્વમાન ને સ્વગૌરવ.

(ब) રવિનો પહાડ અતિ વિશાળ ને ગાઢઃ—કળા અને કીર્તિ, સૌન્દર્ય ને સોહાગ. વિલાસ ને વૈભવ.

(क) બુધનો પહાડ અતિ વિશાળ ને ગાઢઃ—પ્રબળ ધનજીગુપ્સા, કાર્યનો વેગ ને ગતિ, વાકપટુતા અને ચાણક્યનીતિ.

(ड) મંગળનો પહાડ ઘનઃ—શૌર્યશક્તિ ને સાહસ. ધીરજ.

(इ) ચંદ્રનો પહાડ જરા પુષ્ટઃ—સંગીતપ્રેમ, લેખનશક્તિ ને કવિત્વ. મુસાફરીનો શોખ.

(फ) શુક્રનો પહાડઃ—સઘન સૌન્દર્ય ને સોહાગ. દયા ને કરૂણા, માનવતા ને જનકલ્યાણ

૩ હાથની રેખાઓઃ—

(अ) આયુષ્ય-રેખા સંપૂર્ણ-અતિ દીર્ઘ આયુષ્ય

(ब) સૂર્યરેખા-લગભગ પોણા ભાગ ઉપર. દિનપ્રતિદિન ઉન્નતિ લગભગ ૧૮ વર્ષ પછી.

(क) મસ્તકરેખા બેવડી-ધનવાન, કીર્તિવાન ને વિદ્વાન.

(ड) હૃદયરેખા-બેવડી ઉર્ધ્વ ગતિએ ગુરૂના પહાડ તરફ. લાગણીપ્રધાન-પ્રેમવશ-ઉન્નતિ. સ્થિર.

(इ) ભાગ્ય-રેખાઃ—(૧) પ્રથમ ઉદ્‌ગમ ૧૭ થી ૧૮ મે વર્ષે આયુષ્ય-રેખામાંથી થઈ એક પાંખીએ સૂર્યની રેખાને મળે છે. આ મેળાપથી ધન તથા કીર્તિ મેળવવા તરફ નુતન જીવનની શરૂઆત લગભગ છ થી નવ વર્ષ સુધી. આ ઉદ્‌ગમનો પ્રભાવ પ્રચંડ. (૨) ભાગ્ય-રેખાનો બીજો ઉદ્‌ગમ-ચંદ્ર અને શુક્રના પહાડની વચ્ચે એક નાના પાંખીયાથી શરૂ થાય છે. આ પાંખાયાનો વિભાગ લગભગ ત્રણેક વર્ષનો છે. તે ભાગીદારીનું સુખ, શાન્તિ, ધન તથા કીર્તિ દર્શાવે છે. (૩) સ્વતંત્ર ભાગ્ય-રેખાની શરૂઆતઃ—જન્મથી લગભગ ત્રીસેક વર્ષથી મધ્યમ મંગળના પહાડ આગળથી શરૂ થઈ છેક શનિ અને ગુરૂની આંગળીઓના વચ્ચેના મૂળ ભાગ સુધી લંબાય છે, એટલે કે લગભગ ૭૫ વર્ષની ઉમ્મર સુધી લંબાય છે. આ સ્વતંત્ર ભાગ્ય-રેખાની શરૂઆત સ્વતંત્ર રીતે ઉત્તરોત્તર ઉન્નતિ દર્શાવે છે. (૪) સ્વતંત્ર ભાગ્ય-રેખાના ઉદ્‌ગમઅને સૂર્ય-રેખાનો ઉદ્‌ગમ બન્ને લગભગ ત્રીસેક વર્ષથી થઈ બન્ને લગભગ પંચોતેર વર્ષની ઉમ્મર સુધી જાય છે. આ સહકાર સાધતો વિભાગ સ્વતંત્ર રીતે જીવનની ક્રમાનુસાર ઉન્નતિ લગભગ પંચોતેર વર્ષની ઉમ્મર સુધી દર્શાવે છે.

ઉન્નતિદર્શક અન્ય ચિન્હોઃ—

(अ) ગુરૂની રેખા—ગુપ્ત વિદ્યા, આધ્યાત્મશક્તિ, ધર્મભાવના ને ગહનવિદ્યા પ્રાપ્ત કરવાની ધગશ.

(ब) ગુરૂના પહાડ પરના બે મોટા ચોરસઃ—મહાન સત્તા, ઉન્નત સ્થિતિ, સ્વમાન ને સ્વગૌરવ જાળવી રાખે. ગમેતેવા ઉથલપાથલના સંજોગોમાં ધન, સત્તા અને કીર્તિમાં અચળ રાખે.

(क) શનિના પહાડ પરનું ત્રિશુળાકાર ચિન્હઃ—ડહાપણ, જ્ઞાન, સદ્‌બુદ્ધિ અને ધર્મભાવ પ્રેરે. જમીન, રસાયણ અને વૈજ્ઞાનિક પદાર્થોદ્વારા ઉન્નતિ દર્શાવે.

(ड) રવિના પહાડ પરનાં બે મોટાં ત્રિશુળઃ—ધન અને કીર્તિની ધજા ફરકાવે, રાજા ને પ્રજા તરફથી મોટા ઈલ્કાબો ને ખીતાબો મળે.

(इ) શુક્રની રેખા— અવિરત ઉદ્યોગ ને વિલાસપ્રિયતા.



## બીરાદર રજની પટેલ.

એમ. એ. ઑનર્સ (કેન્ટરબરી)
બાર. એટ લૉ. લંડન.

(૧) અત્યારે તેઓ ધી ઑલ ઈન્ડીઆ સ્ટુડન્ટસ ફેડરેશનના માનનીય પ્રતિનિધિ છે. (૨) ધી ઑલ ઈન્ડીઆ કૉમ્યુનીસ્ટ પાર્ટી તરફથી આખા ગુજરાત પ્રાંતના કાર્યકર્તા છે.

તેમનો જન્મ ૯મી જાન્યુઆરી ૧૯૧૫ને રોજ સારસા તા. આણંદ મુકામે થયો. ઇ. સ. ૧૯૩૩ની સાલમાં તેઓ ઈન્ગ્લેન્ડ આઈ. સી. એસ. ના અભ્યાસ માટે ગયા. ત્યાં તેમણે કેમ્બ્રીજના B. A. Hon. ની ડીગ્રી મેળવી. ઇ. સ. ૧૯૪૦માં તેમણે M. A. Hon. ની ડીગ્રી મેળવી. ઈ. સ. ૧૯૩૯માં તેઓ બારીસ્ટર થયા. તેઓ મીડલ ટેમ્પલ લંડનમાં બેરીસ્ટરનો અભ્યાસ કરતા હતા ત્યાં તેમને પંડિત જવાહરલાલ નેહરૂનો મેળાપ થયો. પંડિતજીની અજબ પ્રભાએ અને સ્વદેશ સેવા કરવાની ધગશે તેઓ આકર્ષાયા અને તેઓ પંડિતજીના શિષ્ય થયા.

ઈંગ્લેન્ડના વિદ્યાર્થી આલમના તેઓ નેતા થયા અને Students Brother Hood ના સંસ્થાપક બન્યા. ત્યાંથી વિદ્યાર્થી નેતા તરીકે તેઓ ફ્રાન્સ, સ્વીટઝર્લેન્ડ, સ્પેન, ઈટાલી, રૂશિઆ, જર્મની અને છેલ્લે અમેરિકા ગયા. અમેરિકાનાં આગેવાન પત્રોએ તેમને પંડિતજીના શિષ્ય તરીકે સારો આવકાર આપ્યો અને ત્યાંના વિદ્યાર્થીઓએ સભાઓ ઉપર સભાઓ ભરીને તેમને બહુ માન આપ્યું.

તેઓ અમેરિકન વિદ્યાર્થીઓનો હિંદુસ્તાનની સ્વતંત્રતા બાબતનો સંદેશો લઈને ચીન જતા હતા પરંતુ નામદાર સરકારે તેમને હોંગકોંગ ઊતરવા દીધા નહિ અને સીધા મુંબઈ તરફ રવાના કર્યા. મુંબઈ ઉતરતાં જ વાંધાભર્યાં પરદેશોમાં ભાષણોને અંગે તેમને અટકમાં લીધા અને નાસીક જેલના મહેમાન બનાવ્યા.

પંડિત જવાહરની જાણમાં વાત આવતાં જ તેમણે નેશનલ હેરલ્ડમાં એક અગ્રલેખ છાપી તેમની કેદ માટે ઘૃણા દર્શાવી, નામદાર સરકારે તેમને થોડા વખત પછી છોડી મૂક્યા.

# બીરાદર રજની પટેલનું હસ્તવિધાન



૧ હાથનો આકારઃ—લંબચોરસને મળતો. (अ) યોજનાત્મક વિચાર ને આચાર, કર્તવ્યમાં ત્વરા ને વેગ. (ब) માનવસ્વભાવ પરીક્ષા, અંતર્જ્ઞાન ને અંતર્પ્રેરણા. (क) વિવિધતા ને નુતનતા.

૨ અંગુલી નિર્દેશઃ—લાંબી, ચપટાં ટેરવાંવાળી. (अ) દરેકે દરેક વસ્તુનું બારીક નિરીક્ષણ. (ब) મીજાનસાર લાગણીપ્રધાન સ્વભાવ. (क) સારી સ્મરણશક્તિ, કર્તવ્યાત્મક જીવન જીવવાની વૃત્તિ. (ड) સર્જકવૃત્તિ, પ્રબળ ઉત્સાહ. (इ) સ્વતંત્ર વિચાર, સ્વતંત્ર કર્તવ્ય, સ્વતંત્ર જીવનની અભિલાષ.

૩ અંગુઠોઃ—લાંબો ને સીધો, બન્ને વેઢા સમાન, શંકુ આકાર જેવો છતાં ચપટો. (अ) ઊર્મિનો ઉછાળ, લાગણીનો વેગ, સપ્રમાણ મનોબળ ને તર્કશક્તિ, તુલનાત્મક સિદ્ધાન્તવાદ, દુનીઆદારીનું ડહાપણ ને કરકસરથી જીવન નિભાવવૃત્તિ. (ब) શુક્રના પહાડની ઘનતાને લીધે દયાર્દ્ર ને પરોપકારવૃત્તિ.

**૪ હાથના પહાડ:**—(अ) ગુરૂનો પહાડ વિસ્તૃત. ઉન્નત જીવન જીવવાની કલ્પના, સ્વમાન ને સ્વગૌરવ, ભારોભાર મહત્વાકાંક્ષા. (ब) શનિનો પહાડ વિસ્તૃત રવિ તરફ ઢળતો. (૧) આત્મદ્રષ્ટિથી જગતમાં ને જીવનમાં દુ:ખ અને ત્રાસ જુએ. (૨) અનાથો ને પીડીતોના અવાજ સાંભળે. (૩) સમાજ ને શયતાનીયતની ચક્કીમાં પીસાયલા અનેક નિર્બળ માનવોનો સંહાર જુએ (૪) શુક્રની સંગતિથી માનવ કલ્યાણ કરવાના પ્રયાસો આદરે. (૫) જીવનની કાળી બાજુનો વિચાર કરી સાહસ કરતા પહેલા પુષ્કળ વિચાર કરે, અતિશય સાવધ ને ચપલ બને. (૬) દુ:ખમાં ધીરજ ધરે ન સુખમાં છલકાઈ ન જાય. (क) રવિનો પહાડ સમભાવી બુધ તરફ વિસ્તૃત. સત્તાનો શોખ, પદવીની લાલસા, કીર્તિની ઝંખના.

**૫ હાથની રેખાઓ:**—(अ) આયુષ્યરેખા લાંબી, લાંબુ આયુષ્ય-બુધની રેખા આયુષ્યરેખાને અને ભાગ્યરેખાને લગભગ પીસતાલીસમે વર્ષે છેદે છે. માટે તે વર્ષે ભયંકર મંદવાડ પરંતુ મંગળની રેખાના અસ્તીત્વને લીધે પાછું સર્વે ક્ષેમકુશળ. (ब) આયુષ્ય-રેખામાંથી એક ઉર્ધ્વરેખા શનિના પહાડ તરફ જાય છે માટે જમીનથી લાભ ને વિદ્યાની વિવિધ પ્રાપ્તિ. (क) મસ્તક-રેખા, સપ્રમાણુ, મંગળ તરફ સીધા ઢોળાવે પ્રબળ માનસિક શક્તિ, સીધુ દુનીઆદારીના ડહાપણવાળું કરકસરીઉ જીવન (ड) મસ્તક-રેખામાંથી એક ઉર્ધ્વરેખા રવિના પહાડ તરફ જાય છે તેથી આકસ્મિક ધનપ્રાપ્તિ. (इ) ભાગ્ય-રેખાનો પ્રથમ ઉદ્દગમ લગભગ સત્તરમા વર્ષથી શરૂ થઇ મસ્તક-રેખાને લગભગ સતાવીસમે વર્ષે એક આડી રેખાથી મળે છે માટે તે વર્ષો ઘણાંજ આનંદદાયક ને મનોરંજક જાય. (फ) ભાગ્ય-રેખાના દ્વિતીય ઉદ્દગમ ચંદ્રના પહાડ પરથી થઇ શનિના આંગળાની નીચે હૃદય-રેખાને મળે છે તેથી માનવ-લોકમાં કીર્તિમય જીવન બને. (ग) ભાગ્યરેખાના ત્રીજો ઉદ્દગમ મણીબંધમાંથી નીકળી મંગળના પહાડ પર જાય છે. તથા (૧) જન્મના વર્ષથી પિતાની સમૃદ્ધિમાં વૃદ્ધિ થાય. (૨) સ્વપરાક્રમથી વિદ્યા ને કીર્તિ, પદવી તથા ધનની પ્રાપ્તિ કરે. (ह) મણીબંધમાંથી ચંદ્રના પહાડ પર બે સીધી રેખાઓ જાય છે તેથી પરદેશની બે વિજયી દરીઆઈ મુસાફરીઓ થાય (ज) ચંદ્રના પહાડ પર ચોરસ છે તેથી તરંગી જીવન, ઉત્કૃષ્ટ કલ્પના ને દરીઆઇ મુસાફરીના જોખમમાંથી રક્ષણ થાય.

**પંડિત જવાહરના રજની પટેલ માટેનો અભિપ્રાય:—**

એ એવી માટીનો જુવાન છે જે તરત સામા માણસના રસ અને આકર્ષણને સહેલાઈથી જીતી લે છે. બુદ્ધિશાળી, મીઠો ને આનંદી, શક્તિ પણ સામાન્ય જુવાનો કરતાં ખુબ વધારે.

# પ્રકરણ ૧ લું

## સામુદ્રિકશાસ્ત્ર અને સામુદ્રિક

**यद्भावि तद्भवतु । Let fate rule.**

**मरणं प्रकृतिः, विकृतिर्जीवित मुच्यते ।**

Death is n.ture, life is but an accident.

મરણ એ પ્રકૃતિ છે, જીવન અકસ્માત છે.

ભાગ્યમાં લખ્યું જ ભોગવાય છે.

卐

"સર્જનહારનાં સર્જન, કલાવિધાનની કલા
ભાગ્યના લેખ સૌ ભાખે, સામુદ્રિક રૂડા જગે."

卐

**સ**ર્જનહારે સૃષ્ટિનું સર્જન સુંદર કલાવિધાનથી કર્યું છે. સામાન્ય દષ્ટિએ સૃષ્ટિ સર્જનના બે મહાન વિભાગ પાડી શકાય-જડ અને ચેતન—અથવા પ્રકૃતિ અને આત્મા. ચેતન અથવા આત્મા, જડ અથવા પ્રકૃતિનો સંચાલક હોઇ, તેની સ્થીતિ અથવા ગતિનો અધિષ્ટાતા છે. ચેતન અથવા આત્માની પ્રેરણાથીજ જડ અથવા પ્રકૃતિનાં તત્વો સ્થીતિ અથવા ગતિ કરે છે. એ ચેતનમય આત્માના અધિષ્ટાનથીજ પ્રકૃતિનાં તત્વો સાનુકુળ્ય રૂપાન્તરથી વિરાજે છે. પ્રાણીમાત્રમાં ચેતનમય આત્માનું સામ્રાજ્ય ચાલે છે. માનવપ્રાણી બુદ્ધિતત્વના વિશેષયોગે પ્રાણીમાત્રમાં અધિરાજ ભોગવે છે. એનામાં ચેતનમય આત્માનું સામ્રાજ્ય સુઘટીત અને સુંદર રચનાથી અલંકૃત થયેલું હોય છે. માનવ શરીરમાંય માનવ મન તેના ચેતનમય આત્માનું કેન્દ્રસ્થાન હોઈ તેની પ્રભા અને પ્રભુત્વ, ઓજસ અને આધિપત્ય શરીરના અંગે અંગ અને અણુએ અણુમાં પ્રસારી દે છે. માનવ—

મગજ એ માનવ મનનું કેન્દ્રસ્થાન છે. આત્માનું પ્રભુત્વ ઝીલનું મન મગજદ્વારા તેના સર્વે હુકમો માનવ શરીરના પ્રત્યેક અણુ-પરમાણુમાં પહોંચાડી દે છે. માનવહસ્ત એ માનવ-મગજનું પ્રતિબિંબ છે. મગજની સર્વે ક્રિયા અને પ્રતિક્રિયા માનવહસ્તમાં જોનારથી જોઈ શકાય છે. સર્જનહારની સર્જન શક્તિની સર્વે રચના માનવહસ્તમાં સાંગોપાંગ સંગ્રહીત થયેલી છે. એ સાંગોપાંગ સંગ્રહીત સુંદર રચનાનો ઉકેલ હસ્તવિદ્યા શાસ્ત્ર અથવા સામુદ્રિક શાસ્ત્રથી થઈ શકે છે. હસ્તપરીક્ષાથી ભાવિ કથન કરી સર્જનશક્તિનો ઉકેલ કરનારને સામુદ્રિક કહે છે. પ્રત્યેક સામુદ્રિક પોતપોતાની ઢબ પ્રમાણે પોતાના ગ્રાહકના હસ્તની પરીક્ષા કરી ભાવિ ઉકેલ કરે છે. પ્રત્યેક સારો સામુદ્રિક વૈજ્ઞાનિક ઢબથી પોતાના ગ્રાહકની હસ્તપરીક્ષાથી ભાવિનો ઉકેલ કરે છે.

પ્રત્યેક વૈજ્ઞાનિક સામુદ્રિક નીચેના નિયમો ખાસ લક્ષ્યમાં રાખે છેઃ—

(૧) ગ્રાહકના આવવાના દ્વારની બરાબર સામે પોતાની બેઠક બરાબર સુઘડ રીતે ગોઠવી મૂકે છે. એ બેઠક પર બેસી તે તેના ગ્રાહકની હાથ રાખવાની ઢબનું અને હાથ બતાવવાની ઢબનું બારિકીથી નિરીક્ષણ કરે દરેક ગ્રાહકની હાથ રાખવાની અને હાથ બતાવવાની ઢબ જૂદી જૂદી જાતની હોય છે. ગ્રાહકના હાથ તેમની કુદરતી સ્થીતિમાં સીધા અને ખુલ્લા રાખવા કહેવું જોઇએ.

(૨) જે ગ્રાહકના મનમાં કંઈ છૂપાવવાનું નથી હોતું તે ગ્રાહક ખુલ્લે ખુલ્લી રીતે તેનો હાથ પરીક્ષા માટે બરાબર ખુલ્લો કરે છે. જે ગ્રાહકના મનમાં અનેક કાળાં કર્મો છૂપાવવાનો વિચાર ચાલે છે તે ગ્રાહક હસ્તપરીક્ષા પહેલાં, હસ્તપરીક્ષા વખતે, અને હસ્તપરીક્ષા પછી પણ પોતાનો હાથ છૂપાવવા પ્રયાસ કરે છે. આવો ગ્રાહક ઘણી વખતે તેના કોટના ખીસ્સામાં અગર તો જમણા હાથના પંઝાની રેખાઓને ડાબા હાથની આંગળીઓ વડે છૂપાવતો માલુમ પડે છે.

આવા ગ્રાહકના ચારિત્ર્યમાં કંઈકને કંઈક ભયંકર કલંક હોય છે. ઘણું કરીને આવો ગ્રાહક ઠગારો, વેશધારી ને જૂઠો હોય છે. કેટલીક વખત તો તે બદમાસોનો સરદાર હોય છે. આવા ગ્રાહકને તેના પાપકર્મની વાત તડને ફડ કહી નાંખવી જરૂરી છે.

(૩) જે ગ્રાહકના હાથ કમર પર મૂકેલા હોય, અર્ધા ખુલ્લા હોય, હાથની આંગળીઓ અર્ધી બીડાયલી હોય તે ગ્રાહક પોતાના મન ઉપર કાબુ ધરાવનાર, સાવચેત અને જિજ્ઞાસુ હોય છે. આવો ગ્રાહક પોતાના વેપાર–રોજગારની, કે પોતાના ગૃહજીવન કે સમાજ-જીવનની વાત પૂરેપૂરી કહેતો નથી. અડધીપડધી વાત કહે છે ને તમારી પાસેથી બાકીની વાત જાણવા બંધ રહી જાય છે.

(૪) ત્રીજા પ્રકારના ગ્રાહકના હાથની આંગળીઓ લગભગ ખુલ્લા જેવી હોય છે અને હાથ ચેતન વિનાનો, ભારે લોચા જેવો નજરે પડે છે. આવા મનુષ્યનું જીવન હેતુ વિનાનું, અચોક્કસ રીતે પસાર થતું હોય છે. આવા મનુષ્યને કોઈ પણ ગુપ્ત વાત કહેવાથી ઘણાં માઠાં પરિણામ આવે છે. તે ઘેરઘેર હાલ્લાં ફોડનારી બિલાડી જેવો હોય છે અને તેના પેટમાં જરીએ વાત ટકતી નથી–બિલાડીના પેટમાં ખીર ટકે તો આવા મનુષ્યના દિલમાં વાત ટકે. ગંડા ગંડાથી ઉત્પન્ન થતી પરિસ્થીતિની મજાકમાંથી આવા મનુષ્યો ઘણીએ વખત પોતાનું આખું જીવન વ્યતીત કરે છે. તેમનો વિશ્વાસ કરવો તે જાનમાલ ને આબરૂ ગુમાવવા બરાબર છે.

(૫) ચોથા પ્રકારના ગ્રાહકની મુઠ્ઠી મજબુત બંધ કરેલી હોય છે. તેના હાથ કમરે લટકતા હોય છે આવો મનુષ્ય દૃઢ નિશ્ચયી અને હાથમાં લીધેલું કાર્ય પાર પાડવાના ઉદ્દેશવાળો હોય છે. મુઠ્ઠી વાળવાનું કામ–અંદરની સઘળી શક્તિઓની એકાગ્રતાનું સૂચન છે. બીજા કોઈ વિચારને માટે તેના મનમાં સ્થાન નથી અને કર્તવ્ય કરવાનો સમય પાકી ગયો છે એની આગાહી કરે છે.

(૬) પાંચમા પ્રકારનો ગ્રાહક કળાનો શોખીન હોય છે. તેની ચાલવાની, ઉભા રહેવાની અને વાતચીતની ઢબ લાક્ષણિક હોય છે. તેનો એક હાથ કમર ઉપર હોય છે અને બીજા હાથની બે આંગળીઓ કળાની ઢબે છાતી ઉપર મૂકેલી હોય છે. આવો મનુષ્ય સૌંદર્યનો શોખીન હોય છે–સુંદર પોષાક પહેરે છે. અને સૌંદર્યની વાત કરવાથી તે પોતાનું દિલ ખોલી દે છે.

(૭) છઠ્ઠા પ્રકારનો ગ્રાહક વિચારમગ્ન હોય છે. વિચાર ઉપર, વિચાર. તેના મગજમાં ઝડપથી પસાર થતા હોય છે અને તેના હાથ કોઈ ઠેકાણે સ્થાયી રહી શકતા નથી. આવા મનુષ્યના હાથ ઘડીકમાં ઉંચે, ઘડીકમાં નીચે, ઘડીકમાં ખીસ્સામાં અને ઘડીકમાં ઘડીયાળ સાંકળી ફેરવતા કે બટન કાઢ–ઘાલ કરવાના કાર્યમાં ગુંથાએલા હોય છે. આવા મનુષ્યનું ચારિત્ર્ય ઘણું સારૂં હોય છે પણ તેની ઉપર સંયમની જરૂર છે.

(૮) સાતમા પ્રકારનો ગ્રાહક વહેમી અને શંકાશીલ હોય છે. તે તેના હાથ તેના શરીરના આગળના ભાગમાં રાખે છે. તમારી દરેક વસ્તુની તે તપાસ કરતો હોય છે. તમારી જાત–તમારાં પુસ્તકો–તમારી વસ્તુઓ તરફ વહેમ અને શંકાની નજરે તે આમથીતેમ જોતો હોય છે અને મનમાં ને મનમાં ગણતરી કરતો હોય છે. આવા મનુષ્યને હસ્તપરીક્ષાનું પ્રત્યેક સ્થળ હસ્તમાં બતાવી તમે તેને જીતી શકો છો અને તેનો વિશ્વાસ મેળવી શકો છો.

(૯) આઠમા પ્રકારનો ગ્રાહક ધાંધલીઓ, ધમાલીઓ, તોફાની ને બદમાસ હોય છે. તેની કુણી વાળેલી અને મુઠ્ઠી બંધ કરેલી અને આંખો ખાવા ધસતી હોય એમ દેખાય છે. આવા મનુષ્યને ચોકખે ચોકખી રીતે ભાર દઈને તેનું ભાવિ કથન કહેવું.

(૧૦) નવમા પ્રકારનો ગ્રાહક હાથ ઘસતો અને જાણે સાબુના પાણીથી હાથ ધોતો હોય તેવી રીતે આવે છે. આવો માણસ ધુતારો

અને જુઠ્ઠો હોય છે. વિશ્વાસઘાત અને મિત્રદ્રોહનું તે પુતળું હોય છે. તેના કથન ઉપર સહેજપણ વિશ્વાસ નહિ મૂકતાં તમને જે ભાવિ કથનમાં લાગે તે કહી નાખવું જરૂરિ છે.

(૧૧) દશમા પ્રકારનો ગ્રાહક અભિમાની, આત્મગૌરવમાં મક્કમતા-વાળો, પોતાની છાપ તમારા ઉપર પાડવા પ્રયાસ કરતો અને જ્ઞાનમાં તમે તેના કરતાં ચઢીઆતા નથી એવો દેખાવ કરતો આવે છે. આવો મનુષ્ય કમર ઉપર ડાબો હાથ મૂકીને, જમણો હાથ સીધો લાંબો કરીને, ગંભીર અને રાજશાહી દેખાવથી ધીમાં ડગ ભરતો તમારી સમક્ષ રજુ થાય છે. આવો મનુષ્ય તમે જે કંઈ કહો તેમાં તે સંમતિ આપતો નથી. ઘણા લાંબા વખતના સંવાદ પછી તે તમારા મતને સહેજ મળતો થાય છે. તે મનમાં તમારી વાતનું સત્ય પૂરેપૂરૂં સમજે છે પણ "હું બધું ય જાણું" એવી અભિમાની વૃત્તિથી તે મુખે "હા" પાડતો નથી.

ઉપર બતાવેલા જુદી જુદી ઢબના ગ્રાહકોના નિયમો ખાસ લક્ષ્યમાં રાખી પછી ક્રમાનુસાર તેમની હસ્તપરીક્ષાનો ઉકેલ કરવો વધારે સાનુકુળ થઈ પડે છે.

હે ભાઈ! જો તારે સાચા સામુદ્રિક થવું હોય તો કામ કરવાની કળા શીખ. કળા આગળ શક્તિ હિસાબમાં નથી; આપણે તેની નિષ્ફળતા દરેક સ્થળે જોઈએ છીએ.

The true work of art is but a shadow of the divine perfection.

— Michel Angela —

# પ્રકરણ ૨ જું

## વસ્તુવિધાન

ગ્રાહકના હાથની પરીક્ષા માટે નીચેની વસ્તુઓની ખાસ જરૂર છે.

(૧) ગ્રાહકને સહેલાઇથી અને આરામથી બેસવા માટે બેઠક.

(૨) ઉત્તર તરફનું અજવાળું, મુખ્યત્વે કરીને દિવસનું. ઉત્તર દિશા તરફના દિવસના અજવાળામાં જે ઓજસ હોય છે તે ઓજસ બીજી દિશા તરફના અજવાળામાં હોતું નથી, આ ઓજસથી હાથના પંઝામાં અંકીત થયેલા ગિરિએ ગિરિ અને રેખાએ રેખા સ્પષ્ટ દેખાય છે.

(૩) નાની નાની ઉપરેખાઓ અને તેમના મુખ્ય રેખાઓ સાથેના સંબંધ જાણવા માટે તથા ગિરિકુંજનું કેન્દ્ર તપાસવા માટે હાથના પંઝા જેટલો સુક્ષ્મદર્શક બીલોરી કાચ, જે વડે પ્રત્યેક રેખા, તેનો સંબંધ તથા પ્રત્યેક ગિરિનો રેખા સાથેનો અગર આંગળી સાથેનો સંબંધ સ્પષ્ટ માલુમ પડી આવે તે ઉપયોગમાં લેવો.

(૪) રેખાના માપથી ઉમ્મર જાણવા માટે એક દરજી લોકો વાપરે છે તેવી લુગડાની ફુટપટ્ટી.

(૫) તમારા ગ્રાહકને સ્પષ્ટ સમજણ પાડવા માટે ચિત્રો અગર મોટા મોટા વિદ્વાનોની એ વિષય પરની નોંધપોથી અગર તો હસ્ત પરીક્ષાનું વિવરણ કરતાં મહાન પુસ્તકો અગર નકશાઓ વિગેરે.

આટલી વસ્તુઓ એકઠી કર્યા પછી તમારા ગ્રાહકનો જમણો હાથ બારિકાઇથી તપાસવે; પછીથી ડાબો હાથ બારિકાઇથી તપાસવો, પછીથી બન્ને હાથની તુલના કરવી, તમારી તુલનામાં જે કંઈ ફેર લાગે તેની નોંધ લેવી અને સર્વ વસ્તુનું સમીષ્ટકરણ કર્યા પછી ભાવિ કથન કરવાની શરૂઆત કરવી ત્યાં સુધી એક શબ્દ પણ બોલવો નહિ અને તમારા ગ્રાહકને પણ શાંતિથી બેસવા દેવો. તેને બોલવાની બહુ છૂટ આપવી નહિ. મનુષ્યનો જમણો હાથ તેના જીવનની પ્રગતિ કે અધોગતિ સૂચવે છે અને તેનો ડાબો હાથ તેના જન્મ વખતની કુદરતી સ્થીતિ બતાવે છે. એ કુદરતી સ્થીતિમાંથી ચાલુ ઉમરે મનુષ્યે કેટલી પ્રગતિ કરી કે પાછો પડયો તે તેનો જમણો હાથ બતાવે છે. ડાબો હાથ ભૂતકાળ દર્શાવે છે અને જમણો હાથ વર્તમાન

અને ભવિષ્ય બન્ને કાળ દર્શાવે છે. બન્ને હાથની પરીક્ષાથી મનુષ્ય કેવો હતો, કેવો છે અને કેવો થવાનો છે તેનું સૂચન સ્પષ્ટ રીતે થાય છે. માટે ભાવિ કથનમાં બન્ને હાથનો ઉપયોગ કરવો જરૂરી છે.

(૬) હાથની સામાન્ય પરીક્ષા પછી તમારે તમારા ગ્રાહકના હાથની ચામડીની કુમાશ કે પોત જોવું. ચામડીની કુમાશ કે પોત હાથના પાછળના ભાગથી સારી જણાય છે. હાથની ચામડી જેમ સુંવાળી તેમ તેના સદ્‌ગુણ, સૌંદર્ય, કળા ને વિલાસની સમૃદ્ધિ વધારે. આવી ચામડીવાળો મનુષ્ય વિવેકી, ડાહ્યો, ને નમ્ર તથા ઉદાર દિલનો ને માયાળુ સ્વભાવનો થાય છે તેવીજ રીતે હાથની ચામડી જેમ બરછટ તેમ મનુષ્યની પ્રગતિ ઓછી–આવા મનુષ્યમાં પશુસ્વભાવ વિશેષ હોય છે. સુંવાળી ચામડી મનુષ્યના સદ્‌ગુણની વૃદ્ધિ કરી તેને માનવમાંથી દેવ બનાવવાનો પ્રયાસ કરે છે ત્યારે બરછટ ચામડી મનુષ્યના દુર્ગુણની વૃદ્ધિ કરી, તેનામાં પાશવીક વૃત્તિઓ ઉત્પન્ન કરી માનવમાંથી તેને પશુ બનાવવાનો પ્રયાસ કરે છે–ચામડીની ત્રીજી જાત છે તે સ્થિતિસ્થાપક ચામડીના નામે ઓળખાય છે. આ પ્રકારની ચામડી મધ્યમ હોય છે. તે બહુ કુમળી કે સુંવાળીએ હોતી નથી. તેમ બહુ બરછટ ને ખડબચડીએ હોતી નથી. વ્યાપારી, વકીલ, ડૉકટર કે વૈદ્યના હાથની ચામડી ઘણુંખરૂં આવી જાતની હોય છે. તે મનુષ્યના સદ્‌ગુણ દુર્ગુણનું સમતોલપણું જાળવી તેના ઉપર અધિષ્ટાન ભોગવે છે. કેટલીક વખત મનુષ્યના હાથની આંગળીઓના ટેરવા ઉપર માંસની નાની સરખી ગાદીઓ હોય છે. આ ગાદીઓ મનુષ્યના સ્વભાવને વશ ને તિવ્ર બનાવે છે. આવી ગાદીઓવાળો મનુષ્ય પોતાની આસપાસના સંજોગોથી ને વાતાવરણથી ગભરાઈ જાય છે, માનભંગ કે અપમાનીત વૃત્તિથી બહુ ડઘાઈ જાય છે ને દુઃખી થાય છે. આ લાગણીપ્રધાન ગ દીઓ તેના માયાળુ સ્વભાવનુ દિગ્દર્શન કરાવે છે.

(૭) હાથની ચામડીની કુમાશ કે પોત તપાસ્યા પછી તમારે તમારા ગ્રાહકના હાથની દ્રઢતા કે સ્થિરતા તપાસવી અગત્યની થઈ પડશે. હાથની દ્રઢતા કે સ્થિરતા તપાસવાનું મુખ્ય કારણ તમારા

ગ્રાહકના જીવનનું જોમ કે ચેતન તપાસવાનું છે. માંસાળ, પોચી, નમ્ર કે કઠણ મસલની પેશીઓ તમારા ગ્રાહકનું જીવન તરતજ કહી આપશે. જીવનનું ખમીર તપાસવા માટે નીચે જણાવેલી બે રીતો વધારે સાનુકુળ થઈ પડશે. (૧) તમારા ગ્રાહકના હાથને મજબુત પકડી તમારી આંગળીઓ વડે તેમને દાબો અને તમારા દબાણનો ગ્રાહકના હાથની માંસલ પેસીઓ કેટલો પ્રત્યાઘાત આપે છે તે તપાસો—જેટલો પ્રત્યાઘાત વધારે તેટલું જીવનનું જોમ—ચેતન કે ખમીર વિશેષ (૨) તમારા ગ્રાહકના હાથના પંજામાં જુદી જુદી જગાએ તમારી આંગળીનું દબાણ કરી માંસલ પેસીઓ તરફથી કેટલો પ્રત્યાઘાત મળે છે તે તપાસો.

સામાન્ય રીતે હાથની દૃઢતા કે સ્થિરતાના ચાર વિભાગ પડે છે. (૧) માંસાળ હાથ (૨) પોચો હાથ (૩) નમ્ર કે સ્થીતિસ્થાપક હાથ અને (૪) કઠણ હાથ:-

માંસાળ હાથવાળો ગ્રાહક શારીરિક મહેનત કરવાને તદ્દન અશક્ત અને અયોગ્ય છે. એવો ગ્રાહક કર્તવ્ય કરવાનાં સ્વપ્ન સેવે છે પણ કર્તવ્ય કરતો નથી એવો ગ્રાહક ચાહે છે પણ ફક્ત શબ્દોમાં જ ચાહે છે, કર્તવ્યમાં નહિ. એવો ગ્રાહક માનસિક અને શારીરિક આરામ ચાહે છે, મોજ શોખ વિલાસ ને વિહાર ચાહે છે પરંતુ એ વસ્તુઓ પ્રાપ્ત કરવા જરાએ શારીરિક મહેનત ઇચ્છતો નથી—સૌંદર્યની સઘળી વસ્તુઓ ચાહે છે પણ સૌંદર્ય પ્રાપ્ત કરવાની તેની શક્તિ હોતી નથી. આવો ગ્રાહક આળસુ, વિલાસી અને સ્વપ્નસેવી હોય છે—આવા ગ્રાહકના સૂર્યગિરિ ઘણા સારા હોય છે—એ સૂર્યગિરિ તમારા ગ્રાહકની સર્જનશક્તિ પણ બતાવે છે છતાંય આંતરિક તાકાત કે આંતરિક બળના અભાવે સૂર્યગિરિનું સર્જનશક્તિનું બળ ઘટી જાય છે અને તેથી કરીને તમારા ગ્રાહકનું આખું જીવન જોમ વિનાનું ને પ્રકાશ વિનાનું પસાર થાય છે. માંસાળ હાથ તમામ ગિરિ અને તમામ ગિરિકુંજોનું બળ ઘટાડે છે.

પોચા હાથવાળો ગ્રાહક માંસાળ હાથવાળા ગ્રાહક કરતાં થોડો આળસુ હોય છે, થોડો મોઝીલો અને થોડા એશઆરામ અને થોડા વિલાસવાળો હોય છે. તેનામાં પણ કુદરતી તાકાત—કુદરતી જોમ—કે

કુદરતી જીવન ખમીરની ખામી છે પરંતુ માંસાળ હાથવાળાના જેટલી નહિ. માંસાળ હાથવાળો ગ્રાહક સદાએ આળસુ રહે છે તે સુધરતો જ નથી જ્યારે પોચા હાથવાળો ગ્રાહક આળસુપણું તજી શકી જીવનની પ્રગતિ સાધી શકે છે. તેની બુદ્ધિનો અને શક્તિનો વિકાસ થઈ શકે છે–તે કર્તવ્યનિષ્ટ બની શકે છે.

સ્થીતિસ્થાપક હાથવાળો ગ્રાહક બોલી પણ શકે છે અને કર્તવ્ય પણ કરી શકે છે. જીવનનું કોઈપણ કર્તવ્ય કરવામાં તે પાછી પાની કરતો નથી–સમય પ્રમાણે તે મોજીલો, વિલાસી ને વિહારી થઈ શકે છે, સૌંદર્યનો શોખીન પણ થઈ શકે છે અને તેના કર્તવ્યોથી તેના સૌંદર્યનાં સાધનો, શોખનાં સાધનો ને વિલાસી સામગ્રીઓ પ્રાપ્ત કરી શકે છે. આવા મનુષ્યના જીવનમાં પુરેપુરૂં જોમ અને પુરેપુરૂં કર્તવ્ય ભારોભાર ભરેલું હોય છે. આવા મનુષ્યમાં કુદરતી જીવન ખમીર, આગળ વધવાની વૃત્તિ, શક્તિ–હોય છે–જીવનના ગમે તે પંથમાં તે જાગ્રત થઈ પોતાનું કર્તવ્ય કરનાર સર્જન હોય છે. કેટલીક વખતે તો તે હદ કરતાં પણ વિશેષ કર્તવ્ય કરે છે. આ પ્રકારનો હાથ સૌથી સારામાંસારો છે. તે મનુષ્યની દરેક શક્તિ અને પ્રકૃતિને પ્રેરણા પાય છે ને જીવનના જોમની વૃદ્ધિ કરે છે. પ્રાણ પ્રેરનાર શક્તિનો તે ઉત્પાદક છે.

કઠણ હાથવાળો ગ્રાહક શારીરિક શક્તિવાળો વિશેષ હોય છે પણ માનસીક શક્તિ તેનામાં થોડી હોય છે. આવા હાથવાળો મનુષ્ય શારીરિક મહેનત અને વૈતરૂ કરવા જ સર્જાયો હોય છે. આવો મનુષ્ય શારીરિક મહેનત જ ઇચ્છે છે. આવો મનુષ્ય નૂતન વિચાર અને નૂતન આચારને સંગ્રહી શકતો નથી પણ એની જુની રૂઢી ને જુની પ્રરેડને જ પસંદ કરે છે. જગતના મજુરવર્ગ આવા પ્રકારના હાથવાળા હોય છે.

**लोके गुरुत्वं विपरीततां वा स्वचेष्टितान्येव नरं नयंति ।**

Man is the architect of his own fortune.

The fortunate circumstances of our lives are of our own making.

મનુષ્ય પોતે જ પોતાના ભાગ્યનો વિધાતા છે. હે બંધુ! તું પણ તારા ભાગ્યનો વિધાતા બન.

# પ્રકરણ ૩ જું

## નખવિધાન

**शांतं पापम् । प्रतिहतं अमंगलम् ।**

**God for bid.**

પ્રભુ આપત્તિમાંથી બચાવે.

卐

" દર્દીના દર્દની પીડા, અતિ પીડા મહા પીડા;
નખવિધાનથી નિર્ખે, સામુદ્રિક દષ્ટિપાતથી. "

જેમ વૈદક શાસ્ત્રમાં દર્દીના દર્દ પારખવાને નખવિધાન અતિ ઉપયોગી વસ્તુ નીવડી છે, તેમ તે સામુદ્રિક શાસ્ત્રમાં ગ્રાહકના મનની પ્રકૃતિ પારખવાને અતિ ઉપયોગી વસ્તુ મનાય છે.

સારા આરોગ્યવાળા અને સારી પ્રકૃતિવાળા મનુષ્યના નખની કુમાશ મધુર અને તેલીઆ હોય છે–સપાટીપર નખનો વળાંક સીધો અને લીસો હોય છે. નખ સદા તેલીઓ ને લીસો હોવો જોઈએ. ખરબચડો અને કર્કશ નખ નબળું આરોગ્ય અને ઉશ્કેરાયલી પ્રકૃતિની આગાહી કરે છે. નખની અંદર રેષા, રેષા થઈ તે નખ ખવાઈ જતો દેખાય ત્યારે જાણવું કે મનુષ્યને જ્ઞાનતંતુની નબળાઈ લાગુ પડી છે અને તેને અંગે મનુષ્યની યાદશક્તિ મંદ પડી ગઇ છે. તે ભણેલું ભૂલી જાય છે ને વાંચેલું વિસરી જાય છે. તેની પ્રકૃતિ શોકાતુર ને ચહેરો ઉદાસ ને ગમગીન હોય છે. નખ ઉપર જ્યારથી ધોળાં ધોળાં ચાંદાં પડવાં માલુમ પડે ત્યારથી જ્ઞાનતંતુની નબળાઈ શરૂ થઈ ગઇ છે એમ માનવું અને આરોગ્ય કે વૈદકીય ઉપચારોથી એ નબળાઇ જેમ બને તેમ જલ્દીથી દૂર કરવી ઇચ્છનીય છે, જેમ જેમ નબળાઈ વધતી જાય છે તેમ તેમ આખો નખ ધોળાં ચાંદાંથી છવાઈ

જાય છે અને નખની પારદર્શકતા અને સ્વચ્છતાનો નાશ થાય છે–ત્યારબાદ નખ ખવાવા માંડે છે અને એક છેડેથી બીજા છેડા સુધી કટકે કટકે ભાગવા માંડે છે. આવા ખવાતા નખના વખતે જો દરકાર ન કરવામાં આવે તો મનુષ્યને છેવટે લકવા જેવાં ભયંકર દર્દો થઈ જાય છે. ખવાતા નખની કોર ઉપરથી મનુષ્યના દર્દનો સમય જાણી શકાય છે. સામાન્ય રીતે આખો નખ સંપૂર્ણ સ્થીતિએ ઉગવા માટે આઠ મહીના થાય છે. જો ચોથા ભાગની કોર ખવાઈ હોય તો બે મહીનાથી દર્દ લાગુ પડયું છે એમ સમજવું, જો અર્ધા નખની કોર ખવાઈ હોય તો ચાર મહીનાથી દર્દ લાગુ પડયું છે એમ સમજવું, જો પોણા ભાગની કોર ખવાઈ હોય તો છ મહીનાથી દર્દ લાગુ પડયું છે એમ સમજવું, અને જો આખા નખની કોર ખવાઈ ગઈ હોય તો આઠ મહીનાથી દર્દ લાગુ પડયું છે એમ સમજવું. જ્ઞાનતંતુની નબળાઈવાળા દર્દીનો નખ સાંકડો અને લાંબો હોય છે, અને તેની નીચેની ચામડી ભુરા રંગની હોય છે. જ્યારે સારી તંદુરસ્તી ભોગવતા મનુષ્યનો નખ પહોળો અને લાંબો હોય છે, અને તેની નીચેની ચામડીનો રંગ લાલાશ પડતો કે ફુલગુલાબી હોય છે.

ટૂંકા નખ હૃદયની નબળાઇ સૂચવે છે. જ્યારે આવા નખ ઉપર ધોળાં ચાંદાં પડવા માંડે છે ત્યારે આ નબળાઇ શરૂ થાય છે અને જો બરાબર દરકાર રાખવામાં ન આવે તો આ નબળાઈ વધતાં વધતાં વધારે વધી જાય છે. ટૂંકા નખવાળા મનુષ્યની પ્રકૃતિ વિવાદી બહુ હોય છે. એવા મનુષ્યો ટીકાખોર હોય છે તેઓ સામાની વાત માનતા જ નથી પણ તેનો અવળો અર્થ કરી વિવાદ કરવા મંડી પડે છે અને સામાની પાસે પોતાનો મત ખરો કરાવે છે ત્યારે ઝંપે છે. એવા મનુષ્યની સાથે લમણા ઝીંકવાથી કંઇ અર્થ સરતો નથી. એવા મનુષ્યો મૌનથી જ વશ થાય છે. કેટલીક વખતે તો સામાનું દિલ બરાબર તપાસવા આવા મનુષ્યો હરકોઈ પ્રકારે તેમને ઉશ્કેરે છે અને તેમની બોલીમાંથી સાર કાઢી લઈ પોતાને જે અર્થ બાંધવો

હોય છે તે બાંધે છે. આવા મનુષ્યોની સાથે મૌન અને અતડાઈ લાભકારક થઈ પડે છે.

પહોળા અને ચપટા નખવાળાને મેલેરિયાનો વ્યાધિ લાગુ પડે છે, આવા નખવાળા મનુષ્યની પ્રકૃતિ અતિ મનોહર હોય છે. એવા નખવાળા મનુષ્યો ખુલ્લા દિલના, પ્રમાણીક અને ઉદાર હોય છે. તેઓ હદથી વધારે ભોળા હોય છે અને દુનીઆદારીના કપટી અને ઠગારા મનુષ્યો તેમના ભોળપણનો લાભ લઇ તેમને છેતરી જાય છે ને ઠગી જાય છે. ઘણી વખતે આવા મનુષ્યોને ભલાઇ ભીખની બેન થઈ પડે છે. તેવા મનુષ્યો દુનીઆમાં લુંટાય છે અને કુટાય છે.

બરાબર ગાદીના જેવા આકારવાળો નખ ક્ષયના ભયંકર દર્દનું સૂચન કરે છે. આવા નખની શરૂઆત થતાંજ દર્દીના દર્દના ઉપચાર કરવા યોગ્ય છે અતિ મોડું થાય તો ઘણું માઠું પરિણામ આવવા સંભવ છે.

સાધારણ ગાદીના જેવા આકારવાળો નખ ઉધરસ અને દમના વ્યાધિનું સૂચન કરે છે. તાત્કાળીક વૈદકીય ઉપચાર અતિઆવશ્યક છે.

હે સુભગ વીર! આરોગ્યથી ને કસરતથી શરીરબળ વધાર તોજ તું સ્વતંત્ર થઇ શકીશ કારણકે **મહાત્મા ગાંધીજી** કહે છે તેમ :—

"જે દેશના નવજવાનો માયકાંગલા, લોહી વિનાના, નિર્વીય હોય, તે દેશ સ્વતંત્ર થવાની કદી આશા રાખી શકે નહિ."

તારા દેશનો આધાર તારી ઉપર છે તું શું બનવાનું પસંદ કરીશ **માયકાંગલો** કે **મજબુત** ?

**The best hearts are ever the bravest.**

— Storne —

## પ્રકરણ ૪ થું

## હાથના રંગ

**निसर्गरमणीयं वपु चारु दृश्यते ।**

**An artlessly lovely body appears good.**

કુદરતી સુંદર શરીર મનોહર લાગે છે.



" આરોગ્ય ને અનારોગ્ય, લોહીના ફરવા થકી;
હાથના રંગ દેખાડે, વપુના વધવા થકી "



**મા**નવ-જીવનની પ્રગતિને માટે અને માનવ-શરીરના અસ્તીત્વ અને ટકાવ માટે ફક્ત એકજ અતિ અગત્યની વસ્તુની જરૂર છે— લોહીનું પરિભ્રમણ—. લોહીના પરિભ્રમણ ઉપર જ માનવ શરીરની સુખાકારી ને માનવ શરીરના આરોગ્યનો આધાર છે. લોહીનું પરિભ્રમણ જેમ વધારે, સ્વતંત્ર અને સારૂં હોય છે તેમ શરીરનું આરોગ્ય સારૂં અને સુંદર હોય છે. આરોગ્યશાસ્ત્રના તમામ સિદ્ધાંતો ફક્ત આ એકજ વસ્તુ-લોહીના પરિભ્રમણ ઉપર ભાર મૂકે છે. વૈદકશાસ્ત્રના તમામ સિદ્ધાંતો આરોગ્યશાસ્ત્રના આ એકજ વસ્તુ-લોહીના પરિભ્રમણ-ઉપર રચાયેલા છે. સામુદ્રિકશાસ્ત્ર પણ આ મહાન વિધાનથી વંચીત નથી. જે જે પ્રકારનું લોહી શરીરમાં ગતિ, ક્રિયા અને પ્રતિક્રિયા કરે છે, તે તે પ્રકારની હાથની ચામડીના રંગ બદલાય છે આ હાથની ચામડીના રંગ ઉપરથી મનુષ્યનું આરોગ્ય અને મનુષ્યનો સ્વભાવ તેમજ તેની પ્રકૃતિ સમજી શકાય છે. સામુદ્રિક શાસ્ત્રમાં રંગની અગત્યતા આકરણને અંગેજ આપવામાં આવી છે.

લોહીના પરિભ્રમણ પ્રમાણે હાથની ચામડીના પાંચ પ્રકારના રંગ થાય છે. (૧) સફેદ, (૨) ફુલગુલાબી (૩) પીળો (૪) વાદળી અને

(૫) રાતો. એ રંગ પ્રમાણે જ મનુષ્યનું આરોગ્ય અને પ્રકૃતિ સમજી શકાય છે. સામાન્ય રીતે પાંચ પ્રકારના હાથની ચામડીના રંગ પ્રમાણે પાંચ પ્રકારની પ્રકૃતિના મનુષ્યો હોય છે.

**ધોળો કે સફેદ રંગઃ**—નાદુરસ્ત અને નબળી તબીયતને અંગે કેટલાક મનુષ્યોની હાથની ચામડીનો રંગ ધોળો થઈ જાય છે. આવા હાથવાળા મનુષ્ય શરીરમાં લોહીનું પરિભ્રમણ સ્વચ્છ અને નીયમીત રીતે થતું નથી. તેના શરીરમાં જોઈએ તેટલી કુદરતી ગરમી હોતી નથી પણ બરફ જેવી શીતળતા હોય છે. આવા મનુષ્યનો સ્વભાવ અત્તડો, છાંછીઓ, ચીઢીયો ને વઢકણો હોય છે. તેના જીવનમાં જોમ કે સત્વ હોતું નથી. આવો મનુષ્ય નિરૂત્સાહી, લાગણી વિનાનો, ઠંડો, સ્વાર્થી, તર્કી અને સ્વપ્નસેવી હોય છે. આવો મનુષ્ય તાકાત વિનાનો, કંજુસ અને એકલવાયુ જીવન ગુજારવાની વૃત્તિવાળો હોય છે. માનવ સમાજને તેનાં રૂઢીનાં બંધનોને તે તિરસ્કારે છે અને દુનીઆને દાવાનળ માને છે.

**ફુલગુલાબી રંગઃ**—તંદુરસ્ત અને સારી તબીયતને અંગે કેટલાક મનુષ્યોના હાથની ચામડીનો રંગ ખીલેલા ગુલાબ જેવો સુંદર હોય છે. આવા હાથવાળા મનુષ્યના શરીરમાં લોહીનું પરિભ્રમણ કુદરતી ગતિએ સ્વચ્છ અને નીયમીત રીતે થાય છે. આવો મનુષ્ય તન-મનની સુખાકારીવાળો, જીવનના જોમવાળો, શકિત અને ચેતનવાળો હોય છે. આવો મનુષ્ય તેજસ્વી, આનંદી અને પ્રભાવશાળી હોય છે. તે આકર્ષક, પ્રેમની પીડા પીછાણનારો, અને તદનુસાર કર્તવ્ય કરનારો હોય છે. તે દયાળુ, ઉદાર ને મહાનુભાવ હોય છે. દુઃખીઆનાં દુઃખ દૂર કરવાને બનતો પ્રયાસ કરનાર તે સહૃદયી સજ્જન હોય છે. તેને મન જીવન એટલે આનંદ અને આનંદ એટલે જીવન છે. માનવ સમાજને તે દિલથી ચાહનાર હોય છે અને એ સમાજ માટે કંઈક કર્તવ્ય કરી જવાની તેના ઉરમાં ઊંડી ભાવના હોય છે. તેના આકર્ષણના

જાદુને અંગે સુંદરીના સાથથી તે દૂર રહેતો નથી. આને અંગે વિલાસ અને વિહાર તેને સર્વ સામાન્ય થઇ પડે છે છતાંય તે વ્યસની કે વિકારી હોતો નથી. તે હંમેશાં આશાવંત જીવન જીવે છે. આશા એના જીવનમાં અનેરાં સ્વપ્ન જાગ્રત કરે છે અને એ સ્વપ્નનો સાક્ષાત્કાર કરવા તે અતૂટ પ્રયાસ કરે છે.

**પીળો રંગ:**—લોહીમાં પિત્તના અતિશય ઉછાળાને અંગે હાથની ચામડી પીળો રંગ પકડે છે. પિત્તપ્રકૃતિવાળા મનુષ્યના હાથ હળદર જેવા પીળા હોય છે. આવા મનુષ્યમાં જીવનની ચેતના ઓછી હોય છે, શરીરમાં અશક્તિ ભરાઇ જાય છે અને મગજે પિત્ત ચઢી જાય છે. તેથી તે મનુષ્ય નિરૂત્સાહી, અને નિરાશાવાદી બની જાય છે. તે ચીઢીયા સ્વભાવવાળો, શોકગ્રસ્ત અને રોતીરાંડના જેવી સુરતવાળો હોય છે. હમેશાં તે જીવનની કાળી બાજુનોજ વિચાર કરે છે-દુનીઆમાં તે દુ:ખ સિવાય અન્ય કંઇ જોતોજ નથી. સમાજનાં સોહાગી સુખ તે સદાએ ત્યાગ કરે છે, અને માનવજાત તરફ તિરસ્કાર અને ધીક્કાર વર્ષાવે છે. તેના દિલમાં ઝેર, વેર, અસંતોષ અને અતૃપ્તિ ભારોભાર ભરાઈ જાય છે અને તેથી તે દિલના ઉભરા કાઢવા એકાન્તવાસ ખોળે છે. વખત આવે તે ઉદ્દત અને ઉચ્છૃંખલ બની જાય છે. વેરનો દાવાનળ તેના દિલમાં ભડકે બળે છે અને એ દાવાનળમાં તે દુનીઆને બાળવા તત્પર થાય છે.

**વાદળી કે આસમાની રંગ:**—લોહીની અતિ ધીરી અને અચકાતી અચકાતી, મરતી મરતી ગતિએ પરિભ્રમણ કરવાની ક્રિયાને અંગે હાથના પંજાની ચાંમડીનો ને હાથના નખોનો ભૂરો, વાદળી કે આસમાની રંગ થાય છે. આ રંગ ભયાનકમાં ભયાનક વસ્તુ ભારે માંદગી કે મરણનું સૂચન કરે છે:-હૃદયની નબળી ગતિ થવા માડે છે ત્યારથી ચામડીનો આસમાની રંગ થવા માંડે છે. હૃદયની નબળાઈ વધતાં વધતાં છેલ્લા પારા સુધી વધી જાય છે અને છેવટે હૃદય તેનું

કાર્ય કરતાં બંધ પડી જાય છે શરીરમાંથી પ્રાણપંખેરૂં ઉડી જાય છે. ડૉક્ટર લોકો આવા દર્દીઓના દર્દને "Feebleness of the Heart" "Heart Disease" "Weakness of the Luags"ના નામે સંબોધે છે. તાત્કાળીક વૈદકીય કે ડૉક્ટરી ઉપચારની ખાસ જરૂર હોવાની દર્દીને ભલામણ કરવી યોગ્ય છે.

**રાતો રંગ:**—લોહીની અતિ ત્વરીત વહેવાની ગતિને અંગે હાથની ચામડીનો હીંગળોક જેવો રાતો રંગ થઈ જાય છે. હીંગળોક જેવા રાતા રંગવાળી હાથની ચામડીવાળો મનુષ્ય હદથી વધારે આરોગ્યવાળો, પુષ્કળ બળ અને શારીરિક શક્તિવાળો હોય છે. તે ઉત્સાહ અને આનંદથી ભરપુર ભર્યો હોય છે. આવો પરાક્રમી અને પ્રબળ પુરૂષાર્થવાળો પુરૂષ કોઈપણ કામ અધૂરાં મૂકતો નથી. તેની આદત કાર્યના છેક છેડા સુધી જવાની હોય છે અને તેથી તે "આ પાર કે પેલી પાર"ના સ્વભાવવાળો થઈ કાર્યમાં ઝઝુમે છે ને વિજય મેળવે છે કે વિનાશ મેળવે છે. આવી પ્રકૃતિવાળો પુરૂષ–પ્રેમની બાબતમાં, યુદ્ધની બાબતમાં, વ્યાપારની બાબતમાં, કળાની બાબતમાં કે ધર્મની બાબતમાં પૂરેપૂરો ઝનુની હોય છે–તે કર્તવ્યદેવતાનો સાક્ષાત નમુનો હોય છે. આવા મનુષ્યનો પ્રેમ પણ અતિ તિવ્ર હોય છે, ક્રોધ પણ અતિ દારૂણ હોય છે ને લડાયક જુસ્સો પણ અતિ દારૂણ હોય છે તેને અંગે તે મનનો સંયમ જાળવી શકતો નથી અને યુદ્ધદેવતા સમો તે યુદ્ધની નોબત વગાડી આંધળીઆં કરી યુદ્ધ ઝઝુમે છે અને એક મરણીઓ સોને ભારે એ કહેવત સાચી પાડે છે. કીર્તિનો આ કાર્તિકેય પોતાની સાધ્ય વસ્તુ માટે પ્રાણનું બલિદાન આપતાં પણ અચકાતો નથી.

રંગની માફક હાથ ઉપર ઉગેલા વાળથી પણ મનુષ્યની કુદરતી શક્તિ અને જીવનના જોમનું માપ કાઢી શકાય છે. કાળા વાળનું પુષ્કળ પ્રમાણમાં ઉગવું મનુષ્યની અસાધારણ શક્તિનું ને આરોગ્યનું દર્શન કરાવે છે જે પ્રમાણે મનુષ્યના હાથ ઉપર કાળા અને બરછટ

વાળ ઉગે તે પ્રમાણે તેની શારીરિક શક્તિ વિશેષ અને જે પ્રમાણે તેના હાથ ઉપર કાળા અને સુંવાળા રેશમ જેવા વાળ ઉગે તે પ્રમાણે તેની માનસિક શક્તિ વિશેષ હોય છે. કાળા વાળવાળા આદમી વધારે ઉત્સાહી, વધારે ચંચળ, વધારે વિલાસી, અને વધારે ઝનુની હોય છે.

ધોળા વાળવાળા આદમી કાર્ય કરવામાં શિથીલ, ધીરા, વિચાર-વાળા અને ઠંડી પ્રકૃતિના હોય છે. તેમનામાં જીવનનું જોમ કે ચેતના જોઇએ તેટલા પ્રમાણમાં હોતી નથી અને તેને અંગે ભગવાન શંકરાચાર્ય કહે છે તેમ તેમની સ્થીતિ

**अंगं गलीतं पलितं मुण्डं दशन विहीनं जातं तुंडं** ના જેવી થાય છે.

રાતા વાળવાળા આદમી એકદમ ઉશ્કેરાઈ જનારા, ઝનુની ને વાતવાતમાં મારામારી ઉપર આવી જનારા હોય છે.

ભૂરા વાળવાળા આદમી ઠંડી પ્રકૃતિના, પ્રેમની આરત વિનાના, મુરત અને સુરતના સાથથી પણ જરાએ ગરમી નહિ લાવવાવાળા, વ્યવહારૂ પદ્ધતિના હોય છે.

મિશ્રીત વાળવાળા પુરૂષો મિશ્રીત પ્રકૃતિવાળા થાય છે.

હે આર્ય ! તું તારા પૂર્વજની સમાન આરોગ્ય જાળવ. જ્યાં આરોગ્ય નથી ત્યાં પ્રેમ, પ્રતિષ્ટા, ધન, સત્તા, કોઈપણ ચીજ આનંદ આપતી નથી. જ્યાં આરોગ્ય નથી ત્યાં સૌન્દર્ય નથી. સૌંદર્ય ઉત્પન્ન કરનાર ફક્ત બેજ વસ્તુઓ છે, આરોગ્ય અને આનંદી સ્વભાવ.

Without health life is not life; it is only a state of langour and suffering–an image of death.

— **Habalais** —

# પ્રકરણ ૫ મું

## હાથનાં વળાંક

**यथाकालं व्यवहर ।**

**Adapt your conduct to circumstances.**

સમય પ્રમાણે વર્તતાં શીખ.



"માનવ મનની સ્થીતિ, ગતિક્રિયા પ્રતિક્રિયા,
હસ્ત વળાંકથી સોહે, સંજોગાધિન સૌ ક્રિયા."



હાથના વળાંક (આંગળીઓનું અને હાથના પંજાનું પાછળ વળવું તે) મનુષ્યના મનની, તેમજ જમાનો, સંજોગો અને આસપાસના વાતારણુને અનુકુળ થઈ કર્તવ્ય કરવાની શક્તિનું માપ જાણી શકાય છે. વૈજ્ઞાનિક શાસ્ત્રના નિયમાનુસાર ત્રણ પ્રકારની વસ્તુના ત્રણ પ્રકારના સિદ્ધાંતો છે.

(૧) અક્કડ વસ્તુ વિધવિધ સ્થીતિ પ્રમાણે અનુરૂપ થઈ શકતી નથી. તેની સ્થીતિ અને ગતિ તેમજ ક્રિયા અને પ્રતિક્રિયામાં ફેરફાર થઈ શકતો નથી. જમાનો, સંજોગો કે વાતાવરણની તેને બીલકુલ અસર થતી નથી પણ પોતાની સ્થિતિ તે હરહંમેશ કાયમ અને સ્થિર રાખે છે.

(૨) સ્થીતિસ્થાપક વસ્તુ વિધવિધ સ્થીતિ પ્રમાણે અનુરૂપ થઈ શકે છે અને સાથે સાથે પોતાની મૂળ સ્થીતિ અને ગતિ, તેમજ ક્રિયા અને પ્રતિક્રિયામાં જમાનો, સંજોગો કે આસપાસના વાતાવરણુ અનુસાર ફેરફાર કરી શકાય છે અને સાથે સાથે પોતાનું મૂળ સ્વરૂપ સ્થાયી રાખી શકાય છે.

(૩) વળતી વસ્તુ વિધવિધ સ્થીતિ પ્રમાણે અનુરૂપ થઈ શકે છે. તેની સ્થીતિ અને ગતિમાં તેમજ ક્રિયા અને પ્રતિક્રિયામાં જમાનો, સંજોગો કે આસપાસના વાતાવરણ અનુસાર ફેરફાર કરી શકાય છે.

વૈજ્ઞાનિકશાસ્ત્રના આજ નિયમો માનસશાસ્ત્રમાં મનને લાગુ પાડી શકાય છે.

(૧) અક્કડ મન વિધવિધ સ્થીતિ પ્રમાણે અનુરૂપ થઈ શકતું નથી. તેની સ્થીતિ અને ગતિ તેમજ ક્રિયા અને પ્રતિક્રિયામાં ફેરફાર થઈ શકતો નથી. જમાનો સંજોગો કે વાતાવરણની તેને બીલકુલ અસર થતી નથી પણ પોતાની સ્થીતિ તે હરહંમેશ કાયમ અને સ્થિર રાખે છે.

(૨) સ્થીતિસ્થાપક મન વિધવિધ સ્થીતિ પ્રમાણે અનુરૂપ થઈ શકે છે. તેની સ્થીતિ અને ગતિ તેમજ ક્રિયા અને પ્રતિક્રિયામાં જમાનો, સંજોગો કે આસપાસના વાતાવરણ અનુસાર ફેરફાર કરી શકાય છે અને સાથે સાથે પોતાની મૂળ સ્થીતિ અને પોતાનું મૂળ સ્વરૂપ કાયમ અને સ્થાયી રાખી શકાય છે.

(૩) વળતું મન વિધવિધ સ્થીતિ પ્રમાણે અનુરૂપ થઈ શકે છે. તેની સ્થીતિ અને ગતિમાં તેમજ ક્રિયા અને પ્રતિક્રિયામાં જમાનો, સંજોગો કે આસપાસના વાતાવરણ અનુસાર ફેરફાર કરી શકાય છે.

સામુદ્રિકશાસ્ત્રમાં માનવ હસ્ત માનસશાસ્ત્રના માનવ મનની ગરજ સારે છે. (૧) અક્કડ હાથ, અક્કડ મનનું કામ કરે છે, (૨) સ્થીતિસ્થાપક હાથ, સ્થીતિસ્થાપક મનનું કામ કરે છે અને (૩) વળતો હાથ વળતા મનનું કામ કરે છે.

**અક્કડ હાથ:**—અક્કડ હાથ બરછટ અને સખત હોય છે. તેની આંગળીઓ અંદરના ભાગ તરફ ઢળતી હોય છે. આવા હાથવાળો મનુષ્ય બહુ જ સાવચેત હોય છે, જડ અને અચલ હોય છે; સાંકડા મનવાળો હોય છે; હઠીલો ને દુરાગ્રહી હોય છે; પકડેલુ પુંછડું મૂકતો નથી. આવા



અક્કડ હાથઃ—

(૧) સાવચેત

(૨) જડ

(૩) હઠીલો ને દુરાગ્રહી

(૪) જુની રીતભાત જુના રિવાજ-માં માનનારો

(૫) સાહસનો તિરસ્કાર કરનાર

આકૃતિ ૧

હાથવાળો મનુષ્ય નવીન સાહસથી ભડકે છે, નવીન વિચારથી ચમકે છે, નવીન કર્તવ્યોથી આશ્ચર્ય પામી ફાટી આંખે ટગર-ટગર જોયા કરે છે. તેનાથી જુની આંખે નવો તમાસો જોઈ શકાતો નથી. બાપ-દાદાની ગરેડના જુના રીતરિવાજો તેને ઠીક લાગે છે, નવા રીતરિવાજો તેને વર્ણશંકર લાગે છે. રાજકીય બાબતમાં તે શાહીવાદનો પૂજારી હોય છે-ધર્મની બાબતમાં તે જુના મતનો હોય છે. વ્યાપારની બાબતમાં તે બાપદાદાનો ચાલતો આવતો ધંધો ચલાવે રાખે છે. જમાનો, કે આસપાસના વાતાવરણને અનુસરી તે ધંધો રોજગાર કે પોતાનો મત કે સ્થીતિ બદલતો નથી. જુનો જમાનો તેને સોનાનો લાગે છે ને નવો જમાનો લોઢાનો લાગે છે. તે મહેનત-મજુરીથી પોતાનું ગુજરાન ચલાવે છે અને અન્યને પણ તેજ કરવાને ઉપદેશ આપે છે-એક પાઈ પણ નિરર્થક ખર્ચવી એ એને મન, મરવા બરોબર હોય છે. આવો મનુષ્ય અંધશ્રદ્ધાળુને વિશ્વાસુ હોય છે પણ તે જૂની બાબતોમાં જ-તે તમારી ગુપ્ત વાત તેના પૈસાની માફક જ હૃદયની તિજોરીમાં સંઘરી મૂકે છે. નવા જમાનાનાં પલટાતા સંજોગોના અતિશય દબાણને અંગે મરવાને તૈયાર થાય છે પણ જૂની ગરેડ બદલતો નથી.



**સ્થીતિસ્થાપક સીધો હાથ:—**

(૧) મનનો સંયમ છતાંય પલટાતા સંજોગાનુકુળ

(૨) આત્મશ્રદ્ધા છતાંય પરશ્રદ્ધા

(૩) સંજોગ અનુસાર સાહસ

(૪) સમયાધીન પરિવર્તન

(૫) જીવન એક સમસ્યા

આકૃતિ ૨

**સ્થીતિસ્થાપક હાથ:**—સ્થીતિસ્થાપક સીધો હાથ સહેજ દબાણથી પાછળના ભાગમાં વળે છે પણ તે વધારે વળતો નથી, ને દબાણ દૂર કરતાં પોતાની મૂળ સ્થીતિએ આવી જાય છે. આવા હાથવાળો મનુષ્ય મનનો સંયમી હોય છે છતાંય પલટાતા સંજોગોને અનુકુળ પોતાના મનને વાળે છે; તે પ્રબળ આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધાવાળો હોય છે છતાંય અન્યની વાત શાંતિથી સાંભળી શકે છે ને તે પ્રમાણે શક્તિ અનુસાર કર્તવ્ય કરે છે; તે એકદમ સાહસ કે અતિ સાહસ ખેડતો નથી પણ સંજોગાનુસાર સાહસ ખેડવામાં પાછી પાની પણ કરતો નથી; તે જૂની ગરેડનો વખતને અનુસરીને ત્યાગ કરે છે ને સમય, સત્પાત્ર ને સન્મિત્રના સહુ સાર સમજી દેશ તેવો વેશ ને વખત પ્રમાણે વાજાં વગાડી શકે છે; તે હદથી વધારે ઉચ્છૃંખલ કે ઉત્સાહી હોતો નથી પણ વાતાવરણને અનુકુળ થવા પૂરતો તો તે ઉચ્છૃંખલ ને ઉત્સાહી બને છેજ. પૈસાનો તે યોગ્ય રીતે ઉપયોગ કરી શકે છે પણ ઉડાઉની માફક ઉડાડી મૂકતો નથી તેમ પૈસો એ સાધનમાત્ર છે અને પ્રભુ નથી એમ પણ સમજે છે. તે અતિશય દયાળુએ હોતો નથી તેમજ હદથી વધારે નામના મેળવવા માટે આંધળીયાં દાન પણ કરતો નથી. તેને મન જીવન એક સમસ્યા છે, અને એ સમસ્યાને સમજવા માટે અને તેનો ઉકેલ કરવાને તે અવિરત પ્રયાસ કરે છે. તે સમય પ્રમાણે અને શક્તિ પ્રમાણે વિચાર-

વંત, ઉદાર, ઉત્સાહી, દયાળુ, અને સંયમી થઈ શકે છે. તેનું મન વિધ-વિધ સ્થીતિ, ગતિ, ક્રિયા અને પ્રતિક્રિયામાં સંજોગો પ્રમાણે પલટાતું રહે છે અને છતાંય પોતાનું મૂળ સ્વરૂપ કાયમ અને સ્થાયી રાખી શકે છે.

**વળતો હાથ:—**

(૧) સંજોગવશજ

(૨) ભૂતકાળનું વિસર્જન–વર્તમાનનું જ સર્જન

(૩) નવીન સાહસમાં તદ્રૂપ

(૪) સર્વ વસ્તુનો થોડો થોડો જાણકાર એકેયમાં પુરો નહિ.

(૫) રાજા કે ભિખારી.



આકૃતિ ૩

**વળતો હાથ:**—વળતો હાથ સહેજ દબાણથી પુષ્કળ વળી જાય છે અને કાંડાના પાછલા ભાગ સાથે એક થવા માગતો હોય તેટલે સુધી વળાંક લે છે. આવા હાથવાળો મનુષ્ય જમાનો, સંજોગો અને વાતાવરણથી ઉત્પન્ન થતી દરેક પલટાતી સ્થીતિને જ અનુરૂપ થઈ જાય છે. તે જૂનું તદ્દન વિસરી જાય છે ને તદ્દન નવીન રૂપાન્તર જ ધારણ કરે છે. આવા હાથવાળો મનુષ્ય પોતાના નવીન સાહસમાં પોતાનું તન, મન અને ધન અને પોતાનું આખું જીવન હોડમાં મૂકે છે અને કાં તો વિજયી થઈ રાજા જેવું સુખ ભોગવે છે કે કાં તો ભિખારી થઈ ઘેર ઘેર ભીખ માગતો ભટકે છે. તેનો મત એવો હોય છે કે "જીવનમાં લાવ્યાતા શું? ને લઇ જવાના છીએ શું? એ તો ઝંપલાવો—ગાદી તકીયો કે દોરી લોટો–રાજા કે ભિખારી" કેટલીક વખત આવો મનુષ્ય એકી સાથે ઘણાં કામ હાથ પર લે છે પરંતુ પુરતી શક્તિ અને એકાગ્રતાના અભાવે કોઈ પણ કામ પૂરૂં કરી શકતો નથી–તેનાં સઘળાં કામ અર્ધે રસ્તેજ અટકી પડે છે અને તે નિષ્ફળ જાય છે. તે સઘળી વસ્તુનો ઉપાસક હોઈ દરેક

કામમાં પોતાનું માથું મારે છે પણ કોઇ પણ કામ ઠેઠ સુધી પૂરૂં કરતો નથી. He is the jack of all trades, but master of none. તેની ભાષા નજુમી જેવી હોય છે "એ તો હું જાણું" આવો મનુષ્ય હદથી વધારે દયાળુ હોય છે, ઉદાર હોય છે, ઉડાઉ હોય છે, લાગણીપ્રધાન હોય છે ને દાતા હોય છે. તેનું મન વિજળીની ગતિએ ત્વરાથી કામ કરે છે, વિજળીના તણખાની પેઠે તેના વિચારો ત્વરાથી પ્રગટે છે ને મનમાં વેગ આપે છે અને તેના કર્તવ્યોનો વેગ વિજળીક ધસારા જેટલો હોય છે. આવો મનુષ્ય જો પોતાના મનને કાબુમાં રાખી, એક ધંધો પૂરો થયે બીજો ધંધો પકડે, અને તે પૂરો થયે ત્રીજો પકડે તો તે અતિ વિજયી થઈ અતિ ધનવાન થઇ શકે છે. મનનો સંયમ અને ધીરજ એજ એના માટે ઉત્તમમાં ઉત્તમ જીવનસુત્રો છે.

"તમે શું કરી શકશો ?" એજ આ જમાનાનો પ્રશ્ન છે. હે બંધુ ! તારી બુદ્ધિ શક્તિજ તને તારા યોગ્ય સ્થળે મુકશે. એ બુદ્ધિ શક્તિનો દુરૂપયોગ ન કરીશ. બીજાની જમાને માટે ફાંફાં મારવા કરતાં તું તારી પોતાની જગાનેજ શોભાવજે.

Whatever you are from nature, keep to it; never derest your own line of talents. Be what nature intended you for, and you will succeed, be anything else, and you will be ten thousand times worse than nothing.

— Sydney Smith —

# પ્રકરણ ૬ ઠ્ઠું

## સામુદ્રિક ત્રિલોક

**जातस्य हि ध्रुवो मृत्युः तथा प्राप्तव्यम् कुरु ।**

**Destruction amaits those that are born, therefore do which is to be done.**

**નામ તેનો નાશ છે, માટે જે પ્રાપ્ત કરવાનું છે તે પ્રાપ્ત કર.**

卐

"પ્હેલા વિભાગની મધ્યે ઝંખનાજ સુકીર્તિની,
બીજા વિભાગની મધ્યે ઝંખના ધન પ્રાપ્તિની;
ત્રીજા વિભાગની મધ્યે ઝંખના છે વિલાસની,
મોજશોખ તથા સુખી જીંદગી માણવા તણી."

卐

**અ**ખીલ બ્રહ્માંડમાં ત્રિગુણાત્મક વિભૂતિનોજ વિસ્તાર ભારોભાર પ્રસરી રહ્યો છે પરમાત્મા, આત્મા અને પ્રકૃતિ. આ ત્રિગુણાત્મક વિભૂતિને માટે ત્રણ લોક નિર્માણ થયેલા છે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ. આ ત્રણ લોકની ક્રિયા ત્રણ ગુણને આધીન છે. સત્વ, રજસ અને તમસ. જેમ અખીલ બ્રહ્માંડમાં ત્રિગુણાત્મક વિભૂતિનોજ વિસ્તાર ભારોભાર પ્રસરી રહ્યો છે તેવીજ રીતે પ્રાણીના પીંડમાં પણ એજ ત્રિગુણાત્મક વિભૂતિનો વિસ્તાર ભારોભાર પ્રસરી રહ્યો છે અને તેથીજ કહ્યું છે **જે પીંડે તે બ્રહ્માંડે.** માનવજાત પણ આ ત્રિગુણાત્મક વિભૂતિનેજ આધીન છે. એની ક્રિયા પણ ત્રણ ગુણને આધીન છે. એ ત્રણ ગુણને આધીન થઈને તેમના ત્રણ વિભાગ પડયા છે દેવ જેવા મનુષ્ય, મનુષ્ય, અને પશુ જેવા મનુષ્ય અથવા સારા મનુષ્ય, મધ્યમ મનુષ્ય અને નબળા મનુષ્ય–સારા મનુષ્યની ક્રિયા સત્વગુણને આધીન છે, મધ્યમ મનુષ્યની ક્રિયા રજોગુણને આધીન છે અને નબળા મનુષ્યની ક્રિયા તમોગુણને આધીન છે.

માનવ–હસ્ત એ માનવ ક્રિયાનો અરીસો કે આયનો છે. એના પણ ત્રણ વિભાગ પડે છે. (૧) માનસિક (૨) સાંસારિક અને (૩) પાશ્વવિક.

આંગળીઓનો વિભાગ એ માનસિક વિભાગ છે. મનની સ્થીતિ, ગતિ, ક્રિયા અને પ્રતિક્રિયાનું એ સૂચન કરે છે. આંગળીના મૂળથી તે ચંદ્રગિરિ અને શુક્રગિરિના શિખર સુધીનો વિભાગ એ સાંસારિક વિભાગ છે. દુનીઆદારીનાં હરહંમેશનાં કર્તવ્યોનું એ સૂચન કરે છે. ચંદ્રગિરિના શિખરથી અને શુક્રગિરિના શિખરથી તે ઠેઠ કાંડા સુધીનો કે મણિબંધ સુધીનો વિભાગ એ પાશવિક વિભાગ છે. મનુષ્યની વિકારી અને પાશવિક વૃત્તિઓનું એ સૂચન કરે છે. આધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિએ માનસિક વિભાગનું વહન સત્વગુણથી થાય છે. સાંસારિક વિભાગનું વહન રજોગુણથી થાય છે અને તામસિક વિભાગનું વહન તમોગુણથી થાય છે.

માનસિક વિભાગ




આકૃતિ ૪

સામુદ્રિક ત્રિલોક

(૧) માનસિક વિભાગઃ—
આંગળીઓનો ભાગ
(अ) મનની મહત્તા વિદ્વાન, કવિ, શિક્ષક, ધનની તંગી.

(૨) સાંસારિક વિભાગઃ—
(ब) ધનની મહત્તા, દુનીઆદારી, વેપારી, ડૉક્ટર, વકીલ, હુન્નરઉદ્યોગનો નિષ્ણાત, દાન, ધન ને ધન તૃષ્ણા.

(૩) પાશવિક વિભાગઃ—
(क) વાસના,-વિલાસ, સ્વચ્છંદ-વિકાર તમોગુણ.

સત્વ, રજસ અને તમસ પ્રકૃતિ કે ગુણવાળા પુરૂષોની સ્પષ્ટ સ્થીતિનું વર્ણન શ્રી ભગવદ્‌ગીતામાં સુંદર રીતે કરવામાં આવ્યું છેઃ—

ऊर्ध्वं गच्छन्ति सत्वस्थाः मध्ये तिष्ठन्ति राजसाः
जघन्यगणवृत्तिस्था अधोगच्छन्ति तामसाः

સત્વગુણને આધીન પુરૂષોની સ્થીતિ ઉંચી (આધ્યાત્મિક) હોય છે. રજોગુણને આધીન પુરૂષોની સ્થીતિ મધ્યમ (સાંસારિક) હોય છે, અને તમોગુણને આધીન પુરૂષોની સ્થીતિ અધમ-નીચ (પાશવિક) હોય છે.

મનુષ્યના હાથની આંગળીઓનો વિભાગ જો સાંસારિક અને પાશ્ચવિક વિભાગ કરતાં મોટો હોય તો મનુષ્ય મનથી દોરવાઈ સર્વે કર્તવ્યો માનસિક દુનીઆને લગતાંજ કરે છે. આવો મનુષ્ય અભ્યાસ ને અધ્યયન કરવાને માટેજ લાયક હોય છે. તે દુનીઆદારીના ધંધા વેપાર, રોજગાર, હુન્નરઉદ્યોગ, ખેતીવાડી કે મજુરી કરવા માટે અશક્ત હોય છે. તે બીલકુલ અવ્યવહારીક હોય છે. બહુમાં બહુ તો તે નોકરી કરે છે. આ કારણને અંગે વિદ્વાન પુરૂષો, શિક્ષકો અને વિદ્યાર્થીઓ સદા ગરીબના ગરીબ રહે છે. કવિઓ અને લેખકો આ વર્ગમાંજ આવી જાય છે તેઓ માન ને કીર્તિના ભૂખ્યા હોય છે, ધાન ને ધનના ભૂખ્યા હોતા નથી. તેમના જીવનની મહાન નિષ્ફળતાનું કારણ હદથી વધારે માનસિક વૃત્તિજ હોય છે. જરના આ ઝેરી જમાનામાં તે જર વિનાના હોય છે. પૈસો એજ પ્રભુ એવી માન્યતાવાળી દુનીઆમાં પૈસા વિના જીવન નભી શકતું નથી અને પૈસો તો તેમને મળતો નથી તેથી તેમનું જીવન નિર્માલ્ય થઈ જાય છે. તેમના આખા જીવનમાં તેમને દુનીઆની ફીકર હોય છે પણ દુનીઆને તેમના જીવનની પરવા હોતી નથી—કેટલીક વખત દેશોદ્ધાર જેવાં મહાન કર્તવ્યો કરનાર મહાપુરૂષના મરણ પછી દુનીઆ તેમની કદર કરવા જાય છે પણ તે કદર મોઈ ભેંસના મોટા ડોળા જેવી જ નીવડે છે. તે જીવતા હોય છે ત્યાંસુધી દુનીઆ તેમને જંપવાય દેતી નથી, અને મર્યા પછી फलं, पुष्पं तोयं समर्पयामि કરવા નીકળે છે.

માનસિક દુનીઆમાં રમનારા મહાપુરૂષો જો ધારે તો તે દુનીઆને વશ વર્તાવી શકે છે, પોતાની બુદ્ધિના અને ચારિત્ર્યના પ્રભાવે તેને આધીન કરી શકે છે ફક્ત તે બુદ્ધિ અને પ્રભાવ દુનીઆદારીના ધંધા વેપાર-રોજગાર, હુન્નરકળા કે ઉદ્યોગ, અગર ખેતીવાડી તરફ વાળવાની જરૂર છે.

મનુષ્યના હાથનો આંગળીના મૂળથી તે ચંદ્રગિરિ અને શુક્રગિરિના શિખર સુધીનો વિભાગ (સાંસારિક વિભાગ) જો ધાટો હોય તો મનુષ્ય વેપાર-રોજગાર, હુન્નર-ઉદ્યોગ કે ખેતીવાડીમાં પ્રવીણ થાય. આ સાંસારિક

વિભાગ ઉપરજ આખી જીવતી દુનીયાનો આધાર છે. મનુષ્યના જીવન નિભાવ માટે આ વિભાગ અતિ મહત્વનો છે. જરના આ જમાનામાં આ વિભાગના ટેકા સિવાય જીવન ટકી શકતું નથી. હાથના મહત્વના ગિરિઓનાં તમામ તત્વ આ વિભાગને ટેકવે છે. ગુરૂગિરિ મનુષ્યમાં મહત્વાકાંક્ષા પ્રેરે છે, શનિગિરિ મનુષ્યમાં ગંભીરતા ને ડહાપણ આપે છે, રવિગિરિ મનુષ્યમાં કળા ને લાલિત્ય બક્ષે છે, બુધગિરિ મનુષ્યમાં ચાલાકી, ચપળતા ને હોશિયારી ઉત્પન્ન કરે છે, મંગળગિરિ મનુષ્યમાં આગળ ધપવાની વૃત્તિ અને દુઃખમાં સહન કરવાની વૃત્તિ પેદા કરે છે. આ બધા સદ્‌ગુણોના પ્રતાપવડે મનુષ્ય જીવનવિગ્રહમાં જીત મેળવે છે. આ વિભાગની વિપુલતાવાળો મનુષ્ય વેપારરોજગારમાં, રાજનીતિમાં, યુદ્ધ કે વિગ્રહમાં, ખેતીવાડી અને વિજ્ઞાનમાં, કે જીવનનિર્વાહના કોઈપણ ધંધામાં આગળ ને આગળ વધે છે. અજાયબીની વાત તો એ છે કે આવા હાથવાળો માનવી દુનીઆદારીના મહાન પુરૂષને વિદ્વાન, કવિ કે લેખક પ્રત્યે સુગ હોય છે. દુનીઆદારીના ડહાપણથી તે મોઢે તો મીઠું મીઠું બોલે છે પરંતુ દિલમાં સમજે છે કે આ મનુષ્યને આટલી વિદ્યા છતાં પૈસો કમાતાં નથી આવડતો માટે તે ક્ષુદ્ર જંતુ જેવો છે અને એક-રીતે તે દુનીઆને ભારે મારે છે. દુનીઆ એટલે પૈસો અને પૈસો એટલે દુનીઆ એ સુત્ર એના જીવનમાં ઓતપ્રોત થયેલું છે. પૈસો એજ પરમેશ્વર અને પરમેશ્વર એજ પૈસો એવું માનનાર આ ધનેશ્વર ભૂલી જાય છે કે પૈસા સિવાય અન્ય પરમેશ્વર પણ આલમમાં છે.

આર્થીક દુનીઆમાં રમનારા ધુરંધરો જો ધારે તો, અને તે પ્રમાણે કર્તવ્ય કરે તો, તે આધ્યાત્મિક અને માનસિક તેમજ પાશવિક દુનીઆ ઉપર પણ વિજય મેળવી શકે છે. જેટલી મહત્વાકાંક્ષા, ગંભીરતા, ડહાપણ, કળા, લાલિત્ય, ચાલાકી, ચપળતા, હોંશિઆરી આગળ ધપવાની વૃત્તિને સહન કરવાની વૃત્તિ તે પૈસો પેદા કરવામાં વાપરે છે તેનાથી અર્ધા જ ભાગની વૃત્તિ જો તે આધ્યાત્મિક ને માનસિક સદ્‌ગુણો પ્રાપ્ત કરવામાં વાપરે તો તે ધનેશ્વર છતાંય એક સંત, મહંતનું જીવન ગુજારી શકે. તેવી જ

રીતે જો એજ વૃત્તિનો અમુક ભાગ જો પાશ્ચવિક દુનીઆ તરફ વાળે તો તે વિકારને પશુવૃત્તિને વશ કરી એક સંયમી સજ્જનનું જીવન ગુજારી શકે.

માનવહસ્તમાં ચંદ્રગિરિ અને શુક્રગિરિના શિખરથી તે ઠેઠ કાંડા સુધીનો કે મણિબંધ સુધીનો વિભાગ (પાશવિક વિભાગ) જો ધાટ્ટ હોય તો મનુષ્ય સ્વચ્છંદી ને વિકારી થાય છે. તેના જીવનની તમામ પ્રવૃત્તિ તે તેના સ્વચ્છંદ ને વિકારને પોષવા તરફ જ વાળી એક પશુનું જીવન ગુજારે છે. આવો પુરૂષ સર્વત્ર વિકારી આંખે જ જુએ છે. એને મન સૌંદર્ય એ શોભાનું સાધન નથી પણ ભોગ–ઉપભોગ ને વિકાર પોષવા માત્રનું જ સાધન છે. સુરા અને સુંદરી એ એનાં અવિભાજ્ય સાથી હોય છે. આવી અધમ વૃત્તિનો મનુષ્ય કોઇપણ સદ્‌ગુણ કે કોઈપણ ઉત્તમ કાર્યની પ્રશંસા કે કીર્તિ સહન કરી શકતો નથી. તે હરહંમેશ ઉંચી સ્થીતિએ આવેલા મનુષ્યને નીચે ગબડાવી પાડવાની અનેક પ્રકારની શિયાળના જેવી યુક્તિ–પ્રયુક્તિઓ કર્યા જ કરે છે. ઇર્ષા અને અદેખાઇની તેની ઝેરી આંખ નર્યા ઝેરના જ તણખા વરસાવે છે. કૂડ કપટનો એ કાળીનાગ સદા હળાહળ જ પ્રસારે છે. આવા મનુષ્યનો હાથ જો બરછટ અને સખત હોય તો તો તે વિકારવૃત્તિથી દુનીઆનું સૌંદર્ય અને શીલ એક સામટું લુંટવાને તૈયાર થઈ જાય છે. આ મનુષ્ય અધમતામાં જ જીવે છે ને અધમતામાં જ મરે છે.

આ મનુષ્ય જો પોતાની અધમ વિકારીવૃત્તિ ઉપર કાબુ રાખી તેને દુનીઆદારીનાં કર્તવ્યો તરફ વાળે તો તે એક મહાન વેપારી કે રાજનીતિજ્ઞ, યોદ્ધો કે ખેડુત થઈ શકે. અગર તો એજ વૃત્તિ જો તે આધ્યાત્મિક દુનીઆ તરફ વાળે તો એક સંત તુલસીદાસ કે ભક્ત સુરદાસ થઈ શકે.

સામુદ્રિકની દૃષ્ટિએ માનસિક, સાંસારિક ને પાશવિક ત્રણે દુનીઆનું સમતોલપણું જોઇએ. બીજા બે ના ભોગે એકનું આધિપત્ય જીવનમાં નકામું થઈ પડે છે. સમતોલ જીવન માટે સત્વ, રજસ અને તમસ ત્રણે ગુણનું સમતોલપણું જોઈએ. આ દુનીઆમાં અત્યારે બીજા કોઈપણ સમય કરતાં સમતોલપણાની વધારે અગત્યતા છે. સમતોલપણું મનના સંયમથી આવી

શકે છે અને સંયમ વિના કાંઈ સાધ્ય નથી થતું. યોગવાસિષ્ટ મહારામાયણમાં વસિષ્ટમુનિ શ્રીરામચંદ્રજીને મનનો સંયમ રાખવાનો ઉપદેશ આપતાં કહે છે કેઃ—

**मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः।**

**મન એજ મનુષ્યના બંધન કે મોક્ષનું કારણ છે.**

જેવી રીતે હાથના ત્રણ વિભાગ પડે છે તેવીજ રીતે અંગુઠા સુદ્ધાંત પ્રત્યેક આંગળીના પણ ત્રણ વિભાગ પડે છે. અંગુઠાનો પહેલો વેઢો ઇચ્છાશક્તિની માનસિક દુનીઆ બતાવે છે, બીજો વેઢો તર્કશક્તિની સાંસારિક દુનીઆ બતાવે છે, અને અંગુઠાની નીચેનો ભાગ શુક્રગિરિ–અંગુઠાના ત્રીજા વેઢાનું કામ કરી પ્રેમી, વિલાસી કે વિકારી દુનીઆ ( પાશવિક દુનીઆ ) બતાવે છે. ગુરૂ, શનિ, રવિ અને બુધની પ્રત્યેક આંગળીને ત્રણ વેઢા હોય છે. જો પહેલા વેઢા ધાટ હોય તો તે માનસિક દુનીઆનું પ્રભુત્વ દર્શાવે છે, બીજા વેઢાની ઘાટતા સાંસારિક દુનીઆનું પ્રભુત્વ જણાવે છે અને ત્રીજા વેઢાની ઉત્કૃષ્ટતા પાશવિક દુનીઆનું પ્રભુત્વ બતાવે છે. આ આત્માનું પ્રભુત્વ કેમ પીછાણવું અને તેનું સમીષ્કરણ કેમ કરવું તે સર્વના હાથની વાત છે. મનઃ સંયમ, જ્ઞાન પ્રાપ્ત કરવાની વૃત્તિ અને કર્તવ્યથી સર્વ સાધ્ય થઈ શકે છે.

હે ભાઈ! જ્યારે નામ તેનો નાશ ચોક્કસ છે ત્યારે ચિંતા કરવાથી શો ફાયદો? ચિંતાને સ્થાને અતુલ ઉત્સાહથી જીવન વિતાવવું શું ખોટું? જો આમજ છે તો તું પણ ભૂતકાળનું ચિતન કર્યા કરતો નહિ, તેમ ભાવિના સ્વપ્નમાં રહેતો પણ નહિ. વર્તમાન સમયનેજ પકડી અતુલ ઉત્સાહથી તારા જીવનને ભરી તું તારૂં ભાવિ ઘડ.

Duty is to fulfil the claims of to-day.

— **Goethe.** —

# પ્રકરણ ૭ મું

## આંગળીઓ વચ્ચેનું અંતર

**अनिर्वेदः श्रियो मूलम् ।**

**Faint heart never mon fair lady.**

**શેતો જાય તે મુઆની ખબર લાવે.**



"કલ્પના કાર્ય શક્તિની, (ને) પ્રતિભા પુરૂષાર્થની;
અંગુલી અંતર્દર્શે છે, કામના, કરણી કૃતિ."



આંગળીઓ વચ્ચેના અંતરથી પણ મનુષ્યનો સ્વભાવ અને પ્રકૃતિ જાણી શકાય છે.

આંગળીઓ વચ્ચે એકમેકનું અંતર સમાન હોવું જોઇએ. અસમાન અંતરથી મનુષ્યના સ્વભાવ, પ્રકૃતિ અને કર્તવ્યમાં ફેર પડી જાય છે.

જો અંગુઠો અને ગુરૂની આંગળી વચ્ચેનું અંતર ઘણું વિશાળ હોય તો મનુષ્ય ઉદાર સ્વભાવનો, સ્વતંત્ર અને સ્વચ્છંદી થાય છે. તે કોઇનો પણ કાબુ કે ધાક સહન કરી શકતો નથી. પરાધીન કે પરવશ થવું તે તેને મન મરવા બરાબર છે.

જો ગુરૂની આંગળી અને શનિની આંગળી વચ્ચેનું અંતર ઘણું વિશાળ હોય તો મનુષ્ય વિચારનો સ્વતંત્ર થાય છે. બીજાના અભિપ્રાયોથી તે બંધાઈ જતો નથી પણ પોતાનાજ અભિપ્રાય ઉપર મુસ્તાક રહે છે.

જો શનિની આંગળી અને રવિની આંગળી વચ્ચેનું અંતર ઘણું વિશાળ હોય તો મનુષ્ય ભાવિને માટે બેદરકાર હોય છે, સ્વતંત્ર વિચારનો થાય છે અને રૂઢીનાં બંધનોને છેદનાર થાય છે.



આકૃતિ ૫

**શનિ–રવિ વચ્ચેનું અંતરઃ—**

(૧) વિચારમાં મહાન સ્વતંત્રતા
(૨) પોતાનાજ અનુમાન
(૩) ભાવિને માટે બેદરકાર
(૪) રૂઢીનાં બંધનોને છેદનાર

જો રવિની આંગળી અને બુધની આંગળી વચ્ચેનું અંતર અતિ વિશાળ હોય તો મનુષ્ય કર્તવ્ય કરવામાં સ્વતંત્ર થાય છે. તેની નજરમાં આવે તે તે કર્તવ્ય તે કરે છે. બીજા માણસો તેને માટે શો મત બાંધે છે તેની તેને બીલકુલ પરવા હોતી નથી.



આકૃતિ ૬

**રવિ–બુધ વચ્ચેનું અંતરઃ—**

(૧) કર્તવ્યમાં પૂરેપૂરી સ્વતંત્રતા
(૨) બીજાના અભિપ્રાય માટે બેપરવા

ઘણી વખતે વિચારની સ્વતંત્રતા અને કર્તવ્યની સ્વતંત્રતા એકત્ર થાય છે અને સારૂં કે નરસું પરિણામ આવે છે. જો બધી આંગળીઓનો ત્રીજો વેઢો ધાટ્ટ હોય તો મનુષ્ય પાશવિક વૃત્તિનો થાય છે.

જો બધી આંગળીઓ સજડાસજડી હોય તો મનુષ્ય વિચાર અને ર્તવ્યમાં પરાધીન ને પરવશ થાય છે. તે રૂઢીનાં બંધનોનો ગુલામ હોય ;, જડસુ હોય છે અને ભાવિને માટે ચિંતાતુર હોય છે.

સારા સામુદ્રિકે અંતરની સાથે લંબાઇનો પણ વિચાર કરવો જોઇએ. ાનિની આંગળી સૌથી લાંબી હોવી જોઇએ, કારણ કે તે ચારિત્ર્યને ાબુમાં રાખનાર ચક્ર છે. ગુરૂની આંગળી અને રવિની આંગળી બન્ને માન હોવી જોઇએ. એમાંથી જો કોઇ લાંબી હોય તો તે અન્યની ઉપર

અધિકાર ભોગવે છે. બુધની આંગળી સૌથી ટૂંકી હોવી જોઇએ. બુધની આંગળી રવિની આંગળીના પહેલા વેઢાના કાપા સુધીના માપે લાંબી હોવી જોઇએ. આથી વિશેષ લંબાઈ હોય તો બુધગિરિનું પ્રભુત્વ જામી જાય.



આકૃતિ ૭

ત્રીજા વેઢાની ગાઢતા:—

(૧) વાસના
(૨) વિલાસ
(૩) મોજશોખ
(૪) ખાવા પીવામાં પુષ્કળ પ્રેમ
(૫) "આજ ભોગવો કાલ કોણે દીઠી છે ! વૃત્તિ"

આંગળીઓનો એકમેકનો ઢોળાવ પણ ધ્યાનમાં રાખવો જોઈએ.

આંગળીઓ સામાન્ય રીતે જરા છૂટી હોવી જોઈએ. એકબીજા તરફ ઢળતી ન હોવી જોઇએ. નહિ તો જે આંગળી તરફ બીજી આંગળી ઢળે તે આંગળીમાં ઢળનાર આંગળીના બળની વૃદ્ધિ થાય છે.

હદથી વધારે આંગળીઓ વચ્ચેનું અંતર હોય તો મનુષ્ય સ્વચ્છંદી અને ઉદ્ધત બની જાય છે તે ભોગવિલાસ તરફ ઢળી જાય છે અને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ થાય છે.

હે બંધુ ! બંકિમચંદ્રના ઉપદેશ ધ્યાનમાં રાખવા જેવો છે. "ભોગવિલાસમાં જ જીવનની સાર્થકતા સમજાવનારી આ કાળા મોંવાળી વીસમી સદીએ એક હાથમાં તોપ–બંદૂક અને બીજા હાથમાં કળ–કારખાનાંઓ ધારણ કરીને સેંકડો શિક્ષિત, અર્ધશિક્ષિત તથા અશિક્ષિત યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ કર્યા છે."

**Liberty should not be changed into licence.**

**— Amriter —**

# પ્રકરણ ૮ મું

## આંગળીઓનાં ટેરવાં

**साहसे श्रीः प्रति वसति ।**

**Fortune favours the brave.**

**સાહસ વિના લક્ષ્મી પ્રાપ્ત થતી નથી.**



"સત્યની શોધની સાથે, કલ્પના કવિતવ્યની,
શોધ શોધ મહાશોધ, નિત્ય નિત્ય નવી નવી;
કર્તવ્યની મહાશકિત, સર્જન શક્તિ આત્મની,
ભરતી ભાવની અર્પે, ચપટાં ટેરવાં રૂડાં."



**આં**ગળીઓનાં ટેરવાં મનુષ્યનું આખું જીવન દષ્ટિ સમક્ષ ટૂંકમાં રજુ કરે છે. આંગળીઓનાં ટેરવાં ચાર પ્રકારનાં છે. (૧) ચપટાં (૨) ચોરસ (૩) શંખ આકારનાં અને (૪) અણીદાર.

**ચપટાં ટેરવાં:**—ચપટાં ટેરવાં કર્તવ્યવૃત્તિ, સર્જનશક્તિ અને સત્ય અને નક્કર વસ્તુની પસંદગી બતાવે છે. વળી તે વ્યવહારીકતા, દુનીઆદારીનો અનુભવ અને સામાન્ય બુદ્ધિની વિશેષતા દર્શાવે છે.



આકૃતિ ૮

**ચપટાં ટેરવાં:**—

(૧) કર્તવ્યવૃત્તિ

(૨) સર્જનશક્તિ

(૩) નક્કર વસ્તુની પસંદગી

(૪) દુનીઆદારીનું ડહાપણ

(૫) સામાન્યબુદ્ધિ વિશેષ

ચપટાં ટેરવાંવાળો મનુષ્ય વિચારને પસંદ કરતો નથી પણ કર્તવ્યનેજ પસંદ કરે છે. કર્તવ્ય, કર્તવ્ય અને કર્તવ્ય એજ

એના જીવનનું સુત્ર હોય છે. જીવનના કોઈપણ પંથને આવાં ટેરવાંવાળો મનુષ્ય પોતાની કર્તવ્ય દિક્ષાથી ઉજ્વળ ને મહાન બનાવે છે. તેન હરહંમેશના જીવનમાં તે કર્તવ્યનીષ્ટ રહી તેના સાથીદારોને ઉત્સાહ ને ઉમંગથી ભરી દે છે.

પુસ્તકોમાં તે કર્તવ્યની વાતો પસંદ કરનારો હોય છે, રમત-ગમતમં તે ફુટબોલ જેવી ક્રિયાત્મક રમત પસંદ કરનારો હોય છે, ફીલ્મ ચિત્રોમ તે ગતિ અને કર્તવ્યનાં ચિત્રો પસંદ કરનારો હોય છે તે સારો યોદ્ધ થઈ શકે છે કારણકે તેના જીવનમાં ચેતના અને ઉત્સાહ અતિ વિશે હોય છે. સર્જનશક્તિથી એ આદર્શ રજુ કરનાર હોય છે તે જુન ગરેડમાં ચાલતો નથી પણ નવી નવી રીતોથી તેના સર્જનને શણગારે છે તે નવીન વિચાર, નવીન રીતિ નવીન શોધ અને નવીન યંત્રોનો શોખી હોય છે. તે સ્વતંત્રતાને પસંદ કરનારો હોય છે અને સ્વતંત્ર રીતેજ તે પોતાનું કર્તવ્ય કર્યે જાય છે. દુનીઆના લોકો તેને માટે શું બોલે છે તેની તે પરવા કરતો નથી. સાહસમાં તે જરાએ પાછો પડતો નથી. તે નવીન દેશનો શોધક હોય છે ને નવીન વેશનો પૂજારી હોય છે.

નવી દુનીયા (અમેરિકા) શોધનાર કોલંબસ, આખા યુરોપને રણ મેદાનમાં ધ્રુજાવનાર, નેપોલિયન, આખી આલમને પોતાની વૈજ્ઞાનીક શોધોથ ચમકાવી મૂકનાર સર જગદીશચંદ્ર બોઝ, વિજળીક પ્રવાહની શોધ કરના માઈકલ ફૈરેડે તેમજ વરાળયંત્રની શોધ કરનાર જ્યૉર્જ સ્ટીવન્સન વિગે સર્વે આ બાબતમાં આદર્શ નમુના છે.

હે સુબંધુ! તું તારામાં આત્મવિશ્વાસ રાખી આગળ વધ અને દુનીઆ તારી થશે. આત્મવિશ્વાસ એ વીરતાનું પ્રધાનતત્વ છે. દુનીઆમ નામના કાઢનાર તમામ મહાપુરૂષો આત્મવિશ્વાસથીજ આગળ વધ્યા છે

# ચોરસ ટેરવાં

**सर्वात्मना तस्मिन्कर्मणि सव्यापृतः ।**

**He has applied himself to the work, heart and soul.**

**પોતાના તન મનથી તે કાર્ય કરવા મંડી પડયો છે.**

卐

"બંધારણ વ્યવસ્થાને નિયમો ધનપ્રાપ્તિના,
સદાએ સખ્ત બાંધે છે ચોરસ ટેરવાં રૂડાં."

卐

**આં**ગળીઓનાં ચોરસ ટેરવાં નિયમીતતા, વ્યવસ્થા અને દરેક વસ્તુ માટે યોગ્ય ગોઠવણ દર્શાવે છે.



આકૃતિ ૯

**ચોરસ ટેરવાં:—**

(૧) નિયમીતતા
(૨) વ્યવસ્થા
(૩) દરેક વસ્તુ માટે યોગ્ય ગોઠવણ
(૪) પદ્ધતિ અને બંધારણ

આવાં ટેરવાંવાળો મનુષ્ય નિયમીતતા ને વ્યવસ્થાનો ઉપાસક હોઈ ઘરમાં, દુકા-નમાં, શાળામાં કે શાખામાં, કુટુંબમાં કે સમાજમાં, વેપારમાં કે ધંધામાં, રાજ્યમાં કે ધર્મમાં, સર્વ સ્થળે નિયમબદ્ધ ને વ્યવસ્થીત જીવનજ જીવે છે. તે નિયમો અને બંધારણનો ઉપાસક હોઈ બીજાની પાસે પણ તે નિયમ અને બંધારણ પળાવે છે. તે પોતાના હુકમનો ભંગ સહન કરી શકતો નથી.

દરેક વસ્તુ યોગ્ય જગાએજ જોવાને તેની આંખ ટેવાઈ ગએલી હોય છે. તેને ઈતિહાસ, વિજ્ઞાન કે ગણીતશાસ્ત્ર જેવા નિયમવાળાજ વિષયો

પસંદ હોય છે. તે કોઈપણ કામ ઉતાવળીયું કે લપલપીયું કરતો નથી પણ પૂર્ણ વિચાર કરીને પદ્ધતિસરજ કરે છે. સારી કે નરસી તમામ વસ્તુમાં નિયમજ એના ભોમીયા તરીકેનું કામ કરે છે.

આ બાબતમાં એક ધનેશ્વર સ્ટીવન જીયાર્ડનું જીવન આદર્શરૂપ છે. સ્ટીવન જીયાર્ડ ચોકસાઇનો નમૂનો હતો. તેનાં લોખંડી ફરમાનોથી પોતાના નોકરોને તે થોડું પણ ચલાવવા દેતો નહિ તે માનતો કે દરેક બાબતમાં સખ્તમાં સખ્ત ચોકસાઈ રાખ્યા સિવાય કોઈપણ પ્રકારની મહાન ફત્તેહ મેળવવી અશકય છે. સૂચના પ્રમાણે કોફીનો કેટલોક જથો નહિ ખરીદવાથી તેના એક કૅપ્ટને તેના કેટલાક હજાર ડોલરનો બચાવ કર્યો હતો. છતાં તેણે તે નોકરને એકદમ રજા આપી અને કહ્યું કે ભલેને, હું તદ્દન પાયમાલ થઈ જતો હોઉં, પણ મારા હુકમનો ભંગ થવો જોઇએ નહિ.

પોતાના વચનથી એક તસુ પણ તે ખસતો નહિ. લોકો જાણતા હતા કે તે પોતાનું વચન પરિપૂર્ણતા સાથે પાળતો. તે કોઈપણ બાબત નશીબ ઉપર છોડતો નહિ. તેના ધંધાની દરેક હકીકત ગણતરીવાળી રહેતી અને બહુ સૂક્ષ્મતા સાથે તેની યોજના થતી. નેપોલિયનની માફક નાની નાની જૂજ બાબતમાં પણ તે ચોક્કસ હતો છતાં તેના વ્યાપારીભાઇઓ તેની મોટી ફત્તેહનું કારણ સદ્ભાગ્ય હતું એમ માનતા.

હે ભાઈ ! તું ચોક્કસ થતાં શીખ કારણકે ચોકસાઈ એ પ્રમાણિકતાની જોડીયા બ્હેન છે.

## શંખ આકારનાં આંગળીનાં ટેરવાં.

**कुतूहलेन तस्य चेतांसि पदं कृतम् ।**

**Curiosity entered his heart.**

**તેના દિલમાં નવીનતા ભરાઈ ગઈ.**

卐

"અંતર્જ્ઞાનની વૃત્તિ, ને પ્રેરણાતણી પ્રભા;<br>
કળાવાન ટેર્વાં અર્પે, પ્રેમ, વિશ્વાસની ભાવના."

卐

**શં**ખ આકારનાં આંગળીઓનાં ટેરવાં ધર્મકળા, લાગણી, વિચાર પ્રમાણે આચાર કરવાની ત્વરિત ગતિ, અંતર્જ્ઞાન ને અંતર્પ્રેરણાના નમુનારૂપ છે.



આકૃતિ ૧૦

**શંખ આકારનાં આંગળીનાં ટેરવાં:—**

(૧) કળા
(૨) લાગણી
(૩) ત્વરિત વિચાર
(૪) ત્વરિત આચાર
(૫) અંતર્જ્ઞાન
(૬) અંતર્પ્રેરણા

આવાં ટેરવાંવાળો પુરૂષ મહાન કળાકાર, મહાન શીલ્પી, ભાવવાહી કવિ, સંગીતકાર કે નટ થાય છે. તે સુંદર વસ્તુઓ તરફ આકર્ષાય છે ને તેમનો સંગ્રહ કરે છે. સૌન્દર્ય ત્યાં કલાકાર અને કલાકાર ત્યાં સૌંદર્ય એવું તેનું સુત્ર થઈ જાય છે.

આવાં ટેરવાંવાળા પુરૂષનો આદર્શ કેવો હોય છે અને એ આદર્શની પ્રાપ્તિને માટે એને કેવાં સંકટો વેઠવાં પડે છે એનો આબેહુબ ખ્યાલ પાલીતાણા સંસ્થાનમાં સિવિલ તથા ક્રિમિનલ કોર્ટના ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટનું પદ શોભાવતા શ્રી અંબાલાલ નાથાલાલ મિસ્ત્રીએ સિદ્ધરાજ જયસિંહના ક્રોધાનળનો ભોગ થઈ પડેલા ડભોઈના મહાન શીલ્પશાસ્ત્રી હીરાધરના જીવન ચિત્રથી આપ્યો છે.

## હીરાભાગોળ

સંધ્યાકાળનો દરબાર રાજાએ મુલતવી રાખ્યો.

અંધારી રાતના બાર વાગી ગયા હતા. ડભોઈના કિલ્લાના પૂર્વદ્વાર તરફ કાંઈક ઝાંખો પ્રકાશ જણાતો હતો. જે કલાપર રાજા વારી ગયો હતો, એ કલાકૃતિની નજીકમાં, બુરજમાં, અંદરની બાજુએ કંઈક ખોદાતું હતું.

મજૂરો કામ કરી રહ્યા હતા. બે કડિયાઓ જેવા ઊભા હતા. બે મજબૂત માણસો એક કાળા વસ્ત્રમાં વીંટેલી વ્યક્તિને પકડી ઊભા હતા.

એક રાક્ષસ જેવો જણાતો માણસ સૌને સૂચનાઓ આપતો હતો. નવા બુરજના પત્થરો મહામહેનતે ખસવા લાગ્યા અને આખું માણસ સમાય તેવું બાકોરૂં ખોદાયું. એ બાકોરૂં પેલી કાળાં વસ્ત્રોમાં છૂપાવેલી વ્યક્તિની કબર બનવાની હતી.

પોલાણ પૂરતું ખોદતાં, પેલા રાક્ષસે આજ્ઞા કરી; ને પેલા રક્ષકોએ હીનભાગી માણસને પકડી અંદર ઊભો રાખ્યો. તડફડાટ કરવાનીયે એને જાણે પરવા ન હોય તેમ મડદા માફક તે ઊભોજ રહ્યો.

સૂચના મળી અને ભીંત ચણાવા માંડી. કડિયાના મોં પર નારાજી હતી. પરંતુ પેલો રાક્ષસ ઘુરકતો; ને એમનાં ઓજાર યંત્રવત કામ કરતાં હતાં. પેલા હીણભાગી માણસના પગ ડૂબ્યા, કેડ આવી, હાથ દબાવવા લાગ્યા–છાતીએ ચણતર પહોંચ્યું.

ડોક સુધી આવતાં રાક્ષસ બોલ્યો: "ઊભા રહો, એનું માથું ખુલ્લું કરો ને મોંમાંથી ડૂચો કાઢો; જોઈએ એ જીવે છે ?"

એણે જાતેજ ઊંચા ચડી વસ્ત્રપટ ખસેડી નાખ્યું: બંધન દૂર કર્યું, મોંમાંથી ડૂચા કાઢી નાખ્યા ને બોલ્યો: "કેમ હવે માનવું છે કે નહિ ?"

મશાલ ઊંચી કરવામાં આવી ને કડિયાઓએ ઝીણી ચીસ પાડી.

ઓજાર એમના હાથમાંથી પડી ગયાં. એમણે એ કમનશીબ માણસને ઓળખ્યો. એ જીવતાં ચણાતો માણસ હીરાધર હતો. જે કલાકારે અપૂર્વ કલા ઉપજાવી દર્ભાવતીનો કિલ્લો તૈયાર કર્યો હતો, એમાંજ એ ચણાતો હતો.

ગુજરાતના નરેશને આ ઘટના કલંકિત કરનારી છે, પણ કલંક તો એના નશીબે જડયું હતું. રાત્રે રાજાએ હીરાધરને તેડાવ્યો હતો; અને નિસ્પૃહી છતાં કંઈક અવનવી આશામાં હીરાધર, શુકન અપશુકન થયા છતાં રાજઉતારે ગયો હતો.

આખા દિવસના વિચારોથી ગમગીન બનેલો રાજા એકદમ બોલ્યો: "હીરાધર! મારી એક આજ્ઞા છે. કોઈ બીજાની ખાતર તારે ટાંકણું પકડવું નહિ. એ વચન હું માગું છું."

હીરાધર આ માગણીથી ચમક્યો. એને આશ્ચર્ય થયું. "મહારાજ હું સમજી શકતો નથી. કારીગરનો દીકરો જ્યાં કામ મળે ત્યાં કામ કરી શકે."

"કામ આપીશ."

"તો રહીશ, મહારાજ!"

"આખી જિંદગી સુધી."

"મારૂં દિલ ગોઠશે ત્યાંસુધી, મહારાજ!"

"એટલે?"

"રાજાધિરાજ! માણસને નવીનતા ગમે છે. મનનો વિશ્વાસ નથી હોતો. અમારાં કારીગરોનાં મન તો બહુ ચંચળ હોય છે. સ્વર્ગસમું સુખ હોય પણ દિલ ઊઠી જતાં કામમાં રસ નથી રહેતો; અને કામ વગર અમે રહી શકતા નથી."

"મારે તારૂં તત્વજ્ઞાન ન જોઈએ. ઇચ્છા—અનિચ્છાનો સવાલ નથી, તારો હાથ મને વેચવાનો છે આજે તારે પ્રતિજ્ઞા લેવીજ જોઇએ કે હીરાધર પાટણપતિ સિવાય અન્યનું કામ કરી શકે નહિ."

રાજાએ હક્ક હોય તેમ દમામથી વાત કરવા માંડી-હીરાધરનો આત્મા ઉશ્કેરાવા લાગ્યો.

"મારો હાથ, રાજાધિરાજ! મારો હાથ મારી મિલકત છે. એને વેચવી ન વેચવી મારી મુનસફીની વાત છે.

"દર્ભાવતી (ડભોઇ)ના કિલ્લાનું કોતરકામ માથે લીધું ત્યારે આખી જીંદગીભરનું ગુલામીખત લખી નથી આપ્યું. મહારાજ! હું મારો હાથ વેચવા નથી માગતો." ધીમેથી પણ દૃઢતાથી હીરાધર બોલ્યો.

"તો કાપીને જુદો કરીશ" ક્રોધથી તડૂકી રાજા બોલ્યો. રાજાએ રાજત્વ ગુમાવવા માંડયું.

"તો હું ઠો હાથ લઈ દેશમાં ભમીશ ને સોલંકી સિદ્ધરાજના ઉદાર બદલાનો ઢંઢેરો પોકારીશ." હીરાધર વધારે તોફાને ચઢ્યો.

"તે પહેલાં જીભ તાળવે જડી દઈશ." રાજાની આંખમાં ખૂન આવવા માંડ્યું.

"તો છાતીએ તકતી લટકાવી આપનો કીર્તિલેખ સૌને વંચાવીશ. રાજાધિરાજ! ડરાવીને તમે મને ડગાવી શકશો નહિ."

રીસથી હોઠ દાબીને હીરાધર તાકી રહ્યો.

સિદ્ધરાજના દિલનો દાનવ ત્રાડ પાડી ઊઠ્યો: "ડગીશ નહિ તો જીવતો દાટીશ! હીરાધર, તું કોની સાથે વાત કરે છે તેનું ભાન છે?"

"યાદ છે, રાજા! કલા વેચીને ગુલામ બન્યા કરતાં જીવતાં દટાવું હું વધારે પસંદ કરીશ. હું કોણ છું એ જાણો છો? મારા પૂર્વજોએ મોટા સમ્રાટોનાં આમંત્રણોનેયે ગણકાર્યાં નથી. એમનો વંશ જ શું પાટણપતિના દમામથી પોતાનો હાથ હંમેશ માટે વેચશે? કલા સ્વતંત્ર રહેવા સર્જાઈ છે—એનાં વેચાણખત ના હોય."

"મોત જ તારું પોકારે છે ઉદ્ધત જુવાન! જે દ્વાર તેં રચ્યું છે તેજ તારી કબર બનશે. હજી માને છે?" રાજાએ છેલ્લો પ્રશ્ન કર્યો.

"ભલે એમ જ થવા દો. પ્રભુએ આપેલી સત્તાનો ઉપયોગ એમાં લાગતો હોય તો તેમ થવા દો." સ્પષ્ટ તિરસ્કારથી હીરાધર બોલ્યો.

સિદ્ધરાજે બૂમ પાડી. એક રાક્ષસ જેવો માણસ અંદર આવ્યો. રાજાએ એને ક્રૂર હુકમ આપ્યો અને બોલ્યો: "લઈ જાઓ. પ્રભાત પહેલાં એ આ દુનિયામાં ન હોવો જોઈએ."

"ઠીક બદલો આપ્યો, ગુજરાતના રાજા!" હીરાધર બોલ્યો. આગળ કંઈક બોલવા જતો હતો ત્યાં પેલો રાક્ષસ તેને પકડી બહાર ખેંચી ગયો: અને ત્યાર પછી તો આપણે એને એના વાંક માટે ડોક સુધી ચણાતો જોયો.

કડિયાઓ હબકી ગયા; ને એમનાં હથિયાર હાથમાંથી પડી ગયાં. રાક્ષસ ચીઢાયો. એણે એમને પાછળથી બે ઠોંસા માર્યા—એ જેવા તેવા નહોતા. હીરાધરને સંબોધી બોલ્યો: કેમ ચૂપ થઈ ગયો એટલી વારમાં?”

હીરાધરની બીડેલી આંખો સહેજ ઉઘડી, હજી એ ભાનમાં હતો. એ બોલ્યો: “નરપિશાચ! તારી સાથે અત્યારે બોલવાનું ન હોય; છતાં તારા રાજાને કહેજે કે હીરાધર એની કબરમાંથી યે પોકારશે કે પૂર્વદ્વાર તો એના જ નામે ઓળખાશે-સિદ્ધરાજને તો કોઈ સંભારશે ય નહિ, એ મારી આંતરડીનો શ્રાપ છે!

આંખ ઊંચી કરી એણે કંઈક છાની પ્રાર્થના કરી લીધી. પછી પેલા કડિયાઓને સંબોધી બોલ્યો: “ચલાવો કારીગરો, કિલ્લા તો ચણ્યા હશે—આવો નહિ ચણ્યો હોય, ઉતાવળ કરો! આ પાપી દુનિયાની હવા મને ગુંગળાવે છે.”

એણે આંખો મીંચી દીધી, જાણે દુનિયાને જેવા માગતો ન હોય. પેલો રાક્ષસ ક્ષણવાર થંભી ગયો. કડિયાઓએ અંદર અંદર તે દરમ્યાન કંઈક વાત કરી લીધી. પેલો રાક્ષસ ફરી ચણી દેવાની આજ્ઞા આપીને, કંઈક છેટો બેઠો.

થોડીવારમાં બાકોરૂં ચણાઈ ગયું-ભીંતમાં ભીંત બની ગઈ! કીર્તિની કાલ્પનિક ક્રૂર વેદિપર કલાકારનું બલિદાન દેવાયું. સિદ્ધરાજ એ વખતે એના ખાસ બનાવેલા શયનખંડમાં હતો—નિદ્રાની વ્યર્થ આરાધના કરતો હતો.

મંડળ વેરાઈ ગયું.

રાત્રિના સૂનકારમાં બન્યું તે મોડી રાત સુધીના આનંદોત્સવ પછી ગાઢ નિદ્રામાં ઊંઘતા દર્ભાવતીના લોકે જાણ્યું નહિ. આકાશના ટમટમતા તારકો લજવાતા સાક્ષી રહ્યા.

હે વીર! તું તારા જીવનનો ધ્યેય હીરાધરના જેવો રાખજે, “ચંદનનાં વૃક્ષો જ્યારે ઊગે છે ત્યારે તે પોતાની આસપાસ સુગંધ ફેલાવતાં નથી; પરંતુ જ્યારે તેમને છુંદી કાપી નાખવામાં આવે છે, ત્યારે તે ચોતરફ પોતાની સુવાસ ફેલાવે છે.”

## અણીદાર ટેરવાં

**वदं हि सर्वत्र गुणैर्निधीयते ।**

**Merits command notice or attention.**

**ગુણ તરત પરખાઈ આવે છે. મોરનાં ઈંડાંને કંઈ ચીતરવાં પડતાં નથી.**

卐

"સ્વપ્નસૃષ્ટિ તથા ઉર્મિ, કલ્પના તત્વવૃત્તિની;
ઉભરાવે અંતર્મહીં, અણીદાર ટેર્વાં જગે"

卐

**અણી**દાર ટેરવાંના મુખ્ય ધર્મ સ્વપ્નસૃષ્ટિ, કલ્પના, કળાવાનનો આદર્શ, ઉર્મિનો ઉછાળ ને તત્વગ્રાવૃત્તિ છે.



આકૃતિ ૧૧

અણીદાર ટેરવાં:—

(૧) સ્વપ્નસૃષ્ટિ
(૨) કલ્પના
(૩) કળાવાનનો આદર્શ
(૪) ઉર્મિનો ઉછાળ
(૫) તત્વગ્રાવૃત્તિ

આવાં ટેરવાંવાળો પુરૂષ કલ્પના અને સ્વપ્નસૃષ્ટિમાંજ રમનારો હોઈ આ દુનીઆની આર્થિક ઉપાર્જનતાની ધમાલને ધીક્કારનારો હોય છે. તે આ દુનીઆમાં રહી પરદુનીઆનું ચિંતન કરનારો હોય છે. દુનીઆદારીના ધનોપાર્જનના વહેવારનું ને કૂટીલતાનું તેને બીલકુલ ભાન હોતું નથી. આવી બેભાન સ્થીતિમાં તેને દુનીઆમાં જીવવું અકારૂં થઈ પડે છે. મહાન પ્રભુની કૃપાથીજ તેનાં દુઃખ દૂર થશે એમ તેને ખાત્રી હોય છે.

# પ્રકરણ ૯ મું

## આંગળીઓના પ્રકાર

### ગંઠાએલી આંગળીઓ

**न काम वृत्तिर्वचनीयमीक्षते ।**

**A self willed person cares not for blame.**

**આત્મનિશ્ચિત પુરૂષ લોકોના બોલ્યા સામું જોતા નથી.**

卐

"પૃથક્કરણ વસ્તુનું, અગમચેતી બાધની.
તર્કશક્તિ ગણત્રીને, સારાસારજ વાદની
ચિકિત્સા વિધાનની, ખંતને વળી ધીરતા
ગંઠેલી અંગુલી ધર્મ, જાણો સત્યજ સર્વદા."

卐

ગંઠાએલી આંગળીઓના મુખ્ય ધર્મ પૃથક્કરણ, તર્કશક્તિ, ગણત્રી, અગમચેતી અને પૂરેપૂરા વિચાર પછી આચાર હોય છે.



આકૃતિ ૧૨

ગંઠાએલી આંગળીઓ:—

(૧) પૃથક્કરણ
(૨) તર્કશક્તિ
(૩) ગણત્રી
(૪) અગમચેતી
(૫) સંપૂર્ણ વિચાર પછી આચાર

ગંઠાએલી આંગળીઓ દુનીઆની વિજળીક ઝડપને મંદ પાડી તેમાંથી અનુપમ સત્યનું સંશોધન કરે છે.

ગંઠાએલી આંગળીઓવાળા મનુષ્યો દરેક વસ્તુ અને કાર્યનું બુદ્ધિ-યુક્ત સંપૂર્ણ પૃથક્કરણ કરે છે, તેના લાભાલાભ તપાસે છે, સાબીતીથી એ વસ્તુની ચિકિત્સા કરે છે અને પછી એ વસ્તુને ગ્રાહ્ય કરે છે. નવીન વિચારને તેઓ અનુમોદન આપતા નથી તેમજ કોઈપણ કાર્ય ઉતાવળ કે વેગથી કરતા નથી. ધીરજ અને ખંત એ એમનો મહાન સદ્ગુણ છે.

જો આંગળાઓમાં પહેલો વેઢો ગંઠાએલો હોય તો મનુષ્ય માનસિક દુનીઆનો માંધાતા થાય છે.

જો આંગળાનો બીજો વેઢો ગંઠાએલો હોય તો ધન લોલુપ્ત દુની-આનો માંધાતા થાય છે.

આવી ગંઠાએલી આંગળીવાળા મનુષ્યો તત્વજ્ઞો, રાજનીતિજ્ઞો, વૈજ્ઞાનિકો, અને ધન પ્રાપ્તિ કરનાર ધનેશ્વરો હોય છે. ધનપ્રાપ્તિ કરવા ઇચ્છતો પુરૂષ મળેલી તકનો પુરેપુરો સદુપયોગ કરે છે.

હે સજ્જન ! તું તકને તત્પરતાપૂર્વક ગ્રહણ કરતાં શીખ. તક આવે તેને તત્પરતાપૂર્વક ગ્રહણ કરી લેવી એ જીવન સાફલ્યની ચાવી છે.

## સુંવાળી આંગળીઓ

**आकृति विशेषेष्वादुरः वदं करोति।**

**Good forms command respect.**

**સુંદર સ્વરૂપ માન આપવાને લાયક છે.**



"અતિ ઉત્સાહ અંતરનો, ઉર્મિઓ દિલજોશની;
જ્ઞાન અંતરનું ઉંડું, પ્રેરણા પ્રભુતત્વની.
વિલાસી મોજીલી વૃત્તિ, સોહાગના અતિમર્મ જે,
સુનમ્ર અંગુલી કેરા, સારા એજ સુધર્મ છે."



જેવી રીતે પૃથક્કરણ, તર્કશક્તિ, ગણત્રી, અને અગમચેતી ગાંઠાવાળી આંગળીઓના ધર્મ છે, તેવી રીતે ઉત્સાહ, અંર્તપ્રેરણા, અંર્તજ્ઞાન, ત્વરા, સૌન્દર્ય અને સોહાગ એ સુંવાળી આંગળીઓના ધર્મ છે. આવી આંગળી-ઓવાળો મનુષ્ય ઉત્તમ ચિત્રકાર, ઉત્તમ સંગીતકાર અને ઉત્તમ અભિનય-કાર કે નટ થઈ શકે છે. તે સ્વપ્નસેવી અને કલ્પનાપ્રધાન હોય છે. તેના વિચારને ત્વરીત ગતિએ આચારમાં મૂકવાની તે ચીલઝડપ કરે છે. વસ્તુના **શું** અને શાથ ના વિધાનમાં તે ઉતરતો નથી પણ અનુમાનથી ને અંતર્જ્ઞાનથી તે વસ્તુનું રહસ્ય કલ્પી લઈ કલા, ચિત્ર, સંગીત કે અભિનયદ્વારા તે આલમના તખ્તા ઉપર આબેહુબ અને તાદશ રજુ કરે છે.



આકૃતિ ૧૩

**સુંવાળી આંગળીઓ:—**

(૧) ઉત્સાહ
(૨) અંર્તપ્રેરણા
(૩) અંર્તજ્ઞાન
(૪) ત્વરા
(૫) સૌન્દર્ય અને સોહાગ

વિશ્વનું દિલ રંજન કરવાના તેની પાસે આવા ઉત્તમ સદ્ગુણો છતાંય તેનામાં મહાન દુર્ગુણો પણ છે. તેનામાં દુનિયાદારીની વ્યવહારીક બુદ્ધિ હોતી નથી—કાર્ય કરવાની નિશ્ચીતતા હોતી નથી અને ધનપ્રાપ્તિની સામાન્ય બુદ્ધિ હોતી નથી તેથી ઘણી વખત તેને આ ધનલોલુપ્ત જમાનામાં પછડાવું પડે છે. ઘણી વખત તેને દુનિયાદારીની ધૃષ્ટતાના અભાવે ધનભંડાર આગળ ઊભો છતાંય નિર્ધન રહેવાનો વારો આવે છે. કળાની કદર કરનાર આ દુનિયામાં ઘણાજ થોડા છે.

કહ્યા પછી દોઢ કલાકમાં સઘળા પેસેન્જરો સહિત તે વહાણ ડુબ્યું. કેપ્ટન, ખલાસીઓ અને પેસેન્જરોમાંના ઘણા સમુદ્રને તળીએ જઈ બેઠા. પોતે છોડી દીધેલી તક જ્યારે પોતાનાથી દૂર ગઈ ત્યારે તેની કિંમત કેપ્ટન હન્ડર્નને જણાઈ, પણ આખર દશામાં પોતાની જાતને ઠપકો આપવાથી શું વળે ? મૂર્ખતા ભરેલી તેની ખોટી આશાઓ અને અદઢતાથી કેટલાંનાયે પ્રાણ ગયા.

હે બંધુ ! નિર્બળ, સુસ્ત અને કઈપણ નિશ્ચિત હેતુ વગર કામ કરનારા લોકો સારામાં સારા અવસરમાં કાંઇ પણ અર્થ કદી જોઈ શકતા નથી. "જે પાણી વહી ગયું છે તેનાથી માલ કદી આટો કાઢી શકશે નહિ." એ જૂનો ઉપદેશ તેમને ઘણો પાછળથી સાંભરી આવે છે. પાણી વહી ગયા પછી પાળ બાંધવી શાં કામની ?

## ટૂંકી આંગળીઓ

**अघु बादू घुवं वरं ।**

**A bird in the hand is worth two in the bush.**

**ઓટીમાંનો હારે ને મૂઠીમાંનો જીતે.**

卐

"મંડાણ મુખ્ય મુદ્દાનું, ઝંખના ધનપ્રાપ્તિની,
દુરાગ્રહ તણી વૃત્તિ, સ્વાતંત્ર્ય સહુ કર્મનું;
મતિ ને ગતિની માંહી, ત્વરા, અતિ ત્વરા,
લઘુ અંગુલીના મર્મ ત્વરા, ત્વરા, અતિ ત્વરા."

ટૂંકી આંગળીઓના મુખ્ય ધર્મ ઉતાવળ, વસ્તુનું પરિણામ, વિચારના ઉદ્દભવની સાથે જ તેને વીજળીક ગતિએ આચારમાં મૂકવાની ધગશ, વસ્તુના મુખ્ય મુદ્દા ઉપર જ મંડાણ, આર્થિક ઉન્નતિ અને ગમે તે પ્રકારે ધનપ્રાપ્તિ કરવાની વૃત્તિ, વિચાર અને આચારનું સ્વાતંત્ર્ય, ગરમ લાહ્ય જેવું ઉકળતા ચરૂ જેવું મગજ અને કાર્ય શરૂ કર્યે તેને પૂરૂં કરવાની પૂરેપૂરી ધગશ અને પ્રબળ હઠ દર્શાવે છે.



આકૃતિ ૧૫

## ટૂંકી આંગળીઓ:—

(૧) ઉતાવળ
(૨) મુખ્ય મુદ્દા ઉપર જ મંડાણુ
(૩) ધનપ્રાપ્તિની વૃત્તિ
(૪) વિચાર અને આચારનું સ્વાતંત્ર્ય
(૫) પ્રબળ હઠ

ટૂંકી આંગળીવાળા પુરુષો અંતર્પ્રેરણા અને અંતર્જ્ઞાનવાળા હોય છે. તે સામા મનુષ્યનું દિલ તાત્કાળિક પારખી લે છે. સામાની વાત પૂરી થઇ ન હોય ત્યાં તો તેનો સાર ગ્રહી લે છે. પોતાના લખાણમાં અને ભાષણમાં તેઓ મુખ્ય મુદ્દા ઉપર ટૂંકામાં ટૂંકું ને સારામાં સારૂં વિવેચન કરી શકે છે. તેઓ વસ્તુના સાર માટે પ્રખ્યાત છે.

ટૂંકી વાર્તાના લેખક તરીકે, ઇતિહાસકાર તરીકે, વેપારી તરીકે, રાજ્યના અમલદાર તરીકે, વકીલ તરીકે અને રાજનીતિજ્ઞ તરીકે તેઓ સારી નામના મેળવે છે.

વિજળીક ગતિના વિચાર, આચાર, અને ત્વરાથી તક સાધવાથી એક મહાન વેપારી થઈ કરોડપતિ થવાય છે, એવા દાખલા જગતના ઇતિહાસમાં મોજુદ છે.

જૉન ડી રૉકફેલરે પેટ્રોલીઅમમાં પોતાની તક સાધી. અમેરિકાની ઘણી મોટી વસ્તીને બરાબર લાઇટ મળતી નથી, એમ તેને માલમ પડયું. પેટ્રોલીઅમ તો ઘણુંએ હતું પણ તેને સાફ કરવાની રીત એવી ખરાબ હતી કે તે ઘણું ઉંચા પ્રકારનું અને પૂરતી રીતે મળતું નહેતું. પેટ્રોલીઅમની આ સ્થીતિ તેને માટે સુંદર તક સમાન થઇ પડી. પોતે જ્યાં કામ કરતો હતો ત્યાંની યંત્રને લગતી દુકાનમાંના પોર્ટર

સેમ્યુઅલ એન્ડ્રુસની સાથે તેણે ભાગીદારી કરી અને પોતાના ભાગીદારે શોધી કાઢેલી સુધરેલી પદ્ધતિથી ૧૮૭૦માં એક પીપની ભઠ્ઠી તેણે શરૂ કરી. તેઓએ ઉંચા પ્રકારનું તેલ બનાવ્યું અને ઝપાટાબંધ તેનું વેચાણ થવા માંડયું. તેઓએ ફ્લેગ્લરને ત્રીજા ભાગીદાર તરીકે દાખલ કર્યો પણ એન્ડ્રુસ થોડા વખતમાં નારાજ થયો. રૉકફેલરે પૂછયું, તમારો ભાગ છોડી દેવા માટે તમે શું લેશો ? એન્ડ્રુસે બેદરકારીથી એક કાગળ ઉપર દસ લાખ ડોલર લખ્યા. ૨૪ કલાકની અંદર રૉકફેલરે તેને તે રકમ આપી દીધી અને બોલ્યો કે ભાવષ્યમાં એક કરોડ ડોલર આપવા કરતાં હાલ દશ લાખ ડોલર આપવા સારા છે. મકાન અને યંત્ર સામગ્રી સાથેનું આ નાનું કારખાનું જેની કિંમત એકહજાર ડોલર પણ હતી નહિ તે વીસ વર્ષમાં સ્ટેન્ડર્ડ ઑઇલ ટ્રસ્ટને નામે પ્રસિદ્ધ થઈ. તેની થાપણ નવ કરોડ ડોલરની થઈ. તેનો શેરોનો ભાવ ૧૭૦ ઉપર ગયો એટલે બજારમાં તે ઓઇલ ટ્રસ્ટની કિંમત એક અબજ અને પાંચ કરોડની થઈ.

હિંદુસ્તાનની આધુનીક વેપારી આલમના ધુરંધર જમસેદજી નસરવાનજી ટાટાએ પણ ટાટા આર્યન્સ અને ટાટા હાઇડ્રો ઇલેકટ્રીક પાવર કું.માં આવીજ રીતની તક સાધી આલમમાં પોતાનું નામ અમર કર્યું છે.

હે બંધુ ! જે માણસ તકનો ઉપયોગ કરી શકતો નથી તેને તે શું કામની છે ?

The Secret of Success in life, is for a man to be ready for his opportunity when it comes.

— **Disreli** —

# પ્રકરણ ૧૦ મું

## અંગુઠો

**विना पुरुषकारेण दैवं न सिध्यति ।**

**God helps those who help themselves.**

**હિંમતે મર્દા તો મદદે ખુદા.**



હસ્તમાં અંગુઠો દર્શે, ઇચ્છાશક્તિ મનોબળ;<br>
આચારે અંગુઠો દર્શે, ક્રિયા પ્રતિક્રિયા ફળ;<br>
દિલમાં અંગુઠો દર્શે, જ્ઞાનને પ્રેરણા બળ;<br>
વિચારે અંગુઠો દર્શે, તર્ક ન્યાય તણું ફળ.<br>
તેજમાં અંગુઠો દર્શે, પ્રભાને પ્રૌઢતા બળ;<br>
સૌખ્યમાં અંગુઠો દર્શે, દયા ઉદારતા દળ.<br>
સૌંદર્યે અંગુઠો દર્શે, પ્રેમ વિલાસનું ફળ;<br>
ભાગ્યમાં અંગુઠો દર્શે, ચારિત્ર્યનું મહાબળ.



હાથના તમામ વિભાગના અભ્યાસ કરતાં અંગુઠાનો વિભાગ સૌથી અગત્યનો છે. અંગુઠો મનુષ્યના ચારિત્ર્ય દર્શનનું ઉત્તમમાં ઉત્તમ કામ કરે છે. તે માનવ ચારિત્ર્યનું દેદીપ્યમાન દર્પણ છે. માનવ મહેચ્છાનો મહાસાગર છે, ન્યાયશાસ્ત્રનો નવનીધિ છે, પ્રેમનો પારાવાર છે. અંગુઠાના આવા અનુપમ સદ્‌ગુણોને અંગેજ અનેક આર્ય મહર્ષિઓએ તેમનાં સામુદ્રિક મન્તવ્યો તેના ઉપરજ બાંધ્યા છે.

અંગુઠાને આંગળીનું ઉપનામ આપી શકાય નહિ. તેનામાં ચાર ચાર આંગળીઓનું એક સામટું બળ છે તેથી તે ચારેય આંગળીઓની સામે થાય છે અને ઘણીયે વખત ચારિત્ર્યના યુદ્ધમાં તેમને મહાત કરે છે.



આકૃતિ ૧૬

**આંગળીઓની સામે થતો અંગુઠોઃ—**

ચાર આંગળી=એક અંગુઠો.
ચારિત્ર્ય કે પ્રતાપ.

મોટો અંગુઠો ચારિત્ર્યનું બળ બતાવે છે, પ્રબળ માનસિક શક્તિ દર્શાવે છે અને દુનીઆદારીનું ડહાપણ તથા ધન મેળવવાની ધગશ દેખાડે છે

મોટા અંગુઠાવાળો મનુષ્ય બળ અને મનથી કામ કરે છે. તેનાં મન અને તન બહુ મજબુત હોય છે. કુદરતે આવા અંગુઠા-વાળા મનુષ્યને સત્તા ભોગવાવવા માટેજ જન્મ આપ્યો છે. મોટો અંગુઠો જો ખરબચડો હોય તો સત્તાની સાથે થોડા યા વધતા પ્રમાણમાં જુલ્મ પણ સામેલ થાય છે. મોટા અંગુઠાવાળો મનુષ્ય જીવનની ઉપયોગી, જરૂરીઆતવાળી અને નગદ વસ્તુઓનીજ તલાસ કરે છે, અને તેની મજબુત ઇચ્છાશક્તિ તથા દૃઢ નિશ્ચયથી દુનીઆમાં વિજય મેળવે છે.



આકૃતિ ૧૭

**મોટો અંગુઠોઃ—**

(૧) ચારિત્ર્ય બળ
(૨) ઇચ્છાશક્તિ
(૩) દૃઢ મનોબળ
(૪) સત્તા
(૫) વિજય

નાનો અંગુઠો ચારિત્ર્યની શિથીલતા બતાવે છે, હૃદયના ભાવ અને લાગણી બતાવે છે, સૌંદર્ય, કલ્પના અને અંતર્પેરણા બતાવે છે.

## નાનો અંગુઠો:—



(૧) ચારિત્ર્યની શિથીલતા

(૨) હૃદયના ભાવ

(૩) લાગણી

નાના અંગુઠાવાળો મનુષ્ય કલ્પના અને પ્રેરણાથી કામ કરે છે. હૃદય આવા મનુષ્ય ઉપર રાજ્ય કરે છે. હૃદયની ઉર્મિઓ અને ભાવથી આવો મનુષ્ય દોરવાઈ જાય છે, સૌંદર્ય અને કવિત્વ તરફ વળી જાય છે અને તેને અંગે તે દુનીઆમાં ધનપ્રાપ્તિ માટે આગળ વધી શકતો નથી અને દુનીઆદારીના ડહાપણના અભાવે દુનીઆમાં ખત્તા ખાય છે, અને પરાધીન જીવન ગુજારે છે.

આકૃતિ ૧૮

ચારિત્ર્ય પ્રદર્શિત થાય છે ત્યારે તે માત્ર પરાવર્તી ક્રિયાના સ્વરૂપમાં જણાય છે. જ્યારે પ્રસંગ આવે ત્યારે, જે કરવાનો આપણે હંમેશાં નિશ્ચય કર્યો હોય છે તે કરવું એજ એનું રહસ્ય છે. વ્યાપારમાં જેમ થાપણ હોય છે, તેમ જીવનમાં ચારિત્ર્ય એક થાપણ સમાન છે. માણસમાં જેમ ચારિત્ર્ય વધારે તેમ તે વધારવાના તેના પ્રસંગ વધારે. માણસ પોતાના ચારિત્ર્યની જેવી કિંમત આંકે તેવો તે હોય છે.

ઝુટફેન આગળ મરણતોલ ઘાયલ થયેલા સર ફિલિપ સિડનીને લોહી બહુ જવાથી તૃષાની વેદના થતી હતી. ડોળી ઉપર લઈ જવામાં આવતા ઘાયલ થયેલા સિપાહીની આતુર નજર સિડની પાસેની પાણીની શીશી તરફ ગઈ. સિડનીએ તે જોયું અને તે તેને આપવાનો આગ્રહ કર્યો. સિડનીએ એમ કહ્યું કે "તારી જરૂરીઆત મારા કરતાં વધારે છે." સિડની મરી ગયો, પણ આ તેના એક કાર્યથી ઇતિહાસમાં તેનું નામ અમર થઈ ગયું. જ્યારે જે રાજાની નોકરીમાં તે હતો તે રાજાને કોઈ સંભારતું પણ નથી.

આંગળીઓના ત્રણ વેઢા પ્રમાણે અંગુઠાના પણ ત્રણ વેઢા ગણવા ઉચીત છે. (૧) પહેલો વેઢો (૨) બીજો વેઢો (૩) શુક્રગિરિ. ઇચ્છાશક્તિ અને નિશ્ચય એ પહેલા વેઢાનાં મહાન બળ છે. મનઃસંયમ, નિશ્ચયશક્તિ, નિર્ણય કરવાની નિશ્ચયશક્તિ અને અધિકાર ભોગવવાની શક્તિ એ એનાં અનુબળ છે. તર્કશક્તિ અને સારાનરસાનો સમન્વય કરી અનુમાન પર આવવાની ન્યાયશક્તિ એ બીજા વેઢાનાં મહાન બળ છે. કોઇપણ વસ્તુનું બારિકાઈથી નિરીક્ષણ, કલ્પનાથી તર્ક બાંધવાની વિશેષ શક્તિ અને શક્તિ અનુસાર કાર્ય કરવાનો ચુકાદો આપવો એ બીજા વેઢાનાં અનુબળ છે. પ્રેમ અને દયા એ ત્રીજા વેઢાના મહાન બળ છે. ભાવ, લાગણી અને વિકાર એ ત્રીજા વેઢાનાં અનુબળ છે.

માનવજાતનાં સઘળાં મહાકાર્યો આ મહાન શક્તિઓને અંગેજ સાધ્ય થાય છે. એ શક્તિઓ સિવાયનું જીવન નકામું છે, નિરૂપયોગી છે, શુન્ય છે, ચેતના વિનાનું છે, જડ છે.

શારીરિક શાસ્ત્રને આધારે અંગુઠાની રચનાજ એવા પ્રકારની છે કે તે અનુક્રમે એકેએક આંગળીની સામે થાય છે અને પ્રસંગ આવે સઘળી આંગળીઓની સામે પણ થાય છે. અંગુઠાના આ સામે થવાના બળને લીધેજ માનવહસ્ત મોટી અને નાની વસ્તુ પ્રાપ્ત કરવામાં એટલીબધી ચપળતા મેળવે છે, કળા અને શાસ્ત્રો સમજવાની અને તેમની ઉપર અધિકાર ભોગવવાની શક્તિ મેળવે છે, હથિઆર ધારણ કરવાની, એન્જીનો બનાવવાની શક્તિ પ્રાપ્ત કરે છે અને ટૂંકમાં જે જે સાધનોએ માનવ ઇતિહાસ ઘડયો છે તે તે સાધનો વાપરવાની કુશાગ્રતા પ્રાપ્ત કરે છે. આ અંગુઠોજ માનવજાતને શોધખોળ કરવાની, કારખાનાં બનાવવાની અને દુનિઆને પોતાની શક્તિથી આશ્ચર્યચકીત કરવાનું બળ આપે છે.

અંગુઠાનું બળ શું કામ કરે છે તે સરદાર શેરિડનના દૃષ્ટાન્ત ઉપરથી સાબીત થાય છે. શેરિડને પોતાના લશ્કરના સેનાપતિને કોન્ફિડરેટ લશ્કરનો પરાજય કરવા મોકલ્યો. દુશ્મનના અથાગ બળ આગળ તે પાછો પડયો અને તેનું લશ્કર ભાગવા માંડયું. આ પરાજયના સમાચાર આપવા

તે શેરિડન પાસે આવ્યો અને બોલ્યો, "સાહેબ, આપણો પરાજય થયો છે." ગુસ્સે થયેલા શેરિડને કહ્યું, "નહિજી, તમે હાર્યા હશો પણ આપણું લશ્કર હાર્યું નથી." પોતાની તરવાર ખેંચી તેણે તે પોતાના માથા ઉપર ફેરવી અને પાછળ આવતા દુશ્મન લશ્કર તરફ ધરી. તેનો બ્યુગલ જેવો અવાજ ભયંકર શોરમાંથી બહાર નીકળ્યો અને ફરી હુમલો કરવા તેણે ફરમાન કર્યું. લશ્કર સ્થિર થયું, તૈયાર થયું અને તોફાની સમુદ્ર જેમ જેમ ઉંચો થઈ ઉછળે તેમ તેમ તે દુશ્મન ઉપર ઉછળ્યું અને કોન્ફિડરેટ લશ્કરનો પૂરો પરાજય થયો.

આવા પ્રસંગો સમ્રાટ નેપોલિયન બોનાપાર્ટના જીવનમાંથી ઘણીવાર મળી આવે છે. પ્રબળ ઇચ્છાશક્તિ અને દૃઢ નિશ્ચયથી શું સાધ્ય નથી થતું?

અંગુઠાની સ્થીતિ સમજવા માટે અંગુઠાની બેસણી જાણવી જરૂરી છે. અંગુઠાની બેસણી ત્રણ પ્રકારની છે. (૧) ઉચી બેસણી (૨) નીચી બેસણી અને (૩) મધ્ય બેસણી.

**ઉંચી બેસણીવાળો અંગુઠો:**—ઉચી બેસણીવાળા અંગુઠાનો પહેલો વેઢો ગુરૂની આંગળીના ત્રીજા વેઢાના છેડા સુધી અને કોઇ કોઈ વાર તો બીજા વેઢાના મધ્ય ભાગ સુધી પહોંચી જાય છે.

ઉંચી બેસણીવાળા અંગુઠાવાળો મનુષ્ય કંજુસ, પરતંત્ર અને સ્વાર્થી થાય છે. તેને કોઇને માટે દયા કે લાગણી થતી નથી. એનો સ્વાર્થ એજ એનું સર્વસ્વ છે.

**નીચી બેસણીવાળો અંગુઠો:**—નીચી બેસણીવાળા અંગુઠાનો પહેલો વેઢો ગુરૂની આંગળીના ત્રીજા વેઢાના મધ્ય ભાગ સુધી પણ જતો નથી અને કોઈ કોઈ વાર તો ત્રીજા વેઢાના મૂળ સુધીજ પહોંચે છે.

નીચી બેસણીવાળા અંગુઠાવાળો મનુષ્ય ઉદાર, સ્વતંત્ર અને પરગજુ થાય છે. કોઈના દુઃખની વાત સાંભળી તેને દયા આવે છે અને તે તેને મદદ કર્યા સિવાય રહેતો નથી. પરમાર્થ એજ એનું સર્વસ્વ છે.

**મધ્યમ બેસણીવાળો અંગુઠો:**—મધ્યમ બેસણીવાળા અંગુઠાનો પહેલો વેઢો ગુરૂની આંગળીના મધ્યભાગ સુધી જાય છે.


આકૃતિ ૧૯

**મધ્યમ બેસણીવાળો અંગુઠો:—**

(૧) સ્થાન પરત્વે કંજુસ અને ઉદાર

(૨) પરતંત્ર અને સ્વતંત્ર

(૩) સ્વાર્થી અને પરમાર્થી

મધ્યમ બેસણીવાળા અંગુઠાવાળો મનુષ્ય સ્થાન પરત્વે કંજુસ અને ઉદાર, પરતંત્ર અને સ્વતંત્ર, સ્વાર્થી અને પરમાર્થી થાય છે. સ્વાર્થ સાથે પરમાર્થ એજ એનું સર્વસ્વ છે.

જો અંગુઠાનો પહેલો વેઢો બીજા વેઢા કરતાં બળવાન હોય તો મનુષ્યમાં ઇચ્છાશક્તિ અને નિશ્ચયશકિત મનઃસંયમ અને સત્તા વિશેષ હોય છે આ ઇચ્છાશકિત અને નિશ્ચયશકિત તેની તર્કશકિત અને ન્યાયશક્તિને દબાવી દઈ તેમના ઉપર પોતાનો દ્રઢ કાબુ બેસાડી દે છે.

**અંગુઠાનો પહેલો વેઢો:—**


આકૃતિ ૨૦

(૧) ઇચ્છાશક્તિ

(૨) નિશ્ચયશક્તિ

(૩) મનઃસંયમ

(૪) સત્તા

(૫) કર્તવ્ય વધારે, વિચાર ઓછા

આવી મજબુત ઇચ્છાશક્તિ અને નિશ્ચયશક્તિવાળો મનુષ્ય પ્રથમ કર્તવ્ય કરે છે અને પછી વિચાર કરે છે, પ્રથમ પાણી પીએ છે અને પછી ઘર પૂછે છે. તેના માર્ગમાં તે દૃઢ નિશ્ચીત હોય છે અને કોઈ કોઈ વાર ગંભીર ભૂલો કરી દે છે જેનો તે પાછળથી પ્રબળ પસ્તાવો કરે છે. તેનું ઝનુન તેની તર્કશકિત અને ન્યાયશક્તિને દબાવી દઈ આગળ વધી જાય છે અને તેથી તેને પસ્તાવું પડે છે. તેની હઠ તેને કંઈજ સુઝવા દેતી નથી.

જો અંગુઠાનો બીજો વેઢો પહેલા વેઢા કરતાં બળવાન હોય તો મનુષ્યમાં તર્કશક્તિ અને ન્યાયશક્તિ વિશેષ હોય છે. આ તર્કશક્તિ અને ન્યાયશક્તિ તેની ઇચ્છાશક્તિ અને નિશ્ચયશક્તિને દબાવી દઇ તેમના ઉપર પોતાનો દઢ કાબુ બેસાડી દે છે.



આકૃતિ ૨૧

**અંગુઠાનો બીજો વેઢો:—**

(૧) તર્કશક્તિ અને ન્યાયશક્તિ વિશેષ
(૨) લાગણી, ભાવના
(૩) વિચાર વધારે કર્તવ્ય ઓછું

આવી મજબુત તર્કશક્તિ અને ન્યાયશક્તિવાળો મનુષ્ય વિચારનુંજ પુતળું હોય છે. વિચાર પ્રમાણે તે આચાર કરતો નથી. વસ્તુઓ કેમ પ્રાપ્ત કરવી તે તે જાણે છે પરંતુ વસ્તુપ્રાપ્તિ માટે કર્તવ્ય કરતો નથી. તેના જ્ઞાનને તે અમલમાં મૂકતો નથી અને તેથી દુનીઆમાં તે પાછળ પડી જાય છે. દુનીઆમાં સારી રીતે આગળ વધવા માટે બન્ને વેઢાનું બળ સમાન જોઇએ.



આકૃતિ ૨૨

**સીધો અંગુઠો:—**

(૧) ઘણો સાવધ
(૨) દયા વિનાનો ઠંડો
(૩) સાંકડા મનનો
(૪) રહસ્ય છૂપાવનાર
(૫) ઓછો સહવાસ. અતડો સ્વભાવ

**સીધો અંગુઠો:**—સીધો અંગુઠો હાથની બાજુમાં જ બેઠેલો હોય છે.

સીધા અંગુઠાવાળો મનુષ્ય ઘણો સાવધ હોય છે. આવો મનુષ્ય દયા વિનાનો, ઠંડે અને દિલમાં ક્રૂર હોય છે. તે લોકોને પોતાનાથી દૂર ને દૂર રાખે છે. તે તેમની સાથે

ભળતો નથી. તે સાંકડા મનનો, પરાધીન અને ઘમંડી હોય છે. તે રહસ્ય છૂપાવનારો હોય છે. તેને ગણ્યાગાંઠયા જ મિત્રો હોય છે અને મિત્રોને તે શોધતો નથી. વધારે ઓળખાણ કરવાથી તે ગભરાય છે.

**પ્રાથમિક અંગુઠો:**—પ્રાથમિક અંગુઠો વડના ટેટા જેવો ફક્ત માંસનો લોચો જ હોય છે.



આકૃતિ ૨૩

**પ્રાથમિક અંગુઠો:**—

(૧) જડભરત જેવો

(૨) રાની પશુ જેવો

(૩) જંગલી રીતભાત

આવા અંગુઠાવાળો મનુષ્ય જડભરત જેવો અને રાની પશુ જેવો જંગલી હોય છે. ઇચ્છાશક્તિમાં પશુ જેવો, તર્કશક્તિમાં પશુ જેવો અને વિકારમાં પણ પશુ જેવો હોય છે. એની ભાષા, રીતભાત અને કર્તવ્ય સહુ જંગલી જેવાં હોય છે.



આકૃતિ ૨૪

**કંદોરા આકારનો અંગુઠો:**—

(૧) તર્કશક્તિ અને ન્યાયશક્તિ વિશેષ

(૨) યુક્તિથી હેતુની સાધના

(૩) મીઠી બોલીથી સ્વાર્થસાધના

(૪) સારી રીતભાત

(૫) પ્રભાવ સારો

**કંદોરા આકારનો અંગુઠો:**—આવા અંગુઠાવાળા મનુષ્યનો બીજો વેઢો કંદોરા ઘાટનો હોય છે. આવા અંગુઠાવાળો મનુષ્ય તર્કશક્તિ અને ન્યાયશક્તિમાં

વિશેષ હોય છે. પોતાનો હેતુ યુક્તિપૂર્વક કેમ સાધી લેવો એ આ મનુષ્ય સારી રીતે જાણે છે. તે કોઇને ખોટું લગાડતો નથી અને સારૂં સુંદર મીઠું મીઠું બોલી પોતાનો સ્વાર્થ સારી રીતે સાધી જાય છે. તે યુક્તિબાજ, ચાલાક, સારી રીતભાતવાળો, વિવેકી, પ્રભાવવાળો અને રાજનીતિમાં કુશળ હોય છે.

**ચાટવા આકારનો અંગુઠો:**—ચાટવા આકારનો અંગુઠો પ્રબળ ઇચ્છાશકિત અને દઢ નિશ્ચય, પ્રબળ હઠ અને જુલ્મ સૂચવે છે.



આકૃતિ ૨૫

**ચાટવા આકારનો અંગુઠો:—**

(૧) પ્રબળ ઇચ્છાશકિત
(૨) દઢ નિશ્ચય
(૩) પ્રબળ હઠ
(૪) જુલ્મ

આવા અંગુઠાવાળો મનુષ્ય પોતાની પ્રબળ ઇચ્છાશકિત અને દઢ નિશ્ચય વડે પોતાનું કાર્ય સાધે છે. એ કાર્ય સાધવામાં તેને જે કોઇ અડચણ કરે તેને કચરી નાખવા તે પૂરેપૂરો પ્રયાસ કરે છે. તેની પ્રબળ હઠથી તે દુનીઆ સામે પોતાનું મસ્તક ઉચું રાખી કોઇની પણ પરવા કર્યા સિવાય આગળ વધે જ જાય છે.

**ગદા જેવા આકારનો અંગુઠો અથવા ખુની અંગુઠો:—** ગદા જેવા આકારનો અંગુઠો જાડો, બરછટ, ખરબચડો અને બેડોળ હોય છે. રાની પશુની પ્રબળ હઠ તેનામાં સંપૂર્ણ હોય છે. એ હઠને અમલમાં મૂકવાની ખુનીના જેટલી તેનામાં શકિત હોય છે તેથી તેનું બીજું નામ ખુની અંગુઠો પડયું છે.



આકૃતિ ૨૬

**ગદા જેવા આકારનો અંગુઠો અથવા ખુની અંગુઠો:—**

(૧) રાની પશુની પ્રબળ હઠ
(૨) ખુની તરસ
(૩) ઝનુન
(૪) જંગલી રીતભાત
(૫) ઉશ્કેરાતાં વાર નહિ

આવા અંગુઠાવાળો મનુષ્ય ભયંકર હઠીલો, ભયંકર ઝનુની અને ભયંકર જંગલી રીતભાતનો હોય છે. આવો મનુષ્ય ઉશ્કેરાઈ જતાં ભયંકર નુકશાન કરે છે અને વખતે જાનમાલની પણ ખુવારી કરે છે માટે તેની સાથે બીલકુલ પ્રસંગ પાડવો જ ઉચીત નથી. **दुर्जनात् प्रथमो वंदः** દુર્જન લોકને પ્રથમ વંદન કરવા યોગ્ય છે એ સંત તુલસીદાસનું સુત્ર આ બાબતમાં યોગ્ય જ છે.

**વળતો અંગુઠો:**—વળતા હાથની માફક વળતો અંગુઠો પહેલા વેઢાથી પાછલી બાજુ પુષ્કળ વળે છે.



આકૃતિ ૨૭

**વળતો અંગુઠો:—**

(૧) સમય પ્રમાણે વર્તન
(૨) લાગણીપ્રધાન, ઉદાર
(૩) હોંશિયાર, ચાલાક
(૪) "આજ મોજ કરો, કાલ કોણે દીઠી છે?" એ સુત્રનો પૂજારિ.

આવા વળતા અંગુઠાવાળો મનુષ્ય પુષ્કળ ઉડાઉ હોય છે. તે હોંશિયાર અને ચાલાક હોય છે, અને સમય અને સંજોગો પ્રમાણે કામ કરનાર હોય છે. ગમે તેવા મનુષ્યોના સાથે તે પ્રસંગ પાડે છે અને પોતાની ચાલાકીથી તેમને વશ કરી લે છે. તે લાગણીપ્રધાન, ઉદાર અને માયાળુ હોય છે.

વિનંતી તથા યાચનાથી તેનું દિલ દ્રવી ઉઠે છે અને તેની પાંસેનો છેલ્લો પૈસો તે ભિખારી કે યાચકને આપી દે છે. "આજ મોજ કરો, કાલ કોણે દીઠી છે" એ સુત્રનો એ પુજારિ છે. તે લાગણીપ્રધાન હોઇ આજે ઉંચે ચઢે છે અને કાલે નીચે પડે છે. તક સાધવામાં તે પુરો એક્કો હોય છે અને તેથી જીવનમાં ઘણીવાર વિજય પણ મેળવે છે. તેનો સ્વભાવ આનંદી અને હસમુખો હોય છે. સામાના દિલ ઉપર તે પ્રતિભા પાડયા વિના રહેતો નથી. તેના બદલાતા વલણને અંગે તેને ભારે ખોટ પણ આવી જાય છે અને તેનું જીવન નિરાશામય બની જાય છે. આવા પ્રસંગમાંય પણ તે પ્રકાશ માટે અંધકારમાંય બાથોડીયાં મારે છે. આવા માણસો સંપૂર્ણ આશાવાદી હોય છે.

**અક્કડ અંગુઠો:**—અક્કડ અંગુઠો બીલકુલ વળતો નથી. તે સીધોને સીધો ટટાર રહે છે.



આકૃતિ ૮

**અક્કડ અંગુઠો:**—

(૧) દુનીઆદારીમાં પાક્કો
(૨) ધનપ્રાપ્તિની ધગશ
(૩) બહુ પાવરધો
(૪) કંજુસ અને જડસુ
(૫) અતડો સ્વભાવ

અકકડ અંગુઠાવાળો આદમી દુનીઆદારીના વહેવારમા, અને ધનપ્રાપ્તિની ધગશમાં બહુ પાવરધો હોય છે. તે સામાન્યબુદ્ધિ વિશેષતાવાળો, કંજુસ અને જડસુ હોય છે. દરેક વસ્તુનો લાભાલાભ તે બારીકાઇથી તપાસે છે. તે પ્રબળ ઇચ્છાશક્તિ, અને દઢ નિશ્ચયવાળો હોય છે. તે સાવધ, અતડા સ્વભાવનો અને એકલવાયો હોય છે. તે ધન બચાવે છે અને પૈસાદાર થાય છે. તે સ્થિર વૃત્તિનો અને એકજ ધંધાને ખંતથી વળગી રહેનારો

કોઈ જતે દિવસે ધનવાન થાય છે. ગમે તેવા પ્રસંગમાં પણ તે તેના મન ઉપર પૂરેપૂરો કાબુ રાખે છે અને બહુ રાજી થતો નથી તેમ બહુ ખેદ પણ કરતો નથી.

આ સિવાય ચાર પ્રકારનાં ટેરવાંવાળા ચાર પ્રકારના અંગુઠા છે (૧) ચપટા ટેરવાવાળો અંગુઠો (૨) ચોરસ ટેરવાવાળો અંગુઠો (૩) શંખ આકારના ટેરવાવાળો અંગુઠો અને (૪) અણીદાર ટેરવાવાળો અંગુઠો.

તેમના ગુણાવગુણ અનુક્રમે ચપટા ટેરવાવાળી આંગળી, ચોરસ ટેરવાવાળી આંગળી, શંખ આકારના ટેરવાવાળી આંગળી અને અણીદાર ટેરવાવાળી આંગળીના જેવા છે.

## સ્ત્રીઓના અંગુઠાના પ્રકાર.

**ટૂંકા અંગુઠાવાળી સ્ત્રી:**—ટૂંકા અંગુઠાવાળી સ્ત્રી પ્રેમને ખાતર પરણે છે. તેનો સ્વામી તેનું ભરણપોષણ કરી શકશે કે નહિ તેનો તે વિચાર કરવા રહેતી નથી. તે દુઃખ અને દારિદ્રયને સહન કરીને પણ પ્રેમને ખાતર એક દારૂડીઆ જેવા આદમીને પણ પરણે છે. તે દારૂડીઆને પણ પ્રેમની ખાતર સુધારી શકશે એમ ધારીને તેની સાથે જીવનસંબંધ સાંધે છે—આવી સ્ત્રી હૃદય અને લાગણીને વશ થઈ જાય છે.

**મોટા અંગુઠાવાળી સ્ત્રી:**—મોટા અંગુઠાવાળી સ્ત્રી પોતાનું ભરણ-પોષણ સારી રીતે કરી શકે એવા કોઈ ધનીક કે વિદ્વાનની સાથે લગ્ન કરે છે. પ્રેમની બાબતમાં તે જરાપણ પાછી પડતી નથી. દુર્ભાગ્યે જો મુશીબત આવી પડે તો તે મુશીબત દૂર કરવાને પોતાનાથી બનતો સઘળો પ્રયાસ કરે છે અને મુશીબતને પણ મહાત કર્યા સિવાય રહેતી નથી. આવી સ્ત્રીની ઉપર એના મજબુત મનનું જ સામ્રાજ્ય વ્યાપી ગયું હોય છે અને એ મજબુત મનના બળવડે જ તે દુનિયાનાં દુઃખોની અવગણના કરી પોતાની અને પોતાના સ્વામીની પ્રતિષ્ઠા જાળવી રાખે છે.

**અંગુઠાનો પહેલો વેઢો:**—અંગુઠાના પહેલા વેઢા ઉપર જો ત્રણ સીધી રેખાઓ હોય તો સુખ, શાંતિ અને આબાદી મેળવે છે. ઇચ્છા-શક્તિ, નિશ્ચયશક્તિ અને મન બરાબર કામ કરે છે.



આકૃતિ ૨૯

**અંગુઠાના પહેલા વેઢા ઉપર ત્રણ સીધી રેખા:—**

(૧) સુખ, શાન્તિ આબાદી
(૨) ઇચ્છાશક્તિ, નિશ્ચયશક્તિ અને મન બરાબર કામ કરે છે.

અંગુઠાના પહેલા વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો ઇચ્છાશક્તિ, નિશ્ચયશક્તિ અને મન બરાબર કામ કરી શકતાં નથી તેથી ઘણી વખત આડે રસ્તે ઉતરી પડાય છે.

**અંગુઠાનો બીજો વેઢો:**—અંગુઠાના બીજા વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો તર્કશક્તિ અને ન્યાયશક્તિ બરાબર કામ કરે છે. અંગુઠાના બીજા વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો તર્કશક્તિ અને ન્યાયશક્તિ બરાબર કામ કરતી નથી અને તેથી આડે માર્ગે ઉતરી પડાય છે.



આકૃતિ ૩૦

**અંગુઠાના બીજા વેઢા ઉપર આડી રેખાઓ:—**

(૧) તર્કશક્તિ અને ન્યાયશક્તિ અસ્વસ્થતા
(૨) આડે માર્ગે ઉતરી જવાય

અંગુઠાના નખની નીચે જો ત્રણ સમાન્તર કાપા હોય તો તેવા પુરૂષો બાપ-કર્મી થાય છે. તેમનું જીવન ભોગવિલાસ માંજ સમાપ્ત થાય છે. તેઓ ખોટો દંભ રાખે છે. દંભ ફૂટી જતાં તેમની સ્થીતિ દયાપાત્ર થાય છે.



આકૃતિ ૩૧

**અંગુઠાના નખની નીચે ત્રણ સમાન્તર કાપાઃ—**

(૧) બાપકર્મી

(૨) ભોગવિલાસ

(૩) ખોટો દંભ

અંગુઠાના નખની નીચે જો ત્રણ સમાન્તર કાપા હોય તો એવાં સ્ત્રીપુરૂષોને ધન અને સૌન્દર્ય વારસામાં મળ્યું હોય છે. આવાં સ્ત્રીપુરૂષો કોમળ પ્રકૃતિનાં, માનવતાથી ભારોભાર ભરેલાં અને વિલાસનું સેવન કરનારાં હોય છે. તેઓ રંગભૂમિ ઉપર અથવા તો ચિત્રપટમાં કામ કરવાને ભાગ્યશાળી થાય છે. તેઓ કીર્તિને ખાતર ધન ઉડાવ્યેજ જાય છે. તેઓ રંગભૂમિ કે ચિત્રપટની સાથેજ લગ્ન કરે છે. કારણકે રંગભૂમિ કે ચિત્રપટ તેમનું તન, મન, ધન થાય છે.



આકૃતિ ૩૨

**અંગુઠાના નખની નીચે બે સમાન્તર કાપાઃ—**

(૧) વારસામાં ધન અને સૌન્દર્ય

(૨) કોમળ પ્રકૃતિ, માનવતા

(૩) વિલાસ

(૪) રંગભૂમિ કે ચિત્રપટ સાથે ઐક્ય

અંગુઠાના નખની નીચે જો એકજ કાપો હોય તો તે પુરૂષ આપકર્મી થાય છે, બુદ્ધિમાન ને વિદ્વાન થાય છે, વિશ્વાસુ ને વફાદાર થાય છે.



આકૃતિ ૩૩

અંગુઠાના નખની નીચે એકજ કાપો:-

(૧) આપકર્મી
(૨) બુદ્ધિમાન
(૩) વિદ્વાન
(૪) વિશ્વાસુ
(૫) વફાદાર

જેમનો નખપ્રદેશ અસ્પષ્ટ અને લંબ ગોળ હોય તે અહંકારી અને તિવ્રપ્રકૃતિના થાય છે. કોઇપણ વ્યકિત સાથે વેર કરતાં તેને વાર લાગતી નથી. તે વખતે તે ઝનુની ને જંગલી થઈ જાય છે. એનું વેર પૂરૂં કરવા તે અનેક યુકિત પ્રયુકિતઓ કરે છે. તેમનું કુટુમ્બિક જીવન છિન્નભિન્ન અને અસંતુષ્ટ હોય છે.

હે બંધુ! વિધીના વિધાનને માન આપી તું તારૂં જીવન ઉજ્વળ બનાવજે. મુશ્કેલીઓથી ડરીશ નહિ, કારણકે ઘણા માણસોની મહત્તાનું કારણ તેમની પ્રચંડ મુશ્કેલીઓ હોય છે. નિરંતર આગળ વધવાની ટેવ અને શ્રદ્ધા રાખજે કારણકે એ બન્ને સઘળી મુશ્કેલીઓને હંફાવી નાખનારાં બળ છે. ઝળકતી કારકીર્દિવાળા તરૂણના શબ્દકોષમાં નિષ્ફળતા જેવો કોઈ શબ્દ જ નથી.

Adversity is the diamond Just Heaven polishes its jewels with.

— Leighton —

## પ્રકરણ ૧૧ મું

## મુખ્ય આંગળીઓના ગુણદોષ

**निपात्यतां असौ प्रजापीडकः ।**

**Down with the fyrant.**

**પ્રજાપીડકનો નાશ થાઓ.**

卐

"મનની સૌ મહેચ્છાઓ, દિલના ભાવ સૌ ઉંડા,
દર્શાવે અંગુલિ ભાવી, પ્રતિભા રવિ વિક્રમ."

卐

હે ભાઈ ! તું સ્વતંત્રતાનાજ વિચાર કર. સ્વતંત્રતાનોંજ આંદોલન તારા દિલમાં જગાવ અને તું સ્વતંત્ર થઈ શકીશ. "જે પરવશ છે તે સર્વ દુઃખનું કારણ છે, અને જે સ્વતંત્ર છે તે સર્વ સુખનું કારણ છે." એમ મનુ ભગવાન કહે છે.

"વંશપરંપરાગત ગુલામો ! તમે જાણતા નથી કે જેઓ સ્વતંત્ર થવા ઇચ્છતા હોય, તેમણે પોતેજ પહેલો પ્રહાર કરવો જોઈએ."

— બાયરન —

Oh, Give me liberty ! for even were Paradise my prison, still I should long to leap the crystal walls.

— Dryden —

## ગુરૂની આંગળી

**सूक्तमिदमभियुक्तः प्रकृतिर्दुस्त्यजेति । — भट्ट नारायण —**

**It is well said by the learned that heriditary nature cannot be over come.**

**પ્રાણ અને પ્રકૃતિ મુએ જાય.**

卐

"મહાલોભ, મહાસત્તા, ધર્મતત્વ મહામહા;
સન્માન, પ્રેમના ભાવ, ગુરૂના ગરવા ઘણા."

卐

**ગુરૂની આંગળીના ગુણ:**—(૧) મહત્વાકાંક્ષા (૨) સત્તા અને આગેવાની (૩) ધર્મ અને તત્વ (૪) સ્વમાન અને સન્માન (૫) પ્રકૃતિ-પ્રેમ (૬) અધિકાર ને જુલ્મ.

**ટૂંકી:**—કર્તવ્યપ્રેમ, સાહસીક, ઉતાવળીઓ નિશ્ચય.

**ઘણીજ** લાંબી:—અધિકાર ને જુલ્મ.

લાંબી અને અણીદાર ટેરવાવાળી:—ધાર્મિક ઉત્સાહ ને વહેમ.

મધ્યમ અને ચપટા ટેરવાવાળી:—નવા ધર્મમાં અંધશ્રદ્ધા.

લાંબા પહેલા વેઢાવાળી:—મહત્વાકાંક્ષા, સત્તા અને આગેવાની વિગેરે માનસિક સદ્દગુણોની મહત્તા સાથે અંતર્જ્ઞાનની બક્ષીસ.

લાંબા બીજા વેઢાવાળી:—મહત્વાકાંક્ષા, સત્તા-આગેવાની વિગેરે ગુણોનો ધનપ્રાપ્તિ માટેજ ઉપયોગ.

લાંબા ત્રીજા વેઢાવાળી:—મહત્વાકાંક્ષા, સત્તા-આગેવાની વિગેરે ગુણોનો વિલાસ અને મોજમઝા માટેજ ઉપયોગ-સાથે સાથે ઝનુની અભિમાન.

શનિની આંગળી સાથે બરાબર કે તેથી વધારે લંબાઈવાળી:—મહત્વાકાંક્ષી જીવન

રવિની આંગળી સાથે બરાબર લંબાઈવાળી:—ધન અને કીર્તિ બન્નેની મહત્વાકાંક્ષા.

**ગુરૂની આંગળીનો પહેલો વેઢો:**—મહત્વાકાંક્ષા, સત્તા અને આગેવાની, ધર્મ અને તત્વ, સ્વમાન અને સન્માન, પ્રકૃતિ પ્રેમની માનસિક દુનીઆ રચે છે.

વેઢા ઉપર જો તારાનું ચિન્હ હોય તો જીંદગીમાં ઘણા વિજયવંત બનાવો બને અને બહુ માન મળે.



આકૃતિ ૩૪

**ગુરૂની આંગળીના પહેલા વેઢા ઉપર તારાનું ચિન્હઃ—**

(૧) ઘણા વિજય

(૨) બહુ માન

વેઢા ઉપર જો વર્તુલનું ચિન્હ હોય તો મનની સઘળી મુરાદો પાર પડે છે.

વેઢા ઉપર જો ત્રિકોણ હોય તો હુન્નર ઉદ્યોગનો શોખીન અને પ્રેમી થાય.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો ઘણીજ ધાર્મિક વૃત્તિ થાય.

વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો નાસ્તીક વૃત્તિ પેદા થાય.

**ગુરૂની આંગળીનો બીજો વેઢો:**—મહત્વાકાંક્ષા, સત્તા અને આગેવાની, ધર્મ અને તત્વ, સ્વમાન અને સન્માન, પ્રકૃતિ, પ્રેમની અને ધન પ્રાપ્તી માટેનીજ દુનીઆ રચે છે. કેવળ ધન પ્રાપ્તી ખાતરજ સર્વે ગુણોનો ઉપયોગ કરે છે.

વેઢા ઉપર જો તારાનું ચિન્હ હોય તો પુષ્કળ ધન પ્રાપ્તિ થાય છે, અને સાંસારિક તથા વ્યવહારિક કાર્યમાં ફત્તેહ મળે છે.



આકૃતિ ૩૫

વેઢા ઉપર જો વર્તુલનું ચિન્હ હોય તો મનના મનોરથો પુરા પડે છે, અને કાર્યસિદ્ધિ થાય છે.

**ગુરૂની આંગળીના બીજા વેઢા ઉપર વર્તુલઃ—**

(૧) મનના મનોરથો પુરા થાય

(૨) કાર્યસિદ્ધિ

વેઢા ઉપર જો ત્રિકોણનું ચિન્હ હોય તો પ્રત્યુત્પન્નમતિ થાય છે.

વેઢા ઉપર જો એક કે બે ચોકડીનાં ચિન્હ હોય તો સ્વપ્ને પણ ખ્યાલમાં ન આવે એવા કોઈ મહાન મનુષ્યની મદદ મળે છે અને તેમાં ફત્તેહ મળે છે.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો ઘણાં ઉત્તમ કાર્યો કરવાની ઇચ્છા થાય છે અને તેમાં વિજય મળે છે.

વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો હડહડતો જુઠો, પ્રપંચી અને ઘમંડી થાય છે.

**ગુરૂની આંગળીનો ત્રીજો વેઢો:**—મહત્વાકાંક્ષા, સત્તા અને આગેવાની, ધર્મ અને તત્વ, સ્વમાન અને સન્માન, પ્રકૃતિપ્રેમની પાશ્ચવિક દુનિયા રચે છે. કેવળ મોજ શોખ ને વિલાસને ખાતરજ સર્વે ગુણોનો ઉપયોગ કરે છે.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો દિન પ્રતિદિન પ્રગતિ ને ઉન્નતિ થાય છે.



આકૃતિ ૩૬

**ગુરૂની આંગળીના ત્રીજા વેઢા ઉપર સીધી રેખાઓ:—**

(૧) દિનપ્રતિદિન પ્રગતિ

(૨) ઉન્નતિ

વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો દિનપ્રતિદિન અધોગતિ થાય છે.

વેઢા ઉપર જો તારો હોય તો શરમ વિનાનો વ્યભિચારી થાય છે.

હે મહાશય ! તારી પ્રકૃતિ અનુસાર તું કર્તવ્ય કરીશ તો વિજય મેળવીશ. પ્રકૃતિ વિરૂદ્ધ ઘણા પુરૂષોએ દુનિયાની સાથે યુદ્ધ ખેલ્યાં છે અને દુનિયાએ તેઓને હરાવ્યા છે.

Select your work according to your nature and do it Nature will heep you in all your dealings, whole-heartedly. — Amriter —

# શનિની આંગળી

**पुण्यवन्तो हि दुःखभाजो भवन्ति। — भट्ट नारायण —**

**Meritorious are those who experience grief.**

**પ્રભુને વહાલાં હોય તેમની ઉપરજ દુઃખ પડે છે. દુઃખની કસોટીથીજ માણસ ઘડાય છે. પુણ્યવાનજ દુઃખનો અનુભવ કરે છે.**

卐

"ગૂઢ ગાંભીર્ય, ગ્લાનિને, શંકાઓ આપદા તણી;
મનઃ સંયમ બુદ્ધિનો, શનિની વિભૂતિ ગણી."

卐

**શનિની આંગળીના ગુણ:**—(૧) ડહાપણ અને ગાંભીર્ય (૨) શોક અને ગ્લાનિ (૩) વહેમ અને શંકા (૪) મનઃસંયમ અને ઇન્દ્રિયનિગ્રહ.

લાંબી અને ચપટીઃ—શોકવૃત્તિ, દુઃખની કલ્પના, ગંભીર સ્વભાવ.

લાંબી અને બેડોળઃ—ખૂની વૃત્તિ.

લાંબી અને અણીદારઃ—સ્વાર્થ વૃત્તિ.

લાંબી અને ચોરસઃ—ગંભીર સ્વભાવ.

લાંબા પહેલા વેઢાવાળીઃ—દિલગીરી ને વહેમ–આત્મઘાત કરવાની વૃત્તિ.

લાંબા બીજા વેઢાવાળીઃ—ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગનો શોખ તથા પ્રેમ.

લાંબા અને પહોળા ત્રીજા વેઢાવાળીઃ—કંજુસ સ્વભાવ.

ગુરૂની આંગળી તરફ ઢળતા ટેરવાવાળીઃ—આત્મશ્રદ્ધાથી પ્રારબ્ધવાદ ઉપર કાબુ મેળવવાની વૃત્તિ.

રવિની આંગળી તરફ ઢળતા ટેરવાવાળીઃ—કુદરતના અને લલિત કળાના પ્રેમથી પ્રારબ્ધવાદ ઉપર કાબુ મેળવવાની વૃત્તિ.

**શનિની આંગળીનો પહેલો વેઢો:**—ડહાપણ અને ગાંભીર્ય, શોક અને ગ્લાનિ, વહેમ અને શંકા, મનઃસંયમ અને ઇન્દ્રિય નિગ્રહની માનસિક દુનીઆ રચે છે.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો પ્રત્યેક વખતે ખરાબ કામ કરવાનો વિચાર ઉત્પન્ન થાય છે-શિથિલવૃત્તિ થાય. નપુંશકતાની નિશાની.



આકૃતિ ૩૭

**શનિની આંગળીના પહેલા વેઢા ઉપર સીધી રેખાઓઃ—**

(૧) કઢંગા કામ કરવાનો વિચાર

(૨) શિથિલવૃત્તિ થાય

**શનિની આંગળીનો બીજો વેઢોઃ**—ડહાપણ અને ગાંભીર્ય, શોક અને ગ્લાનિ, વહેમ અને શંકા, મનઃસંયમ અને ઇન્દ્રિયનિગ્રહ ગુણોનો ઉપયોગ કેવળ ધન પ્રાપ્તિને માટે અને દુનિઆદારીના વહેવારને અર્થેજ થાય છે.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો ધીરે ધીરે પ્રગતિ અને ઉદય થાય છે.



આકૃતિ ૩૮

**શનિની આંગળીના બીજા વેઢા ઉપર સીધી રેખાઓઃ—**

(૧) ધીરે ધીરે પ્રગતિ

(૨) ધીરે ધીરે ઉદય

**શનિની આંગળીનો ત્રીજો વેઢોઃ**—ડહાપણ અને ગાંભીર્ય, શોક અને ગ્લાનિ, વહેમ અને શંકા, મનઃ સંયમ અને ઇન્દ્રિયનિગ્રહ ગુણોનો ઉપયોગ કેવળ વિલાસ ને મોજશોખ ખાતરજ થાય છે.



વેઢા ઉપર જે સીધી રેખાઓ હોય તો કાળી વસ્તુમાં લાભ મેળવે છે અને તેમાં તેનો ઉદય થાય છે.

શનિની આંગળીના ત્રીજા વેઢા ઉપર સીધી રેખાઓ:—

(૧) કાળી વસ્તુમાં લાભ
(૨) કાળી વસ્તુમાં ઉદય

આકૃતિ ૩૯

હે ભાઈ ! દુઃખમાં હામ હારી જઈશ નહિ. દુઃખમાંય કર્તવ્ય કરવાની હિંમત રાખી કર્તવ્ય કર.

The are two kinds of persons in the world. Those who think first of difficulties, and those who think first of the importance of accomplishment in spite of difficulties.

— Samuel Warren —

## રવિની આંગળી

न युक्तं वीरस्य क्षत्रीयस्य प्रतिज्ञातं शिथिलयितुम् ।

— भट्ट नारायण —

**It is not proper for a brave warrior to grow slack with regard to his vow.**

બળવાન ક્ષત્રીયે લીધેલી પ્રતિજ્ઞા પૂરી ન કરતાં ઢીલ કરવી ઠીક નથી. તેણે પ્રતિજ્ઞા પૂરી કરવી એજ હિતાવહ છે.

卐

" કળા અને પ્રભા સારી, ધીરતા સુખશાન્તિની,
કીર્તિ દશે દિશામાંહી, રવિની અરવી ગણી. "



**રવિની આંગળીના ગુણ:**—(૧) પ્રભા અને પ્રભુત્વ (૨) કળા (૩) હિંમત અને મરદાનગી (૪) સુખ અને સંતોષ (૫) કીર્તિ અને વિજય.

ટૂંકી:—કળાના સર્જનનો લોભી.

ચપટા ટેરવાવાળી:—કળામાં કાર્યની વૃત્તિ.

ચોરસ ટેરવાવાળી:—ધનપ્રાપ્તિને માટેજ કળાને ચાહવાની અને અમલમાં મૂકવાની વૃત્તિ.

અણીદાર ટેરવાવાળી:—સર્વે કળાની બાબતમાં અંતર્જ્ઞાન.

લાંબા પહેલા વેઢાવાળી:—કળાની પુષ્કળ અંતર્વૃત્તિ.

લાંબા બીજા વેઢાવાળી:—તિક્ષ્ણ વહેપારીક બુદ્ધિ.

લાંબા અને પહોળા ત્રીજા વેઢાવાળી:—પોતાની કળાને પૈસામાં ફેરવી નાખવાની ખાસ વૃત્તિ. પ્રમાણીક ગર્વને બદલે ખાલી બડાઈ.

ગુરૂની આંગળીની સાથે બરાબર લંબાઈવાળી:—ધન અને કીર્તિ બન્નેની પ્રબળ મહત્વાકાંક્ષા.

**રવિની આંગળીનો પહેલો વેઢો:**—પ્રભા અને પ્રભુત્વ, કળા, હિંમત અને મરદાનગી, સુખ અને સંતોષ, કીર્તિ અને વિજયની માનસિક દુનીઆની રચના.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો મનુષ્યનું મન શોધખોળનું શોખીન હોય છે અને તેમાં દ્રવ્ય, કીર્તિ, માન, સહેલાઈથી મેળવી શકે છે.

વેઢા ઉપર જો તારાનું ચિન્હ હોય તો સ્વપરાક્રમથી માન, કીર્તિ અને ધન મેળવે છે.

વેઢા ઉપર જો ત્રિકોણનું ચિન્હ હોય તો દુનિયામાં શ્રેષ્ઠ હુન્નર કરી બતાવવાનો શોખ ધરાવે છે ને તેમાં વિજય મેળવે છે.



**રવિની આંગળીના પહેલા વેઢા ઉપર ત્રિકોણઃ—**

(૧) શ્રેષ્ઠ હુન્નર

(૨) વિજય

વેઢા ઉપર જો ચોકડીનું ચિન્હ હોય તો હુન્નર વગેરે કાર્યમાં કુદરતી બક્ષીસ મળે છે અને તેમાં લાભ અને વિજય મળે છે.

**આકૃતિ ૪૦**

**રવિની આંગળીનો બીજો વેઢો**:—પ્રભા અને પ્રભુત્વ, કળા, હિંમત અને મરદાનગી, સુખ અને સંતોષ, કીર્તિ અને વિજયની સાંસારિક દુનિયા રચે છે. આ સદગુણોનો ઉપયોગ કેવળ ધનોપાર્જન અને કીર્તિને માટેજ કરે છે.

વેઢા ઉપર જો તારાનું ચિન્હ હોય તો દરેક કાર્યમાં કુદરતી રીતે વિજય મળે છે, તથા સુખ, શાંતિ, ધન વિગેરે મેળવે છે.

વેઢા ઉપર જો ત્રિકોણનું ચિન્હ હોય તો હુન્નરકળામાં આગળ વધી પ્રગતિ કરી શકે છે.



વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો પોતાના બુદ્ધિબળથી બીજાની પાસેથી ઘણો સારો ફાયદો ઉઠાવે છે.

**રવિની આંગળીના બીજા વેઢા ઉપર સીધી રેખાઓઃ—**

(૧) બુદ્ધિબળ

(૨) બુદ્ધિબળથી બીજાની પાસેથી ઘણો સારો ફાયદો.

વેઢા ઉપર જો એકજ સીધી રેખા હોય તો બુદ્ધિબળથી માન, કીર્તિ તથા ધન મેળવે છે.

**આકૃતિ ૪૧**

**રવિની આંગળીનો ત્રીજો વેઢો:**—પ્રભા અને પ્રભુત્વ, કળા, હિંમત અને મરદાનગી સુખ અને સંતોષ, કીર્તિ અને વિજયની પાશવિક દુનિયા રચે છે. આ સદ્‌ગુણોનો ઉપયોગ કેવળ વિલાસ અને મોજ-મઝાને માટે જ કરે છે.

જો વેઢા ઉપર તારાનું ચિન્હ હોય તો પુષ્કળ, ધન, માન ને કીર્તિ મળે છે.



આકૃતિ ૪૨

**રવિની આંગળીના ત્રીજા વેઢા ઉપર તારો:**—

(૧) પુષ્કળ ધન

(૨) પુષ્કળ માન

(૩) પુષ્કળ કીર્તિ

જો વેઢા ઉપર ત્રિકોણ હોય તો કુશાગ્રબુદ્ધિ અને ચાલાક થાય છે. સુખ શાંતિ તથા આબાદી મળે છે.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો બુદ્ધિબળથી બીજા માણસો પાસેથી ઘણો સારો ફાયદો મેળવે છે.

હે સર્જન જે કાર્ય કરવાનો તેં નિશ્ચય કર્યો હોય તે કાર્ય પૂરૂંજ કર. તેમાંજ તારો વિજયજ છે.

Get rid of the wishing habit, and replace it with the habit of decision and work.

— W. E. Towne —

## બુધની આંગળી

**वक्तुं सुकरमिदं दुष्कर मध्यवसितुम् । — भट्ट नारायण —**

**It is easy to speak, but difficult to accomplish.**

**બોલવું સહેલું છે, કરવું કઠણુ છે.**

卐

"કુશાગ્ર બુદ્ધિ ઉદ્યોગ, વિજ્ઞાન વિભૂતિ ત્વરા,
વેપાર સર્વ આલમનો, બુધની ગણુવી કળા."

卐

**બુધની આંગળીના** ગુણ:—(૧) ચાલાકી અને ચપળતા, (૨) હુન્નર ઉદ્યોગ, (૩) વિજ્ઞાન, (૪) વેપાર રોજગાર, (૫) ત્વરા.

ઘણી ટૂંકી—વસ્તુની પરિસ્થીતિ સમજવાની તીવ્ર શક્તિ.

લાંબી:—પોતાનું મન અને પોતાની બુદ્ધિ શક્તિ સુધારવાનો અતિશય પ્રેમ, સંવાદમાં સરળતા અને પ્રભાવ, સામાની ઉપર છાપ પાડવાની શક્તિ.

ચપટા ટેરવાવાળી:—હુન્નર ઉદ્યોગની કુશળતા, વૈજ્ઞાનીક સિદ્ધાંત, સારી વક્તૃત્વ શક્તિ.

ચોરસ ટેરવાવાળી:—તર્ક, વ્યવહારીક બુદ્ધિ, સારી વિચાર શક્તિ, સમયાનુસાર ભાષા, જોઇએ તેટલીજ વાત કરવાની શક્તિ.

અણીદાર ટેરવાવાળી:—સર્વે અભ્યાસનું અંતર્જ્ઞાન, સારી વકતૃત્વશક્તિ.

લાંબા પહેલા વેઢાવાળી:—વિજ્ઞાન અને વકતૃત્વનો પ્રેમ.

લાંબા બીજા વેઢાવાળી:—હુન્નર ઉદ્યોગ અને વ્યાપારીક બુદ્ધિની વિશેષતા.

લાંબા ત્રીજા વેઢાવાળી:—તીક્ષ્ણુ બુદ્ધિ, હોંશિયારી.

રવિની આંગળી જેટલી લાંબી:—સારા હાથમાં તત્ત્વજ્ઞતા ખરાબ હાથમાં ઠગવૃત્તિ અને કુડકપટવૃત્તિ.

શનિની આંગળી જેટલી લાંબી:—સર્વ મુશીબતોને વટાવી આગળ વધતી વૈજ્ઞાનિક શકિત—વૈજ્ઞાનિક બુદ્ધિ.

**બુધની આંગળીનો પહેલો વેઢો:**—ચાલાકી અને ચપળતા, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, વેપાર-રોજગાર અને ત્વરાની માનસિક દુનિયા રચે છે.

વેઢા ઉપર જો તારાનું ચિન્હ હોય તો ધન મેળવે છે.

વેઢા ઉપર જો ત્રિકોણ હોય તો હુન્નર વિજ્ઞાન વિગેરેમાં વિજય તથા લાભ મેળવે છે.



આકૃતિ ૪૩

**બુધની આંગળીના પહેલા વેઢા પર ત્રિકોણ:—**

(૧) હુન્નરમાં વિજય અને લાભ

(૨) વિજ્ઞાનમાં વિજય અને લાભ

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો મગજશક્તિ ઠીક કામ કરે છે.

વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો ગપ મારવાની ઘણી ટેવ પડેલી હોય છે અને તેમાં પોતે પોતાને હોંશિયાર સમજે છે.

**બુધની આંગળીનો બીજો વેઢો:—**ચાલાકી અને ચપળતા, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, વેપાર-રોજગાર અને ત્વરાની સાંસારિક દુનિયા રચે છે. આ સદ્‌ગુણોનો ઉપયોગ કેવળ ધનોપાર્જનમાંજ કરે છે.



આકૃતિ ૪૪

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો ગમે તે કાર્યમાં સુખ, શાંતિ અને આબાદી મેળવી શકે છે.

**બુધની આંગળીના બીજા વેઢા ઉપર સીધી રેખાઓ:—**

(૧) ગમે તે કાર્યમાં સુખ

(૨) ગમે તે કાર્યમાં શાન્તિ

(૩) ગમે તે કાર્યમાં આબાદી

વેઢા ઉપર જો આડી રેખાઓ હોય તો અનેક વિઘ્નો આવી નડે છે.

**બુધની આંગળીનો ત્રીજો વેઢો**:—ચાલાકી અને ચપળતા, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન, વેપાર-રોજગાર અને ત્વરાથી પાશવિક દુનિયા રચે છે. આ સદ્‌ગુણોનો ઉપયોગ કેવળ વિલાસ અને મોજમઝામાં કરે છે.

વેઢા ઉપર જો સીધી રેખાઓ હોય તો સુખ-શાંતિ અને આબાદી મેળવી શકે છે.

વેઢા ઉપર જો ~~સીધી~~ આડી રેખાઓ હોય તો જુઠ, કુડકપટ અને પ્રપંચની કુટેવો હોય છે, કાર્યમાં વિઘ્ન અને ઉપાધિ.



આકૃતિ ૪૫

**બુધની આંગળીના ત્રીજા વેઢા ઉપર આડી રેખાઓઃ**—

(૧) જુઠ, કુડ, કપટ, પ્રપંચ

(૨) કાર્યમાં વિઘ્ન અને ઉપાધિ.

બોલ્યા પ્રમાણે વર્તે તેજ વીર. હે ભાઈ! બોલીશ નહિ, અને બોલે તો તે પ્રમાણેજ વર્તજે.

**Action speaks londer than words.**

— Seed —

## પ્રકરણ ૧૨ મું

## હાથના આકાર

सर्वं दैवाधीनम् । तव भाग्यम् भजमज ।

**Everything depends on fate. Worships tny fate.**

**સર્વ વસ્તુ ભાગ્યને આધીન છે. તારા ભાગ્યને ભજ.**

卐

મન બુદ્ધિ અહંકાર, ક્રિયા પ્રતિ ક્રિયા તથા,
સુખ દુઃખ વળી શાન્તિ, લાભાલાભજ અન્યથા,
કીર્તિ અકીર્તિની સ્થિતિ, ધનપ્રાપ્તિ તણી પ્રથા,
હસ્ત આકાર દર્શે છે, ભાગ્યની સઘળી પ્રથા.

卐

પ્રકૃતિ અને પ્રવૃતિથી, મતિ અને ગતિથી, ક્રિયા અને પ્રતિક્રિયાથી, વિચાર અને આચારથી, હેતુ અને ધ્યેયથી મનુષ્યનું જીવન જાણવામાં હાથના આકાર અતિ ઉપયોગી છે.

મુખ્યત્વે કરીને હાથના ૭ પ્રકાર છે.

(૧) પ્રાથમિક હાથ (૨) ચપટો હાથ (૩) ચોરસ હાથ
(૪) કળાવાન હાથ (૫) તત્વજ્ઞ હાથ અને (૬) મિશ્ર હાથ

**પ્રાથમિક હાથઃ**—પ્રાથમિક હાથ નીચામાં નીચી જાતનો છે. એ હાથ ટૂંકામાં ટૂંકો, જાડો અને દેખાવમાં ભયાનક લાગે છે. એનો અંગુઠો વડના ટેટા જેવો ફકત માંસનો લોચોજ હોય છે.



આકૃતિ ૨૩

પ્રાથમિક હાથઃ—

(૧) જડભરત જેવો
(૨) રાની પશુ જેવો
(૩) જંગલી રીતભાત

આવા હાથવાળો મનુષ્ય પશુ જીવન ગુજારવાને અને મહેનત, મજુરી તથા વૈતરૂ કરવાનેજ જન્મ્યો હોય છે. સ્વભાવે તે અતિ ઉગ્ર ને ઝનુની હોય છે. તેના ક્રોધ ઉપર કે તેની વિકારવૃત્તિઓ ઉપર તેનો કાબુ હોતો નથી. તેની તર્કશક્તિ ખીલેલી હોતી નથી.

**ચપટો હાથ:**—ચપટો હાથ સામાન્ય રીતે અનિયમિત દેખાય છે. આંગળીઓ ઉપર ગાદી જેવો ચપટો ભાગ દેખાય છે તેનાં ટેરવાં ચપટાં હોય છે. કાંડાના મૂળ આગળનો ભાગ આંગળીના મૂળ આગળના ભાગ કરતાં વધારે પહોળો હોય છે, તો કેટલીક વખત આંગળીના મૂળ આગળનો ભાગ કાંડાના મૂળ આગળના ભાગ કરતાં વધારે પહોળો હોય છે.



આકૃતિ ૪૬

**ચપટો હાથ:**—

(૧) કર્તવ્યવૃત્તિ
(૨) નુતન સર્જન
(૩) સત્યની શોધ
(૪) નવીન સાહસ
(૫) નક્કર વસ્તુની અહર્નિશ ઝંખના

આવા હાથવાળો મનુષ્ય કર્તવ્યને પસંદ કરનારો હોય છે, સર્જન શક્તિને ચાહનારો હોય છે, દુનીઆદારીના ડહાપણ ને અનુભવને પીછાણનારો હોય છે અને સત્ય ને નક્કર વસ્તુને ચાહનારો હોય છે, સાહસથી નવીન દેશ, નવીન યંત્ર કે નવા ઉદ્યોગને પસંદ કરનારો હોય છે. તે હરહંમેશ કંઈ ને કંઈ વસ્તુની ઝંખનાવાળો હોય છે અને એ ઝંખનાવાળી વસ્તુની પ્રાપ્તિને માટે તેની તમામ શક્તિથી કર્તવ્ય કરનારો હોય છે અને એ વસ્તુની પ્રાપ્તિ થયેજ અટકનારો હોય છે. તે નુતન સર્જનને ચાહનારો હોય છે અને કલ્પનાશક્તિનો ભંડાર હોય છે. સમાજ ને રૂઢીનાં બંધનો તેને ગમતાં નથી તેથી તે સમાજસુધારણાનો ઉપાસક હોય છે.

જો આ હાથમાં કાંડાના મૂળ આગળનો ભાગ આંગળીના મૂળ આગળના ભાગ કરતાં વધારે પહોળો હોય તો તે મનુષ્ય તેના સ્વભાવમાં, ભાષણમાં, બોલીમાં કે કર્તવ્યમાં લાગણીવશ થઈ ઉતાવળીઓ અને ઉશ્કેરાયલો થઈ જાય છે.

જો આ હાથમાં આંગળીના મૂળ આગળનો ભાગ કાંડાના મૂળ આગળના ભાગ કરતાં વધારે પહોળો હોય તો તે મનુષ્ય વિચારમાં, આચારમાં, મતમાં કે કર્તવ્યમાં વધારે વ્યવહારૂ થાય છે.

**ચોરસ હાથ:**—ચોરસ હાથવાળા મનુષ્યના હાથનો પંજો ચોરસ હોય છે, મણીબંધ ચોરસ હોય છે, આંગળીઓના મૂળ આગળનો ભાગ ચોરસ હોય છે ને આંગળીઓનાં ટેરવાં પણ ચોરસ હોય છે. ચોરસ હાથ નિયમીતતા, વ્યવસ્થા અને દરેક વસ્તુ માટે યોગ્ય ગોઠવણ દર્શાવે છે.



આકૃતિ ૪૭

**ચોરસ હાથ:**—

(૧) નિયમીતતા
(૨) વ્યવસ્થા
(૩) દુનિયાદારીના વ્યવહારમાં પારંગત
(૪) ધનપ્રાપ્તિમાં પ્રવીણ
(૫) દઢ નિશ્ચયવાળો, મજબુત મનોબળનું સૂચક ચન્હ

આવા હાથવાળો મનુષ્ય દુનીઆદારીના વ્યવહારમાં પારંગત અને આર્થિક ઉપાર્જનમાં અતિ પ્રવીણ હોય છે. ધનપ્રાપ્તિ માટે તે ગમે તેવાં કષ્ટ વેઠવા તૈયાર થાય છે. ધનપ્રાપ્તિ માટે તે પદ્ધતિથી, એકાગ્ર ચિત્તથી ને ખંતથી કામ કરે છે. સાબીતી વિના તે કોઇપણ વસ્તુ માનતો નથી. તે દઢ નિશ્ચયવાળો અને જડસુ હોય છે. વેપારી તરીકે, વકીલ કે બેરીસ્ટર તરીકે, દાક્તર કે વૈદ્ય તરીકે, રાજ્યના અમલદાર તરીકે, ઇતિહાસના જ્ઞાતા તરીકે, વૈજ્ઞાનિક કે ગણીતશાસ્ત્રી તરીકે તે પ્રવીણ નીકળે છે સારી કે નરસી તમામ વસ્તુમાં તે નિયમ પ્રમાણેજ કામ કરે છે. તે પોતાના કામમાં ખૂબ હઠાગ્રહી હોય છે અને પોતાના હુકમનો ભંગ સહન કરી શકતો નથી.

ચોરસ હાથવાળા કેવા ધનીક અને કેવા દુરાગ્રહી હોય છે તેનું આબાદ દ્રષ્ટાન્ત બૅરન રોથ્સચાઇલ્ડ પૂરૂં પાડે છે.

ફ્રેન્કફર્ટના એન્સેલમ રોથ્સચાઇલ્ડે લંડનના નેથન રોથ્સચાઇલ્ડ ઉપર

લખેલી એક હુંડી બેન્ક ઑફ ઈંગ્લેન્ડમાં ધરવામાં આવી, ત્યારે બેન્કના કેશીયરે કહ્યું "અમે અમારી હુંડીઓજ સ્વીકારીએ છીએ, અમે ખાનગી માણસોની હુંડીઓ સ્વીકારતા નથી." કેશીયરની ટીકા સાભળી નેથન રોથ્સચાઈલ્ડે કહ્યું "અમે કેવી જાતના ખાનગી માણસો છીએ તે અમે બેંકના સદ્‌ગૃહસ્થોને બતાવી આપીશું.

ત્રણ અઠવાડીયાં પછી બૅરન નેથન રોથ્સચાઈલ્ડે બેંક ખુલતાં એક પાંચ પૌંડની નોટ રજુ કરી. આવી જૂજ બાબતમાં બૅરન રોથ્સ-ચાઇલ્ડે તસ્દી લીધી તેથી આશ્ચર્ય પામતાં પામતાં શારાફે પાંચ સૉવરિન ગણી આપ્યા. તે સિક્કા એક પછી એક બૅરને તપાસ્યા, કાંટામાં નાંખ્યા. તેમ કરતાં તેણે કહ્યું, "તેમ કરવાનો હક્ક મને કાયદાથી મળ્યો છે." કંતાનની એક પેટીમાં તેણે તે સિક્કા મૂક્યા; અને પછી બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, પંદરમી, પચીસમી, પચાસમી, સોની, બસોની, હજારની, એમ નોટો વળી ધરી, સાત કલાકમાં તેણે ૨૧૦૦૦ પૌંડની નોટ વટાવી.

આ કામમાં તેણે પોતાની પેઢીનાં નવ માણસ કામે લગાડ્યાં હતાં અને ૧૦૫૦૦૦૦ ડૉલરની નોટો વટાવવામાં બેંકના માણસોને તેણે એટલાં બધાં રોકી રાખ્યાં કે તેઓ બીજા કોઇનું પણ કામ તે દિવસે કરી શક્યાં નહિ; બીજા કોઈના કામ ઉપર તેઓ ધ્યાન આપી શક્યાં નહિ.

બેંકનાં માણસો હસવા લાગ્યાં પણ બીજેજ દિવસે સવારે સોનાના સિક્કા લઈ જવા માટે રોથ્સ ચાઇલ્ડ પોતાના નવ કલાર્ક અને લૅારીઓ સાથે બેંકમાં આવી પહોંચ્યો અને એવી ટીકા કરી કે "આ લોકોએ મારી હુંડીયો સ્વીકારવા ના પાડી છે મેં તેમની હુંડી નહિ સંઘરવા સોગંદ ખાધા છે. તેઓ ભલેને પોતાની ફુરસદે આપે, હું તેમને એટલીજ ખબર આપું છું કે તેમને મારા કામમાં બે માસ રોકી રાખવા જેટલું દ્રવ્ય મારી પાસે છે. પાંચ કરોડ પચાસ લાખ ડૉલર જેટલા સોનાના સિક્કા પોતાની પાસે નથી એવો વિચાર બેંકના અમલદારોને આવતાં તેમનાં મોઢાં પડી ગયાં. બીજેજ દિવસે સવારે વર્તમાનપત્રોમાં ખબર આપવામાં આવી કે બેંક ઑફ ઇન્ગ્લેંડ પોતાની તેમ રોથ્સ ચાઇલ્ડની હુંડીયો સ્વીકારશે.

**કળાવાન હાથ:**—કળાવાન હાથ સુંવાળો ને પાતળો હોય છે. તેની આંગળીનાં ટેરવાં શંખના જેવા આકારવાળાં હોય છે



આકૃતિ ૪૮

**કળાવાન હાથ:—**

**શંખ આકારનાં ટેરવાં**

(૧) કળા
(૨) લાગણી
(૩) અંતર્જ્ઞાન
(૪) અંતર્પ્રેરણા
(૫) ચિત્રકાર, શિલ્પશાસ્ત્રી, સંગીતકાર કે નટ

આવા હાથવાળો મનુષ્ય ચિત્રકાર કે શિલ્પશાસ્ત્રી, સંગીતકાર કે નટ થવાને યોગ્ય હોય છે. તેનામાં કળાકારની સંપૂર્ણ પ્રકૃતિ હોય છે. તેનામાં ધર્મ, કળા, લાગણી, વિચાર પ્રમાણે આચાર કરવાની ત્વરિત ગતિ, અંતર્જ્ઞાન ને અંતર્પ્રેરણા સર્વના કરતાં વિશેષ પ્રમાણમાં હોય છે. આદર્શ પ્રાપ્તિને માટે એ એનું સર્વસ્વ કુરબાન કરવા તૈયાર થાય છે.

**તત્વજ્ઞાની હાથ:**—તત્વજ્ઞાની હાથ લાંબો, પાતળો, હાડકાં દેખાય તેવો, અને અણીદાર ટેરવાંવાળો હોય છે. આ હાથ કોઈ કોઈ વખત વેઢાના ગાંઠાથી કાટખુણો પાડતો દેખાય છે.



આકૃતિ ૪૯

**તત્વજ્ઞાની હાથ:—**

(૧) તત્વજ્ઞવૃત્તિ
(૨) ઉર્મિનો ઉછાળ
(૩) કલ્પના
(૪) સ્વતંત્રતા

આ હાથ તત્વવૃત્તિ, ઉર્મિનો ઉછાળ, કલ્પના ને સ્વમસૃષ્ટિમાં પરિભ્રમણ દર્શાવે છે.

આવા હાથવાળો મનુષ્ય કલ્પના અને સ્વમસૃષ્ટિમાંજ રમનારો હોય છે. આ દુનિયાની

આર્થિક ઉપાર્જના ને ધમાલને ધિક્કારનારો હોય છે. જો હાથ ગાંઠાવાળો હોય તો મનુષ્ય પોતાની કલ્પના ઉપર કાબુ મેળવી શકે છે. પરંતુ મોટે ભાગે તે ઈશ્વર ઉપર વધારે વિશ્વાસ મૂકી જીવનનાં કર્તવ્યો કરનારો હોય છે.

**મિશ્ર હાથ:**—મિશ્ર હાથમાં ઉપર જણાવેલા સર્વે અથવા થોડાક હાથની પ્રકૃતિનું મિશ્રણ હોય છે. તેની એક આંગળી પાતળી તો બીજી જાડી હોય છે, એક આંગળી ચોરસ તો બીજી શંખ આકારની હોય છે. તો વળી એક ગાંઠા ગાંઠાવાળી હોય છે.



આકૃતિ ૫૭

**મિશ્ર હાથ:**—

(૧) બદલાતા હેતુ
(૨) ઘણી વસ્તુ એક સાથે
(૩) અચોક્કસ પ્રવૃત્તિઓ
(૪) સખ બંદરનો વહેપારી

આવા હાથવાળો મનુષ્ય જાણે છે ઘણી વસ્તુઓ પણ એકે વસ્તુ અમલમાં મૂકી શકતો નથી. તે તેના હેતુ અને ધ્યેય વારે વારે બદલતો રહે છે તેથી તે એકેયમાં વિજય મેળવતો નથી. સઘળી વસ્તુનું થોડું થોડું તે જાણે છે પણ એકે વસ્તુનું પુરેપૂરૂં જાણતો નથી. તે સખ બંદરનો નિષ્ફળ વહેપારી હોય છે. તેની અચોક્કસ પ્રવૃત્તિઓને અંગે તે વધારે ધન કે માલમીલકત એકઠી કરી શકતો નથી. જો તે તેના મન ઉપર કાબુ રાખી એકજ વસ્તુના કાર્યમાં પોતાની તમામ શકિત પરોવે તો તે ઘણુંજ સારૂં કર્તવ્ય કરી સારો પૈસાદાર થઈ શકે. મિશ્ર હાથવાળા માનવીની શનિ અને ગુરૂની આંગળીઓ ટટાર હોય છે જ્યારે બુધ અને રવિની આંગળીઓ ટેરવાં ઉપરથી હથેળી તરફ ઢાળ લેતી હોય છે.

હે બંધુ ! સર્વ વસ્તુ જ્યારે ભાગ્યને આધીન છે ત્યારે તારૂં ભાગ્ય પણ ઘડાઇ ચૂકયું છે. એ ભાગ્યને ઉત્સાહથી ઉજવળ કેમ બનાવવું એ

તારા હાથની વાત છે. સામાન્ય સમજનો પ્રશ્ન છે કે ઉત્સાહથીજ ફત્તેહ મેળવી શકાય છે. તો તું તારા આત્માને ઉત્સાહથી ભર. અનહદ, અતુલ ઉત્સાહના ધબકારા જેમાં વાગી રહ્યા છે તેવા આત્મા આગળ, સંકટ, ઉપહાસ, કનડગત, પરિશ્રમ, બિમારી શા હિસાબમાં છે?

**Faint not; the miles to heaven are but fewe and short.**

**— Hotherford —**

## પ્રકરણ ૧૩ મું

## આપણું ભાવિ

"ભાગ્યમાં હોય તો ભોગવાય, રૂપનાં રૂડાં ને કરમનાં કૂડાં." એવાં વચનો આપણે ઘણીએ વખત હતાશ થયેલાં નરનારીઓના મુખમાંથી નીકળતાં સાંભળીએ છીએ.

પુરૂષાર્થ વિના ભાગ્ય હોય ક્યાંથી? આપણા ભાગ્યને આપણે ન ઘડીએ તો કોણ ઘડે? આપણા મહાન નિશ્ચય અને મહાન કર્તવ્યથીજ આપણે આપણું ભાવિ ઘડવાનું છે. જેના જીવનમાં કોઈ મહાન પ્રેરણા નથી–કોઈ મહાન પ્રોત્સાહન નથી તેને માટે કોઈ ઉજ્વલ આશા કે કોઈ ઉજ્વલ ભાવિ નથી.

એકજ કુટુમ્બમાં, અને એકજ સંજોગોમાં એક જણ જ્યારે એક ભવ્ય ઇમારત ઉભી કરે છે, ત્યારે અદ્રઢ અને શક્તિ વગરનો તેનો ભાઈ ખંડેરોમાંજ પડી રહે છે. તેની તેજ સામગ્રીમાંથી એક કીર્તિ અને ધન લે છે ત્યારે બીજો અપકીર્તિ અને ગરીબાઈ લે છે. કુદરત પણ આપણી વૃત્તિઓને અનુસરે છે. જે હસે છે તેની સાથે તે હસે છે. જે રડે છે તેની સાથે તે રડે છે.

રોતલ સુરતની માફક જીંદગી નહિ ગુજારતાં એક મર્દની માફક જીંદગી ગાળો. જીંદગી એક ગંભીર અને મહત્વની બાબત હોય તેમ

વર્તન કરો. જીંદગીમાં કોઈ આનંદજનક કાર્ય કરવાને તમો જન્મ્યા હો, જગત તમારા જન્મ માટે રાહ જોઈ રહ્યું હોય તેવી રીતે તમે તેમાં કામ કરો. સારી અને મોટી યોજનાઓ અમલમાં મૂકવાને જીંદગી એ એક મહાન તક હોય તે પ્રમાણે વર્તન કરો.

કર્તવ્ય કરતાં પહેલાં તમને પરાજય મળે તો પણ હિમત હારશો નહિ પરાજયની સ્થીતિમાંથી તમે ભાવિ વિજયનાં તત્વોની શોધ કરો અને ત્યારબાદ પુનઃ કર્તવ્ય કરો અને તમને વિજય મળશે.

દઢ નિશ્ચયી, કર્તવ્ય કરનાર આનંદી અને સ્વસ્થ મનુષ્યમાંથીજ જે કાંઈ ઉમદા અને સરસ હોય તે નીકળી આવે છે એમ શિલર કહે છે. જે કાંઈ સારામાં સારૂં અને ઉમદામાં ઉમદા કાર્ય થાય છે તે આવી પ્રકૃતિમાંથીજ ઉત્પન્ન થાય છે. ક્ષુદ્ર ઉદાસ આત્માઓ જેઓ ભૂતકાળનો ખેદ કર્યા કરે છે અને ભવિષ્યથી બીધા કરે છે તેઓ જીંદગીની પવિત્ર પળોનો લાભ લઈ શકતા નથી.

આપણે આવા છીએ તેનું કારણ આપણે પોતેજ છીએ. આપણાં શરીર આપણા બગીચા છે. આપણા સંકલ્પ આ બગીચાના માળી છે. સુંદર રોપ ઉછેરવા કે કાંટાનાં ઝાડ ઉછેરવાં આ સર્વ શક્તિ આપણા સંકલ્પમાં રહેલી છે.

સુદઢ સંકલ્પથી, સુદઢ કર્તવ્યથી આપણું ભાવિ આપણેજ ઘડી જીવન કૃતાર્થ બનાવવાનું છે.

## પ્રકરણ ૧૪ મું

## ગુરૂગિરિ

भूमिर्मित्रं हिरण्यं च विग्रहस्य फलं त्रयम् ।
यद्वैत न्निश्चितं भावि कर्तव्यो विग्रहस्तदा ॥ पञ्चतंत्रम् ॥

ઉન્નતિ માટે મુક્ત થવું જરૂરનું છે. રાજકીય સ્વતંત્રતા હોય તોજ રાજની ઉન્નતિ થઈ શકે. ધાર્મિક સ્વતંત્રતા હોય તોજ ધર્મની ઉન્નતિ થઈ શકે ને આધ્યાત્મિક સ્વતંત્રતા હોય તોજ આત્માની ઉન્નતિ થઈ શકે. — કાકા કાલેલકર —

"Know thyself" said the old philosophy—
"Improve thyself" saieth the new.

— Bulwar —

卐

અતિ સત્તા વળી પદવી, અતિ ઇચ્છા વળી ધન,
અતિશે આત્મવિશ્વાસ, વળી એકાગ્રતા મન;
અભિમાન તણું પાન, વ્યાપે અણું અણું તન,
અતિ ધર્મ તથા કર્મ, "અતિ" એથી ભર્યું મન;
સન્માન સ્ત્રી જાતિને, પ્રકૃતિ પ્રેમ સર્વથા,
ગુરૂના બાળના ગુણો, જાણો જગે એ સર્વદા.

卐

ગુરૂના ગરવા મહીમા માણુતો મનુષ્ય સદાયે મનોરથનો માંધાતા, સત્તા પર સત્તા ને પદવી પર પદવીનો શોખીન, ધનનો રાજા, શ્રદ્ધાનો સુરપતિ, ધ્યાનનો ધ્યાતા, અભિમાનનો અધિષ્ટાતા, ધર્મનો ધુરંધર, કર્મનો કાર્તિકેય, અબલનો આધાર ને પ્રકૃતિનો પૂજક હોય છે. શોભ વિનાના શોભવાળો ને મહત્વાકાંક્ષાનો એ મહારથી હાથમાં લીધેલા કાર્યની સિદ્ધિ માટે આકાશને પાતાળ એકઠાં કરવા પૂરેપૂરો પ્રયાસ કરે છે. એના એ અટ્ટલ પ્રયાસમાં ઘણી વાર એ અનેકને કચડીને આગળને આગળ વધે છે. એનો અહંકાર એને સમય, સત્પાત્રને સન્મિત્રની શાણી શિખામણ સાંભળવા દેતો નથી. કોઇનો પણ આર્તનાદ સાંભળ્યા સિવાય એ

આગળને આગળ ધપે છે ને અનેક વખત અણધારી આફતનો બોધ પોતાના શિરે વહોરી લે છે. છતાંય તે હિંમત હારતો નથી ને મોતની સાથે બાથ ભીડીને પણ એ સિદ્ધિ પ્રાપ્ત કર્યા સિવાય રહેતો નથી. એની હિંમતનાં એ અનેરાં મૂલ્ય......

અંગુઠાની જોડેની ગુરૂની આંગળીના મૂળમાં જે ટેકરી જેવો ઉપ-સેલો ભાગ હોય છે તેને ગુરૂગિરિ અથવા ગુરૂનો પહાડ કહે છે.




આકૃતિ ૫૧

ગુરૂગિરિઃ—ગુરૂગિરિ અથવા ગુરૂનો પહાડ જો અતિશે વિસ્તૃત હોય તો મનુષ્ય પ્રબળ અહંકારી, પ્રબળ સત્તા ભોગવવાનો શોખી, અતિ સ્વાર્થી, અતિ આડંબરી અને અતિ ઝેરીલો થાય છે.

ગુરૂગિરિ અથવા ગુરૂનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત હોય તો મનુષ્ય યથા-યોગ્ય મહત્વાકાંક્ષાવાળો, યથાયોગ્ય સ્વમાન જાળવનારો, યથાયોગ્ય ધાર્મિક વૃત્તિવાળો, યથાયોગ્ય હિંમતવાળો અને પ્રશંસાથી ખુશ થનારો હોય છે.

ગુરૂગિરિ અથવા ગુરૂનો પહાડ જો બીલકુલ વિસ્તૃત હોયજ નહિ અથવા તો તેની બીલકુલ અછત કે ગેરહાજરી હોય તો મનુષ્ય સ્વમાન વિનાનો અને પાશવીક વૃત્તિવાળો થાય છે.

જો મનુષ્યના હાથમાં ગુરૂ અને શનિના ગિરિઓ કે પહાડો વિસ્તૃત થયેલા હોય તો મનુષ્ય જીવનમાં અત્યંત ભાગ્યશાળી થાય છે.

જો મનુષ્યના હાથમાં ગુરૂ અને રવિના ગિરિઓ કે પહાડો વિસ્તૃત થયેલા હોય તો મનુષ્ય અવશ્ય ધનવાન અને કીર્તિવાન થાય છે.

ગુરૂગિરિ ઉપર પૃથક પૃથક સમુહમાં પડેલાં તારો, ત્રિકોણ, વર્તુલ, ચોરસ, સીધી ઉભી રેખાઓ અને ત્રિશુળનાં ચિન્હો ગુરૂગિરિનું બળ વધારે છે.

ગુરૂગિરિ ઉપર પૃથક પૃથક કે સમુહમાં પડેલા જાળુ, આડી રેખા,

ચોકડી, ટાપુ અને ટપકાનાં ચિન્હો ગુરૂગિરિનું બળ ઘટાડે છે અને મનુષ્યના આરોગ્ય કે ચારિત્ર્ય ઉપર પ્રબળ અસર કરે છે.



આકૃતિ પર

ગુરૂગિરિ ઉપર તારો:—

(૧) સુખી લગ્ન

(૨) ધનપ્રાપ્તિ

(૩) કીર્તિલાભ

ગુરૂગિરિ ઉપરનું તારાનું ચિન્હ મનુષ્યના સુખી અને વિજયી લગ્નની આગાહી કરે છે. તે મનુષ્યના મનોરથો પુરા થશે અને તેને કીર્તિ પ્રાપ્ત થશે એનું સૂચન કરે છે.

ગુરૂગિરિ ઉપરનું ત્રિકોણનું ચિન્હ મનુષ્યની રાજ્યનૈતીક કુશળતાની આગાહી કરે છે. એ મનુષ્ય રાજ્યનો પ્રતિનીધિ થશે કે રાજ્યનો અમલદાર થશે એનું સૂચન કરે છે.



આકૃતિ પ૩

ગુરૂગિરિ ઉપર વર્તુલ:—

(૧) વિજય

(૨) ધનપ્રાપ્તિ

(૩) કીર્તિલાભ

ગુરૂગિરિ ઉપરનું વર્તુલનું ચિન્હ મનુષ્યની ફત્તેહની આગાહી કરે છે. એ મનુષ્યને માન અને કીર્તિ પ્રાપ્ત થશે એનું સૂચન કરે છે.

ગુરૂગિરિ ઉપરનું ચોરસનું ચિન્હ મનુષ્યની વિવેકબુદ્ધિની આગાહી કરે છે. એ મનુષ્યનો આફતમાંથી ઉગારો થશે અને એની આબાદી થશે એનું સૂચન કરે છે.

ગુરૂગિરિ ઉપરની સીધી ઊભી રેખા મનુષ્યના સુખની વૃદ્ધિની આગાહી કરે છે.



આકૃતિ ૫૪

ગુરૂગિરિ ઉપરનું ત્રિશુળનું ચિન્હ સર્વ પ્રકારના વિજયની આગાહી કરે છે.

ગુરૂગિરિ ઉપર જાળુઃ—

(૧) પ્રબળ સત્તા
(૨) આપવડાઈ
(૩) પુષ્કળ વહેમ
(૪) મત્ત અભિમાન

ગુરૂગિરિ ઉપરનું જાળાનું ચિન્હ, પ્રબળ સત્તા, અતિશે આત્મવડાઇ અને પુષ્કળ વહેમ અને મત્તઅભિમાનનું સૂચન કરે છે.



આકૃતિ ૫૫

ગુરૂગિરિ ઉપર ટાપુઃ—

(૧) ધનની પાયમાલી
(૨) કીર્તિની હાનિ

ગુરૂગિરિ ઉપર ટાપુનું ચિન્હ મનુષ્યના ધનની પાયમાલી ને કીર્તિની હાનિની આગાહી કરે છે.

ગુરૂગિરિ ઉપર ટપકાનું ચિન્હ કે આડી રેખાનું ચિન્હ મનુષ્યને આર્થિક મુશ્કેલી આવી પડશે એનું સૂચન કરે છે.

વિજય ઇચ્છનાર મનુષ્યે સર વોલ્ટર ટેમ્પલના સોનેરી શબ્દો મનન કરવા જોઇએ.

The best rules to form a young man, are, to talk little, to hear much, to reflect alone upon what has passed in Company, to distrust one's own opinions and value others that deserve it.

— Sir W. Temple —

# પ્રકરણ ૧૫ મું

## ગુરૂનું પ્રભુત્વ

### પ્રતાપસિંહ

**મ**ધ્યકાળમાં એટલે વિક્રમની સત્તરમી સદીની બીજી પચીસીમાં, મેવાડનો મહિમાધ્વજ ફરકાવનાર, કીર્તિનો કાર્તિકેય, રવિકુળદીપક, રાજ-સન્યાસી, મેવાડનો અડગ ટેકીલો મહારાણો પ્રતાપસિંહ હતો. મેવાડના એ અડગ ટેકીલા મહારાણા પ્રતાપસિંહમાં ગુરૂના પ્રભુત્વનાં સર્વે લક્ષણ અક્ષરશઃ અંકીત થયેલાં હતાં. તેથી તેણે મેવાડનાં સ્વાતંત્ર્ય, સ્વરાજ ને સ્વમાનને માટે, રવિકુળનાં માન, મહત્તા ને ગૌરવને માટે, તે સમયના હિંદુસ્તાનના શહેનશાહ અકબર સામે ઝળકતી ઝુંબેશ ઉઠાવી હતી. અકબરશાહે દાખલ કરેલી હિંદુ-મુસ્લીમ આંતરલગ્ન પ્રણાલિકા, કદીપણ બર નહિ આવવા દેવાનો તેનો સિદ્ધાંત હતો કારણ કે એ પ્રણાલિકામાં એણે રાજપુત્રની સાથે રાજપુતકુળનાં મહત્વ ને ગૌરવ, તેમજ શૌર્ય ને વીરતાનો ધ્વંસ થતો જોયો હતો. અધઃપતનથી વર્ણશંકરત્વના ઉદ્‌ભવની સાથે સુબુદ્ધિનો નાશ થતો જોયો હતો. પોતાનો એ સિદ્ધાંત સિદ્ધ કરવાને ખાતર પોતાને ભિષ્મપ્રતિજ્ઞા લેવી પડી હતી અને પોતાના સામંત સરદારો પાસે પણ એવીજ ભિષ્મપ્રતિજ્ઞા લેવડવી હતી કે:—

"ખાખરાના પર્ણમાં, ભોજન સદા કરશું અમે,<br>
દાભરાના તર્ણના, શય્યાસને ઠરશું અમે"

"વિલાસને સુખચેનનાં, સહુ સાધનો તજશું અમે,<br>
ઉલ્લાસને ઉમંગમાં, સહુ વિતકો વરશું અમે."

"ઇશ્વર વિના ના અન્યને, કોઇ દી નમશું અમે,<br>
કરી કીર્તિનું લીલામ ના, પાપી ઉદર ભરશું અમે."

"સ્વાતંત્ર્ય ને સ્વરાજ્યના, સ્વમાનમાં મરશું અમે,<br>
મેવાડના ઉદ્ધારમાંહી, પ્રાણ પરહરશું અમે."

પોતાની એ પ્રતિજ્ઞાને ખાતર, પ્રતાપસિંહને આજીવન ફકીરી ધારણ કરી વને વનની અંદર ને ગિરિએ ગિરિની અંદર વાસ કરવો પડયો હતો.

પરંતુ મેવાડના દુર્ભાગ્યે નૈસર્ગિક આવરણોની ઘટના તેને પ્રતિકુળ નીવડી. રાજપુત્વ હારી બેઠેલા ઉદારાણાના વિલાસ, સહોદર સગરજીએ શત્રુપક્ષમાં ભળી કરેલા ઉપહાસ, સભ્રાતા શક્તસિંહને થયેલી દેશનીકાલની શિક્ષા વિગેરે કારણો મેવાડને અનર્ગત દુઃખના દરીઆમાં ડુબતું કરવાને સમર્થ નીવડયાં. મનાવવા આવેલા અંબરાધિપતિ માનસિંહને તેણે ચોકખે ચોકખું જણાવી દીધું કેઃ—

"દુર્બળ સમયના દાહથી, સ્વાતંત્ર્ય શું દુષ્કારવાં ?
કાળાં કલંકીત કૃત્યથી, કુળકીર્તિને શું બાળવાં ?
પરધર્મીના પદરજ થકી શું માન મોટાં મારવાં ?
ધીક્કાર એ સ્વમાનને, ગૌરવ ભલે હો ગારવાં."

માનસિંહજી ! મોગલોની સાથે પોતાની બેન બેટીના વિવાહ કરી, કલ્પના પ્રમાણે તેમની સાથે બેસી આપે નુર ને કીર્તિ ગુમાવ્યાં છે, પછી આપની સાથે શાનો સહકાર હોઈ શકે ?

"ગુમાવ્યાં નુર ને કીર્તિ પછી સહકાર શા માટે ?
મૂકીને માન, લુંટાવી લાજ, કહો સહકાર શા માટે ?
છતાંયે નેન બન્યા જો અંધ, તહાં સહકાર શા માટે ?
કર્યાં કુકર્મનાં એ કાજ, તહાં સહકાર શા માટે ?"

અંબરાધિપતિ માનસિંહના અપમાનથી પ્રતાપસિંહની ઉપર આફતનાં વાદળ તૂટી પડયાં.

છયાંય પણ તે હિંમત હાર્યો નહિ–"સંકલ્પ સિદ્ધિ અથવા શરીરનો નાશ એ મહામંત્રનાં પરમાણું તેની રગેરગમાં ને અણુએ અણુમાં પ્રસરી રહ્યાં–સ્વદેશની રણવેદીની અતૂલ આહુતિમાં પ્રતાપસિંહના પરાક્રમની પરીક્ષા થઇ. ઝાલાપતિ માનસિંહજી જેવા તેને શિષ્ય મળ્યા, સલુંબરાધિપતિ

ગોવિંદસિંહ જેવા તેને સેનાપતિ મળ્યા, અને સ્વદેશના ધર્મપાળ મહા-ઉદારાત્મા ભામાશા જેવા તેને મહામંત્રી મળ્યા—અંતે તેના સંકલ્પની સિદ્ધિ સફળ થઇ. મર્ણુપૂર્વે ચિતોડ સિવાયનો સર્વેય મુલક તેણે અકબરશાહ પાસેથી હસ્તગત કર્યો.

છેવટે તેનો અનંતર, ઓજસ્વી, અમૃતમય મહાપ્રાણ, નશ્વરદેહનો પરિત્યાગ કરી, સ્વર્ગધામે પ્રભુના પદસરોજમાં પહોંચ્યો. આ પ્રમાણે હિંદુકુળ રવિ મહારાણો ભારત સમ્રાટ અકબરશાહના સ્વમુખે પોતાની નેક, ટેક ને ધૈર્યની પ્રશંસા પામતો, પુનઃ પ્રકાશની આશા રાખતો પોતે અસ્તમીત થયો. અંતર્ધ્યાન થયો. તે શોચનીય દુર્દીને ભારતવર્ષના ભાગ્ય-આકાશનું એક ઉજ્વલ નક્ષત્ર અનંતકાળ માટે કક્ષચ્યુત થઇ પડયું, સકળ ભારત એક પ્રચંડ ભૂકંપને પ્રકંપીત થઇ ગયું અને સ્થાવર જંગમ સર્વ જગત આક્રંદમાં અંતર્ગત થઇ ઉઠયું.

કવિ બાયરન કહે છે કેઃ—

> " Freedom's battle once begun
> Though baffled oft is ever won."

" એક વખત શરૂ કરેલું સ્વતંત્રતાનું યુદ્ધ, વારંવાર અંતરાયીત થતાં પણ સદા વિજયી નીવડે છે." ભગવદ્‌ગીતા પણ એ સુત્રને ટેકો આપતાં ઉદ્‌બોધે છે કેઃ—

> हतो वा प्राप्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
> तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥

॥૩૭॥ **સાંખ્યયોગ—ભગવદ્‌ગીતા.**

" યુદ્ધમાં જો તું હણાયો તો સ્વર્ગને પામીશ અને જીત્યો તો પૃથ્વીને ભોગવીશ, માટે હે કૌંતેય ! યુદ્ધનો નિશ્ચય કરીને ઉભો થા.

હે મનુષ્ય ! તું ધારે તો ગુરૂના પ્રભાવથી તારા જીવનનો પ્રતાપ બદલી શકે છે. તારામાં પ્રતાપનું માનસિક બળ જોઇએ, અદૃઢ આત્મ-વિશ્વાસ જોઇએ, નિરંતર આગળ વધવાની ટેવ જોઇએ.

# પ્રકરણ ૧૬ મું

## શનિગિરિ

हीनसेवा न कर्तव्या कर्तव्यो महदाश्रयः ।
पयोऽपि शौण्डिकीहस्ते वारुणीत्यभीधीयते ॥ पञ्चतंत्रम ॥

મનુષ્યોમાં કેવળ ગુણજ પૂજાપાત્ર છે. —એક શ્લોક—

**Rebellion against tyrants is obedience to god.**
**— Franklin —**



સદાએ શોક ગ્લાનિને, આક્રંદો દુઃખથી ભર્યાં,
આંસુ બોર જેવાં કંઇ, આંખથી રહે છે સર્યાં;
જગતની ઘોર ઘૃણાને, વેરઝેર થકી ડર્યો,
સદા શંકાને ઈર્ષ્યાથી, હૈયામાં રહે છે બળ્યો;
સભાઓને સમાજોનો, ત્યાગી એ છે પૂરેપૂરો,
સદા એકાન્તનો વાસી, પ્રેમી એકાન્તનો પૂરો.
અતિ અભ્યાસ વૃત્તિનો, શોધક ભૂમિ દ્રવ્યનો,
ખગોળનો મહા શોખી, બાળ એ શનિ દેવનો.



**શ**નિના પ્રભાવવાળા મનુષ્યની સ્થિતિ આફતના ડુંગર નીચે દટાયલા મનુષ્યના જેવી છે. એની આંખમાં શ્રાવણ ભાદરવાની રેલ સદાએ વહ્યા કરે છે. તે દુનીઆથી દાઝયો છે માટે દુનીઆ તેને દાવાનળ જેવી લાગે છે. તેની ઝાળમાંથી બચવાને માટે તે સદાએ અળગો ને અળગો રહે છે. દુનીઆને તે ડહાપણના બોધપાઠ આપતાં કહે છે કેઃ—

માનવ મલકાતા રે! જાણો જગ બિંદુ સમું;
આશામાં અથડાતા રે! જાણો નભ પુષ્પ સમું.

ઉપરથી શાંત જણાતા મહાસાગરમાં જેમ વડવાનળ રહે છે તેમ તેના હૈયામાં હરહંમેશ ઇર્ષ્યા ને વેર–ઝેરનો વડવાનળ ક્રૂર જગતનાં કારમાં

વિધાનોને બાળી નાખવાને બાળ્યાજ કરે છે. આકાશ પિતા અને પૃથ્વી માતાનો એ પનોતો પુત્ર આકાશ અને પૃથ્વીના તત્વોનો પૂરેપૂરો અભ્યાસ કરે છે અને એ તત્વોનું ગુપ્ત ને ગહન કાર્ય તે જગતસમક્ષ પ્રત્યક્ષ કરે છે. તેની આ ચમત્કૃતિથી જગત તેના આગળ નમી પડે છે અને ધનના ઢગલાથી તેને નવાજી લે છે. છતાં પણ આ વિધિનો બાળક તેની પરવા કરતો નથી. તેની શોધ-ખોળમાં તે આગળને આગળ વધેજ જાય છે અને જડ-ચેતન સ્થાવર જંગમનાં રહસ્યો તેને હસ્તકમલવત્ બની જાય છે. તેની આ અજબ શક્તિથીજ દુનીઆ તેના આગળ ઝુકી જાય છે. કેટલીક વખત તો તેની આ અજબ શોધમાં—

"ભાગ્ય રૂઠે કે રીઝે તેની મને પરવા નથી,"

એમ બોલતો બોલતો તે પ્રાણથી પણ પરવારી જાય છે. આ રીતે પૃથ્વીનો બાળક અધુરાં આદર્શ પૂરાં કરવા, જ્યાંથી આવ્યો ત્યાંજ સમાઇ જાય છે. કેવો વિચક્ષણ, ડાહ્યો, આત્મસમર્પણી સર્જન ?

ગુરૂની આંગળીના જોડેની બીજી શનિની આંગળીના મૂળમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે તેને શનિગિરિ અથવા શનિનો પહાડ કહે છે.




આકૃતિ ૫૬

### શનિગિરિઃ—

શનિગિરિ અથવા શનિનો પહાડ જો અતિશય વિસ્તૃત હોય તો મનુષ્ય સદાએ ભયભીત અને મોતથી ડરતો ફરે છે. તેને અચાનક આપઘાત કરવાનું મન થઇ આવે છે. આવી વૃત્તિ એ આવતા ગાંડપણની નિશાની છે.

શનિગિરિ અથવા શનિનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત હોય તો મનુષ્ય જન્મથીજ તત્વજ્ઞાની, ગંભીર સાહિત્યને

ચાહનારો અને ગંભીર સંગીતને પસંદ કરનારો થાય છે. તે લાગણીપ્રધાન ને શોકમૂર્તિ હોય છે. તે એકાંતપ્રેમી થાય છે અને કોઇપણ પ્રકારનું સાહસ કરતા પહેલાં પુષ્કળ વિચાર કરે છે.

શનિગિરિની ગેરહાજરી હોય તો મનુષ્ય ચંચળવૃત્તિવાળું જીવન જીવે છે.

જો મનુષ્યના હાથમાં શનિ અને મંગળના ગિરિઓ કે પહાડો વિસ્તૃત હોય તો મનુષ્ય ચીઢીયો, વાતવાતમાં વઢી પડનારો, પહેલો હુમલો કરી સામાની ઉપર સત્તા અજમાવવાના સ્વભાવવાળો, કુટીલ, રીસાળ ને ઝેરી વૃત્તિવાળો અને સ્વચ્છંદી રીતભાત અને સ્વચ્છંદી આચરણવાળો થાય છે.

જો મનુષ્યના હાથમાં ગુરૂ અને શનિના ગિરિઓ કે પહાડો વિસ્તૃત થયેલા હોય તો મનુષ્ય જીવનમાં ભાગ્યશાળી થાય છે.



આકૃતિ ૫૭

### શનિગિરિ ઉપર તારો:—

(૧) ફાંસી

(૨) સાપ કરડવાથી મરણ

(૩) વિજળીથી મરણ

શનિગિરિ ઉપર તારાનું ચિન્હ ખુનના આરોપસર ફાંસીને લાકડે ચઢવાનું, સાપ કરડવાથી મોત થવાનું કે વિજળી પડવાથી મરણ નીપજ વાનું સૂચન કરે છે.

શનિગિરિ ઉપર ત્રિકોણનું ચિન્હ દુરૂપયોગ કરવા માટે ગુપ્ત અને ગહનશાસ્ત્રો શિખવાની ખાસ વૃત્તિનું સૂચન કરે છે



આકૃતિ ૫૮

## શનિગિરિ ઉપર વર્તુલઃ—

(૧) ખાણોના વહેપારમાં વિજય
(૨) પૃથ્વીમાંથી ધનપ્રાપ્તિ

શનિગિરિ ઉપર વતુલનું ચિન્હ ખાણોના વહેપારમા વિજય અને પૃથ્વી-માંથી ધનપ્રાપ્તિનું સૂચન કરે છે.

શનિગિરિ ઉપર ચોરસનું ચિન્હ આગામિક આફતમાંથી ઉગરવાનું સૂચન કરે છે.



આકૃતિ ૫૯

## શનિગિરિ ઉપર એક સીધી ઉભી રેખાઃ—

સંપૂર્ણ ભાગ્યવાન

શનિગિરિ ઉપર એક સીધી ઉભી રેખાનું ચિન્હ મનુષ્યના સંપૂર્ણ ભાગ્યનું સૂચન કરે છે.

શનિગિરિ ઉપર ત્રિશૂળનું ચિન્હ મનુષ્યની આકાશીવૃત્તિ ને ભૂમિધનવૃત્તિનું સૂચન કરે છે.



### શનિગિરિ ઉપર જાળુ:—

**સંપૂર્ણ દુર્ભાગ્ય**

શનિગિરિ ઉપર જાળાનું ચિન્હ મનુષ્ય જીવનભર અકર્મી ને અભાગીઓ રહેવાનો છે એ બાબતનું સૂચન કરે છે.

શનિગિરિ ઉપર ચોકડીનું ચિન્હ ગુપ્ત અને ગહનશાસ્ત્રના દુરૂપયોગનું સૂચન કરે છે.

આકૃતિ ૬૦

શનિગિરિ ઉપર આડી રેખા, ટાપુ અને ટપકાનાં ચિન્હ અચાનક આવી પડનારી ઘણી મોટી આફત, અને સામાન્ય આફતનું સૂચન કરે છે.

શનિનાં પહાડ ઉપરનાં વર્તુલ સીધી ઉભી રેખા અને ચોરસ એ ત્રણજ ચિન્હો શુભ છે—બાકીનાં બધાં અશુભ છે.

# પ્રકરણ ૧૭ મું

## શનિનું પ્રભુત્વ

### સર જગદીશચંદ્ર બોઝ

આધુનીક વિજ્ઞાનની આલમને પોતાની અદ્‌ભુત્ શોધખોળોથી આશ્ચર્યમુગ્ધ કરી મૂકનાર સર જગદીશચંદ્ર બોઝનો જન્મ પૂર્વબંગાળમાં વિક્રમપુર શહેર પાસેના સરીખલ નામના ગામમાં ઇ. સ. ૧૮૫૮ ના નવેમ્બરની ૩૦ મી તારીખે થયો હતો.

એમના પૂનીત પિતા ભગવાનચંદ્ર બોઝ પશ્ચિમ અને પૂર્વની સંસ્કૃતિનો સુમેળ સાધનાર સુભાગી સર્જન હતા. તેઓ ડેપ્યુટી કલેકટરની પદવી પર રહી નામદાર સરકારની વફાદારીપૂર્વક સેવા કરતા હતા. તેઓ અતિ દયાળુ અને ઉદાર સ્વભાવના હતા, ઉત્તમ ચારિત્ર્ય અને સરસ સર્જકશક્તિના નમુનો હતા, નિરાધારોના આધાર અને દરિદ્રનારાયણોના દુઃખના બેલી હતા. એમનાં વ્હાલસોયાં માતાને આંધળાઓની લાકડી સમાન હતાં. ભુખે ટળવળતાં ભિક્ષુકોને જોતાંજ તેમના હૈયામાં પ્રેમની ભરતી અને આંખમાં આંસુ આવતાં.

જનકલ્યાણની સનાતન ભાવનાનો સરસ સદ્‌ગુણ બાળક જગદીશમાં વારસાથી ઉતરી આવ્યો હતો, જે મોટપણે ખીલ્યો, ફાલ્યો અને એની પ્રભુતાભરી પરિમલથી બંગાળને, ભરતખંડને અને આખી અવનીને ભરી દીધાં. સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ, જ્ઞાન મેળવવાની પ્રબળ ઉત્કંઠા, બુદ્ધિસામર્થ્ય ખીલવવાની ધગશ, વિષયમાં એકાગ્રતા અને સતત ઉદ્યોગ એ શનિના સદ્‌ગુણો બાળક જગદીશની રગેરગમાં અને અણુએ અણુમાં ઓતપ્રોત થયેલા હતા. આટલાબધા એકસામટા સદ્‌ગુણવાળો બાળક જગદીશ વિધાતાએ મહાન થવાજ સર્જ્યો હતો.

વિદ્યોપાર્જનમાં જગદીશ અતિ ઉત્સાહી અને અતિ કુશળ નીવડયો. કલકત્તાની સેન્ટ ઝેવીઅર હાઇસ્કુલનો અભ્યાસક્રમ પૂરો કરી તે સેન્ટ ઝેવીઅર્સ કોલેજમાં દાખલ થયો. ત્યાંની કોલેજમાં પણ વિજ્ઞાનનો અભ્યાસ-

ક્રમ પૂરો કરી વિજ્ઞાનના ગ્રેજ્યુએટની પદવી મેળવી સ્વદેશનો અભ્યાસક્રમ પૂરો થયો ને જગદીશની વિદ્યોપાર્જનની વૃત્તિ વધુ ને વધુ વેગવાન બની. વિજ્ઞાનના અભ્યાસક્રમ માટે તે ઇંગ્લેંડ ઉપડયો, સને ૧૮૮૪ની સાલમાં તે કેમ્બ્રીજની ક્રાઇસ્ટ કોલેજનો ગ્રેજ્યુએટ થયો અને બીજા વર્ષે લંડન વિશ્વવિદ્યાલયનો વિજ્ઞાનનો ગ્રેજ્યુએટ થયો.

આમ બન્ને માનવંતી પદવી મેળવી તે સ્વદેશ પાછો ફર્યો અને હિંદના તે વખતના વાઇસરૉય લૉર્ડ રીપનની ભલામણથી કલકત્તાની પ્રેસીડેન્સી કોલેજમાં—ગવર્નમેન્ટ ઇમ્પીરીઅલ સર્વીસની ગ્રેડમાં ફીઝીક્સના પ્રોફેસર તરીકે નીમાયો. પરંતુ અહીંઆં તે નામદાર સરકારની કાળા–ગોરાની ભેદપદ્ધતિનો શિકાર બન્યો. સરકાર તરફથી તેને કાળા આદમી તરીકે એક યુરોપીઅનના પગારનો ફક્ત ત્રીજોજ ભાગ આપવાનું નક્કી કરવામાં આવ્યું. આથી પ્રોફેસર જગદીશચંદ્રનુ મન ઘવાયું અને તેમણે નામદાર સરકારની આ ભેદ પદ્ધતિ સામે સવિનય મજબુત વિરોધ દર્શાવી ત્રણ ત્રણ વર્ષ સુધી નામદાર સરકારે મોકલેલા કાળા આદમી તરીકેના પોતાના પગારના ચૅક સ્વીકાર્યા નહિ. આ લડતમાં પ્રોફેસર જગદીશ-ચંદ્રની જીત થઈ અને સરકારે નમતું જોખી એક યુરોપીઅન અમલદાર તરીકે તેમને ગણી ત્રણ ત્રણ વર્ષનો પગાર એકસામટો ચૂકવ્યો.

પ્રોફેસર જગદીશચંદ્ર બોઝની વિજ્ઞાનની પ્રવૃત્તિના લગતા લેખો પ્રગટ થવા માંડયા. સને ૧૮૯૫માં "બિલોરી કાચથી વિદ્યુત્ કિરણની વિસ્તૃતતા" નામનો તેમનો પહેલો લેખ બંગાળની એસીઆટીક સોસાયટીના વર્તમાનપત્રમાં પ્રગટ થયો. વિદ્યુતશક્તિને લગતા અન્ય બે લેખ ઇલેક્ટ્રી-સીટી નામના અગ્રગણ્ય માસીકમાં પ્રગટ થયા. તેમના "વિદ્યુતના વક્રી-ભવન"ના લેખે તો ઇંગ્લંડના વૈજ્ઞાનિકોને અતિ આતુર ને ઉત્સુક બનાવી મૂક્યા. ઇંગ્લેંડની રોયલ સોસાયટીએ એ લેખ પોતાના માનનીય જર્નલમાં છાપી એમનું માન વધાર્યું. ઇંગ્લેંડની પાર્લામેન્ટે પણ રોયલ સોસાયટી દ્વારા તેમની વૈજ્ઞાનીક શોધખોળ માટે ગ્રાન્ટ આપી તેમનું બહુમાન ને આદરાતિથ્ય કર્યું.

હવે તેમની વૈજ્ઞાનીક પ્રવૃત્તિએ દિનપ્રતિદિન વેગ પકડવા માંડયો. તેમની વાયરલેસ સંદેશા પહોંચાડવાની અજબ શોધે તેમને બંગાળામાં, ભારતવર્ષમાં અને ઇંગ્લેંડમાં પ્રખ્યાત કર્યા. તેમની રેડીઓ રેકર્ડિંગની શોધે તો તેમને ઇટાલીના, ઇંગ્લેંડના, અમેરિકાના અને આખી દુનિયાના વૈજ્ઞાનીકોને ગાંડા બનાવી મૂકયા-દુનિયાએ પ્રોફેસર જગદીશચંદ્ર બોઝમાં એક વિજ્ઞાનના ધ્રુવના તારાનું દર્શન કર્યું.

ઇ. સ. ૧૮૯૭માં તેમની વૈજ્ઞાનીક પ્રવૃત્તિનો વેગ વધુ ને વધુ વધવા માંડયો. ઇંગ્લેંડની રોયલ સોસાયટીએ તેમને તેમની શોધખોળના પ્રયોગ કરવા અને તે પ્રયોગનું સ્પષ્ટીકરણ કરવા તેમને ઇંગ્લેંડની પ્રયોગ-શાળામાં પધારવા આમંત્રણ આપ્યું. પ્રોફેસર જગદીશચંદ્ર બોઝે એ આમંત્રણનો સ્વીકાર કરી સોસાયટી સમક્ષ "વિદ્યુત્ જેવા ઉત્તેજક પદાર્થોને વનસ્પતિ તથા પ્રાણી કેવો પ્રત્યુત્તર આપે છે" એ વિષય ઉપર પ્રથમ ભાષણ આપ્યું તથા તેના પ્રયોગો કરી બતાવ્યા. ઇંગ્લેંડના વૈજ્ઞાનીકો પ્રોફેસર જગદીશચંદ્ર બોઝની આ અદ્ભુત શોધથી દિઙ્મૂઢ થઈ ગયા. ઇ. સ. ૧૯૧૫ની સાલમાં તેમણે તેજ સોસાયટી સમક્ષ તેમનું ત્રીજું ભાષણ "માનસશાસ્ત્ર અને પ્રાણી વનસ્પતિના ગુણ-ધર્મશાસ્ત્રના સંબંધ" ઉપર આપ્યું અને પ્રયોગોથી કરી બતાવ્યું કે જડ-ચેતનની એકજ પ્રકૃતિ છે. જડ એ ચેતનનો એક વિભાગમાત્રજ છે. બન્નેની ક્રિયાનું જુદા જુદા સ્વરૂપે એકજ રૂપાન્તર છે. આ પ્રયોગોથી આખી વૈજ્ઞાનીક દુનિયા ફરી પાછી એકવાર આશ્ચર્યમુગ્ધ બની ગઈ.

તેમની શોધખોળોનું શુભ ફળ હવે તેમને મળવા માંડયું. તેમને ઑક્સફર્ડ અને કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયોએ તેમની શોધખોળના પ્રયોગો કરવા અને તે ઉપર ભાષણ કરવા આમંત્રણ આપ્યાં. પારીસના વૈજ્ઞાનીકોએ પણ તેમનો સુંદર સત્કાર કર્યો. અમેરિકાના વૈજ્ઞાનીકોએ એમને અમેરિકા બોલાવ્યા. ઈટાલી અને જાપાન પણ એમના સત્કારમાં પાછાં ન પડયાં. જર્મનીએ પણ સારા પ્રમાણમાં એમનો સત્કાર કર્યો આ પ્રમાણે દુનીઆએ પ્રોફેસર જગદીશચંદ્ર બોઝમાં વૈજ્ઞાનના ચંદ્રનાં દર્શન કર્યાં.

ઑકસફર્ડ અને કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયોએ તેમને ડૉકટરની માનવંતી પદવી એનાયત કરી. ત્યારબાદ કલકત્તાના વિશ્વવિદ્યાલયે તેમને ડૉકટરની પદવીથી અલંકૃત કર્યા. અને નામદાર સરકારે તેમને સરનો માનવંતો ઈલ્કાબ એનાયત કરી તેમની કદર કરી. વિજ્ઞાનના આ સૂર્યે દેશ–વિદેશના અને આખી આલમના વિજ્ઞાનપ્રેમી વિદ્યાર્થીઓ માટે કલકત્તામાં વિશ્વપ્રસિદ્ધ એક શોધખોળની પ્રયોગશાળા સ્થાપી. ઇ. સ. ૧૯૩૮ની સાલમાં તેમનો પ્રાણ દેહના પિંજરને છોડી પર દુનીઆમાં પહોંચી ગયો.

સર જગદીશચંદ્ર બોઝના જેવી અક્ષયકીર્તિ વરવા ઇચ્છનારે પ્રકૃતિના પ્રત્યેક પરમાણુંનું તત્વ કાઢવું જોઇએ ને સંકટ સમયની કસોટીમાંથી પસાર થવું જોઇએ. એ કસોટીમાંથી પસાર થવા સુવર્ણના જેવા સદ્‌ગુણો–જ્ઞાન મેળવવાની પ્રબળ ઉત્કંઠા, બુદ્ધિસામર્થ્ય ખીપવવાની ધગશ, સૂક્ષ્મ નિરીક્ષણ શક્તિ, વિષયમાં એકાગ્રતા, ધીરજ, ખંત અને સતત ઉદ્યોગ–જોઇએ. માત્ર સદ્‌ગુણોજ પિરામીડો કરતાં ઊંચી ઈમારતો બાંધે છે.

# પ્રકરણ ૧૮ મું
## રવિગિરિ

बुद्धिर्यस्य बलंतस्य । ॥ पञ्चतंत्रम

કીર્તિને વધારે એવી પાયમાલી, અને યશ આપે એવું મરણ સાચા મહાત્મા સિવાય બીજાને મળતાં નથી.

— એક વિચાર —

**See that your character is right, and in the long run your reputation will be right. Character is reputation-Reputation is power.**

**— Shakespeare —**

સદા સૌન્દર્યનો શોખી ને આનંદી સ્વભાવનો,
કાર્તિકેય કળાનો એ, પ્રભુ છે પ્રભુતત્વનો;
સદાએ હાસ્ય છે મુખે, વિલાસી એ વિલાસનો,
આકર્ષણ તણો જાદુ, જાણો પુત્ર એ રવિરાજનો.

રવિપુત્રની પ્રેમભાવના એ જીવનની વસંત છે. સ્ત્રી અને સૌન્દર્યનાં સન્માન એ વસંતનાં વધામણાં છે. દિલમાં અનેરી ઉર્મિઓ ને આશાઓનો ઉદય એ મધુર પુષ્પોનો ખીલખીલાટ છે. એની કળા ને કારીગરીની અનુપમ કૃતિ એ કોયલનું મનોરમ્ય ગુંજન છે. એની સરસ્વતીની ભક્તિ એ મોરના મીઠા ટહુકાર છે. લક્ષ્મીની આરાધના એ બુલબુલનું સંગીત છે. કીર્તિની ઉપાસના એ મલપતી ઉષાનું પૂજન છે. એના રસબસ મનના મહોત્સવ એ જીવન-વસંતની પૂર્ણિમા છે. કામદેવની કળા એ રતિનું આવ્હાન છે. એનાં સોહામણાં સ્વપ્ન એ વસંતના વિધવિધ વિલાસ છે અને એનાં આકર્ષણનાં જાદુ એ વસંતવેણુનો મધુરો નાદ છે. એ નાદે નાદે જગત મુગ્ધ બનતું જાય છે.

ગુરૂથી ત્રીજી અને શનિથી બીજી રવિની આંગળીના મૂળમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે તેને રવિગિરિ કે રવિનો પહાડ કહે છે.



આકૃતિ ૬૧

રવિગિરિ:—

રવિગિરિ અથવા રવિનો પહાડ જો અતીશે વિસ્તૃત હોય તો મનુષ્ય પુષ્કળ બડાઈખોર, બીજાઓની ખુશામત અને પ્રશંસા કરે એવી ઇચ્છાવાળો, દુનીઆમાં પોતેજ મહાન છે અને અન્ય તેમના આગળ વામન બટુક છે એવી દૃષ્ટિવાળો, પોતાની સોળેસોળ ટકા કિંમત આંકનારો, ખાલી અભિમાની, દરેક નવી બાબતમાં આતુરતાવાળો, છીછરી વૃત્તિવાળો અને ખોટી તર્કશક્તિવાળો હોય છે. ખુશામત અને પ્રશંસા કરનારી સ્ત્રી આવા મનુષ્યને આબાદ બનાવી જાય છે ને ઊંધી ગુલાંટ ખવરાવી જાય છે.

રવિગિરિ કે રવિનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત હોય તો મનુષ્ય દરેક બાબતમાં વિજય પ્રાપ્ત કરે છે, ધનવાન થાય છે અને કીર્તિવાન થાય છે. તે કળાકૌશલ્યનો શોખીન થાય છે, આત્મવિશ્વાસુ થાય છે અને સારો વક્તા થાય છે, નવીન પદ્ધતિનો ઉસ્તાદ થાય છે, પરોપકાર વૃત્તિવાળો થાય છે અને ઉદાર થાય છે; સુવર્ણ અને સૌંદર્યનો શોખીન થાય છે; પણ તે તેના પ્રેમમાં અને મૈત્રીમાં શિથીલ થાય છે.

રવિગિરિ કે રવિનો પહાડ જો સામાન્ય કદે વિસ્તૃત હોય તો મનુષ્ય સૌંદર્યનો શોખીન થાય છે.

રવિગિરિ કે રવિનો પહાડ જો બીલકુલ વિસ્તૃત હોયજ નહિ અથવા તો તેની બીલકુલ અછત કે ગેરહાજરી હોય તો મનુષ્ય જડબુદ્ધિનો, સાહિત્ય અને કળાની બાબત તરફ સુગ રાખનારો અને કેવળ પૈસાનીજ પૂજા કરનારો થાય છે.

જો ગુરૂ અને રવિ બન્નેના ગિરિઓ કે પહાડો વિસ્તૃત હોય તો મનુષ્ય અવશ્ય ધનવાન અને કીર્તિવાન થાય છે.

જો રવિ અને બુધના ગિરીઓ કે પહાડો સમાન વિસ્તૃત હોય તો મનુષ્ય દૃઢ નિશ્ચયવાળો ને ખંતીલો થાય છે. વિજ્ઞાનના અભ્યાસમાં પૂરો ઉત્સાહી અને વક્તૃત્વની કળામાં પ્રવીણતા મેળવી તે દ્વારા ધન અને યશની પ્રાપ્તી કરે છે.

રવિગિરિ ઉપર પૃથક પૃથક કે સમુહમાં પડેલાં તારો, ત્રિકોણ, વર્તુલ, ચોરસ, સીધી ઉભી રેખા અને ત્રિશુળનાં ચિન્હો રવિગિરિનું બળ વધારે છે.

રવિગિરિ ઉપર પૃથક પૃથક કે સમુહમાં પડેલાં જાળુ, આડી રેખા, ચોકડી, ટાપુ અને ટપકાનાં ચિન્હો રવિગિરિનું બળ ઘટાડે છે અને મનુષ્યના આરોગ્ય કે ચારિત્ર્ય ઉપર પ્રબળ અસર કરે છે.

રવિ કે સૂર્યરેખા સાથેનું રવિગિરિ ઉપરનું તારાનું ચિન્હ–કુશાગ્ર બુદ્ધિ અને સતત ઉદ્યોગને લીધે પુષ્કળ કીર્તિ ને ધનાગમનનું સૂચન કરે છે.



આકૃતિ ૬૨

રવિગિરિ ઉપર તારો:—

(૧) કુશાગ્ર બુદ્ધિવાન

(૨) ધનાગમન

(૩) કીર્તિવાન

રવિ કે સૂર્યરેખા સાથેનું રવિગિરિ ઉપરનું તારાનું ચિન્હ જો કેટલીક સીધી ઉભી રેખાઓ સાથે મનુષ્યના હાથમાં પડયું હોય તો મનુષ્યને અવશ્ય ધન-પ્રાપ્તીનું સૂચન કરે છે.

રવિ કે સૂર્યરેખા વિનાનું રવિગિરિ ઉપરનું તારાનું ચિન્હ ઘણુ જોખમ પછી ધન અને સુખની પ્રાપ્તીનું સૂચન કરે છે.



આકૃતિ ૬૩

## રવિગિરિ ઉપર ત્રિકોણ:—

(૧) કળાકૌશલ્ય

(૨) કળાવાન લેખક

રવિગિરિ ઉપરનું ત્રિકોણનું ચિન્હ કળાકૌશલ્યમાં વિજય મળવાનું સૂચન કરે કરે છે. આવા ચિન્હવાળો મનુષ્ય સારો લેખક થઈ શકે છે.



આ િ ત ૬

## રવિગિરિ ઉપર વતુલ:—

(૧) ધનપ્રાપ્તી

(૨) યશપ્રાપ્તી

રવિગિરિ ઉપરનું વર્તુલનું ચિન્હ ધન અનેયશની પાપ્તીનું સૂચન કરે છે.

રવિગિરિ ઉપરનું ચિન્હ મનુષ્યને આગામી આફતમાંથી થનારા બચાવનું સૂચન કરે છે. મુખ્યત્વે કરીને કળા–કૌશલ્યમાં તે વ્યાપારીક બુદ્ધિનું સૂચન કરે છે અને તેને અંગે અન્યજનોએ કરવા ધારેલી તેના કળા–કૌશલ્યની લુંટમાંથી તેનો બચાવ થાય છે.



આકૃતિ ૬૫

**રવિગિરિ ઉપર સીધી ઉભી રેખાઃ—**

(૧) ધન (૨) યશ

રવિગિરિ ઉપરનું રેખાનું ચિન્હ ધન અને યશનું સૂચન કરે છે.

રવિગિરિ ઉપરનું સીધી બે રેખાનું ચિન્હ કુશાગ્ર બુદ્ધિ પ્રમાણે વિશેષ વિજય મળવો જોઈએ પરંતુ તેમ ન થતાં સામાન્ય વિજય મળવાનું સૂચન કરે છે.

રવિગિરિ ઉપર ત્રિશુળનું ચિન્હ ધન અને યશપ્રાપ્તીનું સૂચન કરે છે.



આકૃતિ ૬૬

**રવિગિરિ ઉપર જાળુઃ—**

(૧) બડાઈ
(૨) આડંબર
(૩) પતરાજી

રવિગિરિ ઉપર જાળાનું ચિન્હ પુષ્કળ ગાંડી બડાઈ, આડંબર ને પતરાજીનું સૂચન કરે છે.

રવિગિરિ ઉપર આડી રેખા, ચોકડી, ટાપુ અને ટપકાનાં ચિન્હો અનુક્રમે દેશમાં, સમાજમાં, કુટુંબમાં ને મિત્રવર્ગમાં કીર્તિ ગુમાવવાનું સૂચન કરે છે.

હે મનુષ્ય જો તું સૌન્દર્યનો શોખી હોય તો તારે કવિ કલાપીનું સૂત્ર યાદ રાખવું ઘટે છે.

> "સૌન્દર્યો વેડફી દેતાં, નાના સુંદરતા મળે,
> સૌન્દર્યો પામતા પહેલાં, સૌન્દર્ય બનવું પડે.
> સૌન્દર્યે ખેલવું એ તો, પ્રભુનો ઉપયોગ છે,
> પોષવું, પૂજવું એને એ એનો ઉપભોગ છે." —કલાપી

# પ્રકરણ ૧૯ મું

## બુધગિરિ

पयः पानं भूजंगानां केवलं विषवर्धनम् ।
उपदेशो हि मूर्खाणां प्रकोपाय नशान्तये ॥ पञ्चतंत्रम् ॥

"તક આવે તેને તત્પરતાપૂર્વક ગ્રહણ કરી લેવી એ જીવન સાફલ્યની ચાવી છે." — ડીઝરાયલી —

There is a tide in the affairs of men, Which, taken at the flood, leads on to fortune; Omitted, all the voyage of their life Is bound in shallows and in miseries.

— Shakespeare —

卐

કુશાગ્ર બુદ્ધિ વાકપટુ સાહસે સદમશ્રિત,
ભેદનીતિ નૈપુણ્ય, સંવાદે પટુતાધિપ;
બહુદેશ બહુવેશ, આચાર સંચાર વેદિન,
સર્વકર્મ પ્રસિદ્ધિમાં, બહુવિધ વેશી વ્યંજન;
કાયાના કદમાંહીએ, જાણે બટુક વામન,
કાર્ય અકાર્ય સિદ્ધિમાં, સેહે વિરાટની સમ;
સાક્ષાત્ તર્કમૂર્તિએ, નિષ્ણાત માનવ માનસે,
કલા વ્યાપાર વૃદ્ધિમાં, અતિલોભી ધનાગમે.
ધારા વિજ્ઞાનશાસ્ત્રોમાં, પ્રવીણ એ રે' સર્વદા,
દક્ષીણ માનુની નેહે, બાળ રે' બુધનો સદા.

卐

બુધનો બાળક શિઆળના જેવો કુશાગ્રબુદ્ધિ ને ભાષાશાસ્ત્રી જેવો વાકપટુ હોય છે; શુગ્રીવના જેવો સાહસપ્રિય ને ચાણક્યના જેવો ભેદ-નીતિમાં નિપુણ હોય છે; સોક્રેટીસના જેવો સંવાદપ્રિય અને રાજ્યમંત્રીના

જેવો આચાર-સંચારવાળો હોય છે; બહુરૂપીના જેવો બહુદેશી ને બહુવેશી હોય છે; કાયાના કદમાં બટુક વામન જેવો ઠીંગણો પણ ફળપ્રાપ્તિમાં વિરાટના જેવો મહાન હોય છે; કાર્ય કરવાની શક્તિમાં વિજળીના જેવો વેગવાળો ને તક સાધવામાં તીરના જેવો તીવ્ર હોય છે; કુશળ કારીગરના જેવો કળાનિપુણ ને વાણીઆ જેવો વ્યાપારવર્ધક હોય છે; કંજુસના જેવો ધનનો લોભી, ધારાશાસ્ત્રીના જેવો કાયદાકાનુનોમા કુશળ અને વૈજ્ઞાનીકના જેવો શોધખોળનો શોખીન હોય છે. જ્યારે એકજ ગુણવાળો દુનીઆમાં ઉથલપાથલ કરવા સમર્થ છે તો આટલા બધા એક સામટા ગુણોવાળો દુનીઆમાં શી ન ઉથલપાથલ કરે ?

ટચલી બુધની આંગળીના મૂળમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે તેને બુધગિરિ અથવા બુધનો પહાડ કહે છે.




આકૃતિ ૬૭

બુધગિરિઃ—

બુધગિરિ અથવા બુધનો પહાડ જો અતીશે વિસ્તૃત હોય તો મનુષ્ય છળકપટ કરવામા કુશળ, ધુતારો, ઢોંગી, ને દ્રોહી થાય છે. તે તમામ ગુપ્ત બાના જાણે છે છતાં નહિ જાણવાનો દેખાવ કરે છે તેની જીભે મધ હોય છે પરંતુ હૃદયમા હળાહળ હોય છે. કેવળ ધન મેળવવાને માટેજ તે ગુપ્ત ને ગહનશાસ્ત્રોનો અભ્યાસ કરે છે. આવો મનુષ્ય કદીપણ વિશ્વાસ રાખવા લાયક નથી. તે કયારે દગો દે તે કહી શકાય એમ નથી.

બુધગિરિ અથવા બુધનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત હોય તો મનુષ્ય વક્તા થાય છે, વ્યાપારીક બુદ્ધિવાળો થાય છે, નાણુ કે ગણત્રીનાં અને વ્યવહારીક શાસ્ત્રોમાં એક્કો થાય છે અને તેઓમાં વિજય મેળવે છે, વિચાર અને કર્તવ્યમાં તિવ્ર થાય છે, મુસાફરીના ખાસ શોખીન

હોય છે, ગહનવિદ્યામાં નિપુણતા પ્રાપ્ત કરવાવાળો થાય છે, નિશ્ચય અને ધીરજથી પોતાનું કાર્ય સિદ્ધ કરવાના ઉદ્દેશવાળો થાય છે. શ્રીમંત થવામાં આ બધાં લક્ષણો ઉપયોગી છે અને તેને અંગે તે શ્રીમંત પણ થાય છે.

બુધગિરિ અથવા બુધનો પહાડ જો સૂર્યગિરિ કે સૂર્યના પહાડ તરફ ઢળતો હોય તો વક્તૃત્વ અને વૈજ્ઞાનિક વૃત્તિવાળો થાય છે.



આકૃતિ ૬૮

**બુધગિરિ હાથના છેડા તરફ લંબાયલો:—**

પાક્કો વહેપારી

બુધગિરિ અથવા બુધનો પહાડ જો હાથના છેડા તરફ ઢળતો હોય તો પાક્કો વહેપારી થાય છે.

બુધગિરિ જો બીલકુલ વિસ્તૃત ન હોય કે ગેરહાજર હોય તો વહેપારી તરીકે બીલકુલ નકામો થાય છે.



આકૃતિ ૬૯

**બુધગિરિ ઉપર તારો:—**

(૧) અપ્રમાણીકતા
(૨) દગાખોરી
(૩) છળકપટ

બુધગિરિ ઉપર તારાનું ચિન્હ મનુષ્યની ચાલુ અપ્રમાણીક વૃત્તિનું સૂચન કરે છે. તે મનુષ્યની દગાબાજ, અવિશ્વાસુ અને ચોર પ્રકૃતિની આગાહી કરે છે. આવા મનુષ્યની સાથે વહેપારધંધામાં ભાગીદારી ન કરવી જોઇએ.



આકૃતિ ૭૦

## બુધગિરિ ઉપર ત્રિકોણ:—

(૧) રાજ્યનીતિ કૌશલ્ય

(૨) વક્તૃત્વ શક્તિ

બુધગિરિ ઉપર ત્રિકોણનું ચિન્હ રાજ્યનીતિ અને ભેદનીતિમાં કુશાગ્રતાનું સૂચન કરે છે. તે વક્તૃત્વ શક્તિની આગાહી કરે છે.



આકૃતિ ૭૧

## બુધગિરિ ઉપર વર્તુળ:—

ભયંકર જળઘાત

બુધગિરિ ઉપર વર્તુલનું ચિન્હ જળથી ભયંકર મરણનું સૂચન કરે છે. એ જળ-ઘાતની આગાહી કરે છે. આવા મનુષ્યે જળમાર્ગથી બહુ સાવધ રહેવું જોઇએ.

બુધગિરિ ઉપર ચોરસનું ચિન્હ ભારે આર્થિક આફતમાંથી રક્ષણ કરે છે.

## બુધગિરિ ઉપર એક સીધી ઉભી રેખા:—

આકસ્મિક ધનપ્રાપ્તિ

બુધગિરિ ઉપર એક સીધી ઉભી રેખા આકસ્મીક ધનપ્રાપ્તિનું સૂચન કરે છે.

બુધગિરિ ઉપર ત્રિશુળનું ચિન્હ રાજ્યનીતિમાં કુશાગ્રતાનું સૂચન કરે છે.



આકૃતિ ૭૨



આકૃતિ ૭૩

## બુધગિરિ ઉપર જાળું:—

ઝનુની અને આકસ્મીક મરણ

બુધગિરિ ઉપર જાળાનું ચિન્હ છળકપટનું સાહસ કરતાં ઝનુની અને આકસ્મીક મરણનું સૂચન કરે છે.

બુધગિરિ ઉપર આડી રેખા ધન-પ્રાપ્તિ માટે ગહનવિદ્યાના અભ્યાસનું સૂચન કરે છે.

બુધગિરિ ઉપર ચોકડીનું ચિન્હ ચૌર અને કપટી પ્રકુતિનુ સૂચન કરે છે.

બુધગિરિ ઉપર ટાપુ અને ટપકાનાં ચિન્હ મોટા અને નાના વેપા-રમાં નિષ્ફળતાનું સૂચન કરે છે.

બુધગિરિ ઉપર ઘણી શેળભેળ રેખાઓ વૈજ્ઞાનિક વિષય તરફ પ્રીતિનું સૂચન કરે છે. ડાક્તરી લાઇન કે વૈદવૃત્તિની આગાહી કરે છે.

બુધગિરિ ઉપર કેટલીક શેળભેળ રેખાઓ હૃદય-રેખા સુધી પહોંચતી હોય તો તે ધન ખર્ચવામાં ઉડાઉ પ્રકૃતિનું સૂચન કરે છે.

## પ્રકરણ ૨૦ મું

## મંગળગિરિ અને બુધનો પ્રભાવ

मृत: प्राप्नोति वा स्वर्गं शत्रुं हत्वा सुखानि च ।
उभावपि हि शुराणां गुणा वे तौ सुदुर्लभौ ॥ पञ्चतंत्रम ॥

"સંકટના સમયમાં હિંમત ધારણ કરવી એ અર્ધી લડાઈ જીતવા સમાન છે." — ટલોટસ —

**Cowards die many times before their deaths;
The valiant never taste of death put once.**
**— Shakespeare —**



મંગળ પ્હાડના જન્મમાં, જાણો ત્રણ વિભાગ છે,
નીચો, મધ્યમ, ઉંચો એ ત્રણેનાં અભિનામ છે;
આધિ વ્યાધિ ઉપાધિ એ, આખા જીવન વિગ્રહે,
સામા થવા તણી શક્તિ, નીચો મંગળ દે જગે.
પ્રાણ ને પ્રકૃતિ કેવાં, એ માનવ ધરાવતો,
મધ્ય મંગળ સો એ છે, સ્પષ્ટે સ્પષ્ટ જતાવતો.
આધિ વ્યાધિ ઉપાધિ એ, આખા જીવન વિગ્રહે,
ધૈર્ય ને શાન્તિની શક્તિ, ઉંચો મંગળ દે જગે.
ત્રણેનું ઐક્ય થાયે તો, મહામર્દ રણે ચઢે,
મરે કે મારે એ જંગે, પાછી પાની નહિ કરે.
સુરા ને સુંદરી શોખી, વળી શોખી સંગ્રામનો,
પ્રેમી, કામી, અતિ રાગી, બાળ મંગળ દેવનો.



### જમશેદજી નસરવાનજી ટાટા

જમશેદજી નસરવાનજી તાતા ભારતવર્ષની આધુનીક ઔદ્યોગીક આલમના પિતા હતા. તેઓ ભરતખંડની ઔદ્યોગીક શક્તિના સર્જક હતા. કર્તવ્ય, કર્તવ્ય અને કર્તવ્ય એજ એમના જીવનનો પ્રધાન હેતુ હતો. બ્રિટીશ

સામ્રાજ્યની સ્થાપનાથી રાજ્યછત્રના આધારનો સૌથી વધારેમાં વધારે લાભ ચપળતાથી ઊઠાવનાર પારસીજાતમાં તેઓ અગ્રગણ્ય પારસી હતા.

ગાયકવાડ સરકારના નવસારી પ્રાંતના પાટનગર નવસારીમાં, ઈ. સ. ૧૮૩૯ ની સાલમાં, ધર્મચુસ્ત ઝોરાસ્ટ્રીઅન પારસી કુટુમ્બમાં જન્મ્યા હતા તેમના પિતા નસરવાનજી મધ્યમ સ્થિતિના માનવંતા સદ્‌ગૃહસ્થ હતા. તેઓ ચીન દેશ સાથે અફીણનો ધંધો કરતા હતા. તેર વર્ષની વયે ઇ. સ. ૧૮૫૨ ની સાલમાં જમસેદજી એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં અંગ્રેજીનો અભ્યાસ કરવા ગયા. તેઓએ સાત વર્ષ સુધી અંગ્રેજીનો વ્યવહારૂ અભ્યાસ કર્યો ત્યારબાદ ઈ. સ ૧૮૧૯ની સાલથી તેઓ વ્યાપારી કુશાગ્રતા પ્રાપ્ત કરવા પોતાના પિતાની પેઢીમાં બેસવા લાગ્યા. તક મળતાં તેઓ ચીનમાં હોન્કોન્ગ ગયા. ત્યાં ચીનની અંદર ઇ. સ. ૧૮૬૧થી ઈ. સ. ૧૮૬૫ સુધી આંતરવિગ્રહ શરૂ થયો. આ આંતરવિગ્રહમાં કાપડના ભાવ દિનપ્રતિદિન ચઢવા લાગ્યા. તેમણે તકને ઝડપી લઇને કાપડનો ધંધો આદર્યો. મુંબાઈની પેઢી મારફત થોકબંધ માલ આખા હિંદુસ્તાનમાંથી ખરીદીને ચીનમાં મોકલવામાં આવ્યો. આ વેપારમાં તે ઘણું કમાયા. આ અરસામાં તેમને પ્રખ્યાત પ્રેમચંદ રાયચંદની પેઢી સાથે સંબંધ સંધાયો. આ પેઢી લેન્કેશાયર અને માન-ચેસ્ટર મીલ્સની સાથે સારો સંબંધ ધરાવતી હતી. તેનું કામકાજ ધમધોકાર ચાલતું હતું. એ કામકાજને પહોંચી વળવા માટે ઇંગ્લેંડમાં એક શાખા ખોલવાનો વિચાર થયો, અને જમસેદજી તાતા ઇંગ્લેંડમાં પેઢીની શાખા ખોલવા ગયા. ત્યાં તો ચીનનો આંતર વિગ્રહ બંધ થવાથી કાપડના ભાવ ગગડયા. પ્રેમચંદ રાયચંદની પેઢીને કાચા પડવાના સંજોગો ઊભા થયા. તેની સાથે જમસેદજી તાતાની પેઢીને પણ ઘણું નુકશાન થયું, પરંતુ આ નુકશાન એબીસીનીઆના યુદ્ધમાં સરકારને માલ મોકલી મેળવી લેવાયું. નાણાંની સદ્ધર સ્થિતિ સિવાય કોઈ પણ વેપાર ખેડી શકાતો કે ટકાવી શકાતો નથી એવો કડવામાં કડવો પાઠ તેઓ અનુભવથી શીખ્યા અને જીવનમાં કદી પણ ભૂલ્યા નહિ.

જમસેદજી ટાટાએ હવે પોતાની જ માલીકીની મીલ સ્થાપવાનો નિશ્ચય કર્યો. આ હેતુ બર લાવવાને તેઓ માનચેસ્ટર ગયા અને ત્યાંના મીલઉદ્યોગનો જાતે પૂરેપૂરો અનુભવ મેળવ્યો. ઇંગ્લંડથી પાછા ફર્યા પછીથી તેઓએ મીલ બાંધવા માટે નાગપુર શહેર પસંદ કર્યું. મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાના દિવસેજ તા. ૧લી જાન્યુઆરી ૧૮૭૭ના રોજ એ મહારાણીનું નામ અમર કરવા મીલનું નામ ધી એમ્પ્રેસ મીલ રાખી, મીલ શરૂ કરી. દિનપ્રતિદિન મીલની પ્રગતિ એટલી બધી વધી ગઈ કે આખા હિંદુસ્તાનમાં તે પહેલા નંબરની મીલ ગણાઈ.

સર જમસેદજી નસરવાનજી ટાટા સંપૂર્ણ બુધના પ્રભાવ નીચે હતા. અને જે વ્યક્તિઓના હાથમાં સારા પ્રમાણમાં બુધનો પર્વત વિકાસ પામ્યો હોય છે તેઓ કાળાંતરે આગળ આવે છે.

## બુધનું પ્રભુત્વ.

મંગળનો બાળક ભગવાનના ભક્તની માફક આધિ વ્યાધિ ને ઉપાધિના ત્રણેય તાપ સહન કરી શકે છે, એક સંતની માફક પરોપકારી જીવન જીવી શકે છે. અને એક મહામર્દની માફક રણે ચઢી વિજય મેળવી શકે છે.



આકૃતિ ૭૪

મંગળગિરિ:—

(૧) નીચલો મંગળ

(૨) મધ્ય મંગળ

(૩) ઉપલો મંગળ

હાથના છેડા ઉપર હૃદય-રેખાની નીચે જે ઉપસેલા ભાગની ટેકરી હોય છે તેને મંગળગિરિ કે મંગળનો પહાડ કહે છે.

મંગળગિરિ કે મંગળનો પહાડ જો અતિ વિસ્તૃત હોય તો મનુષ્ય ઝનુની અને તોછડો થાય છે. સામાને ઝટકા મારનારી કડુ ભાષા વાપરનારો થાય છે. તેનો સ્વભાવ તીખો અને કર્તવ્યો ઝનુની હોય છે. એક ા ને બે કટકાવાળી વૃત્તિનો તે થાય છે. તે લોહીતરસ્યો ને વિષયાંધ થાય છે.

મંગળગિરિ કે મંગળનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત થયો હોય તો મનુષ્ય પ્રબળ હિંમતવાન, ધીરજવાન ને મનની ઉપર સંયમ રાખવાવાળો થાય છે. મોતની સાથે પણ તે બાથ ભીડવા તૈયાર થાય છે એટલા બધા પ્રાક્રમવાળો તે થાય છે.

મંગળગિરિ કે મંગળનો પહાડ જો બીલકુલ વિસ્તૃત ન હોય કે ગેરહાજર હોય તો તે મનુષ્ય નામર્દ, નાહિમતવાન, કાયર ને કાપુરૂષ થાય છે.



આકૃતિ ૭૫

**મંગળગિરિ ઉપર તારો:—**

(૧) ખુની

(૨) ઝનુની

મંગળગિરિ ઉપર તારાનું ચિન્હ સામા મનુષ્યનું ખુન કરવાનું સૂચન કરે છે. આવો મનુષ્ય હત્યારો અને ઝનુની થાય છે.

મંગળગિરિ ઉપર ત્રિકોણનું ચિન્હ યુદ્ધકળામાં પ્રાવીણ્ય સૂચવે છે. દાક્તરી લાઈનમાં સર્જરિનાશાત્ર પ્રયોગમાં કૌશલ્યની આગાહી કરે છે.

મંગળગિરિ ઉપર વર્તુલનું ચિન્હ યુદ્ધકૌશલ્યનું સૂચન કરે છે.



આકૃતિ ૭૬

મંગળગિરિ ઉપર ચોરસનું ચિન્હ ઝનુની સ્વભાવ અંગે ઉપસ્થીત થતા યુદ્ધમાંથી બચાવ કરે છે.

**મંગળગિરિ ઉપર સીધી ઉભી રેખા:-**

(૧) પ્રબળ હિંમત

(૨) મોતની સાથે બાથ ભીડવાની શક્તિ

મંગળગિરિ ઉપર સીધી ઉભી રેખા:— પ્રબળ હિંમતનું સૂચન કરે છે. આવો મનુષ્ય મોતની સાથે બાથ ભીડવા તત્પર થાય છે.



મંગળગિરિ ઉપર ત્રિશુળનું ચિન્હ યુદ્ધ-પ્રાવીણ્યની આગાહી કરે છે.

## મંગળગિરિ ઉપર જાળુ:—

### ભયાનક મૃત્યુ

મંગળગિરિ ઉપર જાળાનું ચિન્હ ભયાનક મૃત્યુના મહાન ભયનું સૂચન કરે છે.

આકૃતિ ૭૭

## મંગળગિરિ ઉપર આડી રેખાઓ:—

### દુશ્મનો



મંગળગિરિ ઉપર આડી રેખાઓ એટલા દુશ્મનોનું સૂચન કરે છે.

મંગળગિરિ ઉપર અનેક રેખાઓ ઝનુની સ્વભાવ, વિષયાંધતા, અને પ્રેમમાં પાશવીક વૃત્તિનું સૂચન કરે છે. આ અપલક્ષણો મનુષ્યને જીવનમાં વિજયી થતાં અટકાવે છે, અને તેની અપકીર્તિ અને બેઆબરૂ દુનીઆ સમક્ષ જાહેર કરે છે.

આકૃતિ ૭૮

મંગળગિરિ ઉપર ચોકડીનું ચિન્હ મનુષ્યના હઠીલા સ્વભાવને અંગે ભયનું સૂચન કરે છે.

મંગળગિરિ ઉપર ટાપુનું ચિન્હ યુદ્ધમાં કારી ઘા વાગવાનું સૂચન કરે છે.

મંગળગિરિ ઉપર ટપકું યુદ્ધમાં જખમ થવાનું સૂચન કરે છે.

હે સુબંધુ! તું મંગળના જેવો હિંમતવાન થા–મંગળનો પુત્ર મહાન હિંમતવાન થાય છે તે એવુંજ વિચારે છે કે:—

**जये च लभते लक्ष्मीं मृतेनापि सुराङ्गनाम् ।**
**क्षणं विध्वंसिनः कायाः का चिंता मरणे रणे ॥**

## પ્રકરણ ૨૧ મું

## ચંદ્રગિરિ અને ચંદ્રનું પ્રભુત્વ

अज्ञानं कारणं न स्याद्वियोगो यदि कारणम् ।
शोको दिनेषु गच्छत्सु वर्धतामपयाति किम् ॥ पञ्चतंत्रम् ॥

"દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પણ પ્રેમથી થાય છે. પતિ–પત્નીનો પ્રેમ એ સ્થુલ વસ્તુ નથી–તેની વાટે આત્મા–પરમાત્માના પ્રેમની ઝાંખી થાય છે."— મહાત્મા ગાંધીજી —

**Who falls from all he knows of bliss, care little into what abyss. — Byron —**



કલ્પના તર્ક શક્તિ ને, ભક્તિ અદ્દભુત ભાવની,
રક્તિ પ્રકૃતિ માતની, ને વિરક્તિ સંસારની;
જાગ્રતિ દિલજોશની, મસ્તી મત આવેશની,
અશાંત પ્રકૃતિ દેહે, ને પ્રાણે પ્રાણ સંબંધની;
સુશક્તિ મહા કાવ્યની, ને કથાઓ રોમાંચની,
રચનાએ અતિ સોહે, પ્રભુતા ચંદ્રદેવની.
સ્વપ્ન સંસારમાં રાચે, વિરાજે કલ્પના જગે,
ભ્રાંતિ ને વ્હેમની મૂર્તિ, ચંદ્રનો બાળ છે જગે;
અતિ ઉન્નતિ ગિરિની, લાવે છે ગૂઢ ઘેલછા,
અનરિત એ ગિરિથી, આણે છે ધન ઘેલછા.



ચંદ્રનો બાળક અહર્નિશ કલ્પનાસૃષ્ટિમાંજ વિહાર કરવામાં મસ્ત બને છે, કલ્પનાનાં સુઘડ ને સોહાગી સ્વપ્નોમાં એ રાચે છે. કલ્પનાજન્ય સુખમાં રાચવાનીજ એની અનેરી રઢ હોય છે–એ કૃતઘ્નતા ને નિર્દયતાનો 'શિકાર' બની ઘવાએલા મૃગની માફક એ એકાકી આક્રંદ કરે છે. એવા આક્રંદમાંથી જ ભવભૂતિની કરૂણા જન્મે છે. સોહાગી શૃંગાર પ્રિયતાનું સમાન પાત્ર જગતમાં નહિ જડવાથી દુઃખ અને શોકમિશ્રીત કારૂણ્ય એના દિલમાં પ્રગટે છે. એ રસકારૂણ્યની પ્રબળ ભરતીથી એને મસ્ત-

ઉન્માદ થય છે અને એ મત્ત ઉન્માદમાંથી પુરૂરવા પૃથ્વી પર પ્રગટે છે. પોતે ઘેલો બને છે ને જગતને ઘેલું બનાવે છે.




આકૃતિ ૭૯

**ચંદ્રગિરિઃ**—હાથના છેડા આગળ મસ્તકરેખાની નીચે ને પહોંચીના ઉપલા ભાગમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે તેને ચંદ્રગિરિ કે ચંદ્રનો પહાડ કહે છે.

ચંદ્રગિરિ જો અતીશે વિસ્તૃત થયો હોય તો તે ગાંડપણની શકયતા સૂચવે છે.

ચંદ્રગિરિ જો મધ્યમ કદે વિસ્તૃત થયો હોય તો તે મનુષ્ય સારી કલ્પનાવાળો, સારી તર્કશક્તિવાળો, પવિત્રતા ને શીલનો પૂજક, કવિત્વશક્તિવાળો, કાવ્યોનો શોખીન, અદ્ભુત બનાવમાં રસ લેવાવાળો, ગહન વિષયને ચાહનારો અને રસીક થાય છે.



આકૃતિ ૮૦

ચંદ્રગિરિ જો બીલકુલ વિસ્તૃત થયેલો ન હોય કે ગેરહાજર હોય તો મનુષ્ય કલ્પના વિનાનો, જડ અને ભાવિમાં શું થવાનું છે તે વિષે બીલકુલ વિચાર નહિ કરનારો સામાન્યજીવી થાય છે.

**ચંદ્રગિરિ ઉપર તારોઃ**—

(૧) ડૂબી મરવાથી મરણ
(૨) દ્રોહ
(૩) વિશ્વાસઘાત

ચંદ્રગિરિ ઉપર તારાનું ચિન્હ ડૂબી મરવાથી મરણનું સૂચન કરે છે. આવો મનુષ્ય દ્રોહી અને વિશ્વાસઘાતી નીવડે છે.



આકૃતિ ૮૧

### ચંદ્રગિરિ ઉપર ત્રિકોણ:—

(૧) કલ્પનાનો સદુપયોગ
(૨) જાદુમાં પ્રવીણતા
(૩) મેલી વિદ્યામાં કૌશલ્ય

ચંદ્રગિરિ ઉપરનું ત્રિકોણનું ચિન્હ કલ્પનાશક્તિના ઉપયોગમાં ડહાપણ ને વિવેકનું સૂચન કરે છે. આવો મનુષ્ય જાદુની કળામાં અને મેલી વિદ્યામાં પ્રવીણ થાય છે.

ચંદ્રગિરિ ઉપરનું વર્તુલનું ચિન્હ ડૂબી મરવાથી મરણનું સૂચન કરે છે.

ચંદ્રગિરિ ઉપરનું ચોરસનું ચિન્હ બુદ્ધિથી કલ્પનાશક્તિના સંયમનું સૂચન કરે છે. આગામી આફતમાંથી બચાવ સૂચવે છે.

ચંદ્રગિરિ ઉપરની એક સીધી ઉભી રેખા અચાનક ઉપાધિનું સૂચન કરે છે.

ચંદ્રગિરિ ઉપર ત્રિશુળનું ચિન્હ કલ્પનાશક્તિના ઉપયોગમાં ડહાપણ ને વિવેકનું સૂચન કરે છે.



આકૃતિ ૮૨

### ચંદ્રગિરિ ઉપર જાળ:—

(૧) ગાંડપણ
(૨) જળઘાત

ચંદ્રગિરિ ઉપર જાળાનું ચિન્હ આગામિક ગાંડપણ ને ઘેલછાનું સૂચન કરે છે. વળી તે જળઘાતની આગાહી કરે છે.



આકૃતિ ૮૩

**ચંદ્રગિરિ ઉપર આડી રેખા:—**

(૧) દુશ્મન

(૨) ઉપાધિ

ચંદ્રગિરિ ઉપર આડી રેખા એટલા દુશ્મનનું સૂચન કરે છે ને ઉપાધિની આગાહી કરે છે.

ચંદ્રગિરિ ઉપર ચોકડીનું ચિન્હ સ્વપ્નમાં રહેનાર અને ધૂનમાં મસ્ત રહેનારનું સૂચન કરે છે.

ચંદ્રગિરિ ઉપર ટાપુનું ચિન્હ કલ્પનાના અવરોધનું અને ગાંડપણ અને ઘેલછાનું સૂચન કરે છે.

ચંદ્રગિરિ ઉપર ટપકાનું ચિન્હ કલ્પનાનો અવરોધ સૂચવે છે.

ચંદ્રના પ્રભાવાળો મનુષ્ય મહાન કવિ અને લેખક થાય છે પણ તે દુનીઆથી દાઝયો હોય છે અને દુનીઆથી અલગ એકાન્તવાસ તે પસંદ કરે છે. હે મિત્ર જો તારે કવિ થવું હોય તો ચંદ્રની કૃપા પામ પણ તેની અવકૃપા પણ એટલીજ ખરાબ છે. શેક્સ્પિઅર જેવા મહાન કવિને પણ આ અવકૃપાનાં માઠાં પરિણામ ભોગવવાં પડયાં છે અને કહેવું પડયું છે કે:—

I am one whom the wild storms and buffect of the world, have so incensed that I am reckless what I do to spite the world.

# પ્રકરણ ૨૨ મું

## ચંદ્રનું પ્રભુત્વ

### વિક્રમોર્વશીય

કવિ કુલગુરૂ કાલિદાસે પોતાના વિક્રમોર્વશીય નાટકમાં પ્રતિષ્ટાનના રાજા પુરૂરવા અને ઇંદ્રની અપ્સરા ઉર્વશીનો પ્રેમ પ્રસંગ અચ્છી રીતે યોજ્યો છે.

દારૂણ તપથી ડરતા ઇંદ્રની સુકુમાર અસી, લક્ષ્મીને પણ લજાવનાર લાવણ્યશ્રી, સ્વર્ગ ભુવનને શોભાવનાર સૌન્દર્યશ્રી, મુનિ નારાયણે ઉરૂમાંથી ઉત્પન્ન કરેલી અપ્સરા ઉર્વશી પોતાની સખીઓ સાથે કુબેર ભગવાનની આરાધના કરી પાછી ફરતી હતી, એવામાં અધવચ એકાએક હિરણ્યપુરનો વાસી કેશી દાનવ ચઢી આવ્યો ને ઉર્વશીને ઊપાડી ચાલ્યો ગયો. આથી ગભરાયલી અપ્સરાઓ આક્રંદ કરે છે સૂર્ય ભગવાનની વંદના કરી પાછો ફરતો પ્રતિષ્ટાનનો રાજા પુરૂરવા એમનું આક્રંદ સાંભળી એમની વહારે ધાય છે, કેશી દાનવને હરાવી ઉર્વશીને તેના પંઝામાંથી છોડાવે છે ને સખીઓને તેની સુપરત કરે છે. ઉર્વશી અપ્સરાઓની સાથે સ્વર્ગે સીધાવે છે પણ તેનું હૈયું પુરૂરવાને સોંપતી જાય છે ને પુરૂરવાનું હૈયું પોતે લેતી જાય છે. પ્રેમની અંદર એવી અજબ આકર્ષક શક્તિ હોય છે કે તે પ્રથમ દષ્ટિએજ હૈયાંને હરી લે છે.

દેવતા લોકોને ખુશ કરવા ભરતમુનિ "લક્ષ્મી–સ્વયંવર"નું નાટક રચે છે. પાત્રોની વહેંચણી કરવામાં આવે છે. લક્ષ્મીની ભૂમિકા ઉર્વશીને આપવામાં આવે છે ને વારૂણીની ભૂમિકા મેનકાને આપવામાં આવે છે. ત્રણે લોકના ઉત્તમ પુરૂષોને નાટક જોવા આમંત્રણ આપવામાં આવે છે. નાટક શરૂ થાય છે. મેનકા ઉર્વશીને પૂછે છે, "બ્હેન ત્રણે લોકના ઉત્તમ પુરૂષો અત્રે એકઠા થયા છે ત્યારે તારૂં મન કોનામાં રમે છે?" ઉર્વશી "પુરૂષોત્તમમાં" કહેવાને બદલે "પુરૂરવામાં" કહી દે છે. ભરત-

મુનિ કોપાયમાન થાય છે અને તેને શાપ આપે છે કે "અરે હૈયાસુની ! મેં કંઈ કહેલું ને તેં કંઈ કર્યું તેથી પડ પૃથ્વીમાં." નાટકની સમાપ્તિએ જ્યારે ઉર્વશી શરમની મારી લજવાઇ જાય છે ત્યારે ઇંદ્રે તેના ઉપર અનુગ્રહ કરતાં કહ્યું "જેમાં તારું ચિત્ત ચોંટયું છે, તે રાજર્ષિ પુરૂરવા તને બહુ ચહાય છે, માટે જા તારાથી એ સંતાનનું મોં જુએ, ત્યાંસુધી તેમની સાથે સુખેથી રહે, એ મારા રસ સહાય છે. બીજી બાજુ પુરૂરવાનું કોઇપણ વસ્તુમાં ચિત્ત ચોંટતું નથી–તે ઉર્વશીનેજ ઝંખ્યા કરે છે એવામાં ઉર્વશી પ્રગટ થાય છે. રાજા તેને હૈયાના ઉમળકે વધાવી લે છે. ઉર્વશી પણ તેનાં ઓવારણાં લે છે. એમ પરસ્પર એક બીજાને અભિનંદતાં, સર્વે સુખ અનુભવતાં અનુભવતાં બંન્ને આનંદની ખરેખરી સીમાએ પહોંચે છે.

ચંદ્રગિરિનો પ્રભાવ અજબ હોય છે કલ્પના તરંગો અને સ્વપ્ન વિહારની સૃષ્ટીમાં રાચતાં જીવો બહુધા ચંદ્રવર્ગબળી હોય છે તેઓનું જીવન સુખી હોઇ ઘણેભાગે પરાઇ ઉપાધીઓથી રહિત હોય છે. સામાન્ય કોટીના સીક્ષિત મનુષ્યોના હાથમાં ચંદ્રગિરિ સમભાગે વિકાસ પામેલ હોય છે.

## પ્રકરણ ૨૩ મું

## શુક્રગિરિ

रूपवती भार्या शत्रु । ॥ पञ्चतंत्रम ॥

"સૌન્દર્ય જોનારની દૃષ્ટિ ઉપર અવલંબે છે, સાચું સૌન્દર્ય અંતરમાંથી ઉદ્ભવે છે." — એક વિચાર —

**The greatest pleausure of life is love.**

— Sir W. Temple —

卐

સ્નેહ ઔદાર્ય સંક્રાન્તિ છે વાસના વિલાસની,<br>
દયાને દાનની તૃપ્તિ, કળા સંગીત નૃત્યની.<br>
વિરાજે સુંદરી સંઘે, કામરૂપ ધરી જગે,<br>
અનંત કાર્ય શક્તિનો, શુક્રદેવ ગણ્યો જગે.

卐

**અ**નંત ચેતનની જ્યોત દિલમાં કોણ ન પ્રગટાવે? દયાની દેવમૂર્તિ કોને દાન ન આપે! લલીત લલનાની લટકાળી ચાલ કોને ન આકર્ષે? સ્વર્ગીય સંગીતની મીઠી લ્હેર કોણ મુગ્ધ ન કરે? સર્વાંગે સુંદર સુંદરીનાં નૃત્ય કોને ન નચવે? સ્વર્ગીય સુંદરી સુધાનો જામ પાવા આવે તો કોણ ન પીવે? નંદનવનની અપ્સરા સાથેના વિહાર કોને અરૂચિર લાગે?




આકૃતિ ૮૪

**શુક્રગિરિઃ—**

અંગુઠાના મૂળમાં અને તેથી આગળના ભાગમાં જે ટેકરી જેવો ઉપસેલો ભાગ હોય છે તેને શુક્રગિરિ કે શુક્રનો પહાડ કહે છે.

શુક્રગિરિ કે શુક્રનો પહાડ જો અતીશે વિસ્તૃત હોય તો મનુષ્ય વિષયાંધ અને કામી, દુષ્ટ અને બડાઇખોર, છળકપટથી છેતરનારો, હૃદયહીન, સ્વાર્થી અને વિહારી થાય છે.

શુક્રગિરિ કે શુક્રનો પહાડ જો મધ્યમ કદે વિસ્તૃત હોય તો મનુષ્ય પવિત્ર પ્રેમવાળો, માયાળુ, દયાળુ ને ઉદાર ચરિત્રવાળો થાય છે. તે સૌન્દર્ય, સંગીત અને નૃત્યનો પરમ ભક્ત હોય છે.

શુક્રગિરિ કે શુક્રનો પહાડ જો બીલકુલ વિસ્તૃત ન હોય કે ગેરહાજર હોય તો મનુષ્ય ઠંડો અને લાગણી વિનાનો થાય છે.

જો ચંદ્રગિરિ અને શુક્રગિરિ બન્નેવિસ્તૃત હોય તો મનુષ્ય કાલ્પનીક પ્રેમી થાય છે, મનગમતી સુંદરી સાથે સહવાસ રાખનારો અને ચંચળ વૃત્તિનો હોય છે.



આકૃતિ ૮૫

**શુક્રગિરિ ઉપર તારો:—**

(૧) પ્રેમમાં નિરાશા

૨) મોહાંધતા

શુક્રગિરિ ઉપર તારાનું ચિન્હ વિજાતીય વ્યક્તિ તરફથી પ્રેમમાં નિરાશાનું સૂચન કરે છે. મોહાંધ દશાની આગાહી કરે છે.



આકૃતિ ૮૬

**શુક્રગિરિ ઉપર ત્રિકોણ:—**

(૧) પ્રેમની ગાઢતા

(૨) ગણત્રીશાસ્ત્રમાં પ્રવીણતા

શુક્રગિરિ ઉપર ત્રિકોણનું ચિન્હ પ્રેમ અને સ્નેહબંધનની ગાઢતાનું સૂચન કરે છે. આવો મનુષ્ય ગણીતશાસ્ત્ર અને તમામ પ્રકારનાં ગણત્રી અને આંકડાના શાસ્ત્રમાં પ્રવીણ થાય છે.



આકૃતિ ૮૭

શુક્રગિરિ ઉપર વર્તુળ:—

પ્રેમનો મજબૂત બંધ

શુક્રગિરિ ઉપર વર્તુલનું ચિન્હ પ્રેમના બંધમાં બંધાવાની આગાહી કરે છે.

શુક્રગિરિ ઉપર ચોરસનું ચિન્હ કેદખાનાના સંભવમાંથી બચાવ કરે છે.

શુક્રગિરિ ઉપર એક સીધી ઉભી રેખા પ્રેમપંકમાં પડવાનું સૂચન કરે છે.



આકૃતિ ૮૮

શુક્રગિરિ ઉપર ત્રિશુળ:—

(૧) ઉદાર વૃત્તિ

(૨) માયાળુ સ્વભાવ

શુક્રગિરિ ઉપર ત્રિશુળનું ચિન્હ ઉદાર અને માયાળુ વૃત્તિનું સૂચન કરે છે.



આકૃતિ ૮૯

**શુક્રગિરિ ઉપર જાળી:—**

(૧ વિષયલપટતા
(૨) વિકારી જીવન

શુક્રગિરિ ઉપર જાળાનું ચિન્હ વિષયવાસના ને વિષયલંપટતાનું સૂચન કરે છે. આવો મનુષ્ય વિકારી જીવન ગુજારે છે.

શુક્રગિરિ ઉપર આડી રેખા મોટું ચિંતાનુ કારણ સૂચવે છે.

**શુક્રગિરિ ઉપર ચોકડી:—**

(૧) પ્રેમમાં નિરાશા
(૨) ઘોર આપદા

શુક્રગિરિ ઉપર ચોકડીનું ચિન્હ પ્રેમ બાબતમાં નિરાશા અને ઘોર આપદા સૂચવે છે.



આકૃતિ ૯૦

શુક્રગિરિ ઉપર ટાપુનું ચિન્હ કામજ્વરની પીડા તથા વિકાર ને વિષયલંપટતાને અંગે ઉત્પન્ન થતા ભયંકર સ્પર્શજન્ય ચામડીના દર્દોનું સૂચન કરે છે.

શુક્રગિરિ ઉપર ટપકાનું ચિન્હ વિકાર ને વાસનાના અંગે ઉત્પન્ન થતા નાના વ્યાધિનું સૂચન કરે છે. જેવાકે પ્રમેહ, મધુપ્રમેહ વિગેરે.

હે મિત્ર પ્રેમનો પંથ ન્યારો છે. તે સેવા માગતો નથી પણ સેવા સમર્પણ કરે છે. પ્રેમ ખરીદાતો નથી પણ કુરબાનીથી જીતી લેવાય છે.

**Love gives itself, it is not bought. Love's night is noon.**

## પ્રકરણ ૨૪ મું

## આપણી સિદ્ધિઓ

**ઘણી**એ વખત આપણે સાંભળીએ છીએ કે અમુક મનુષ્ય મ બળવાન છે. તેણે તો સિદ્ધિ સાધ્ય કરી છે. એ સિદ્ધિ એને જોઈ તમામ વસ્તુ પૂરી પાડે છે. આપણા ધર્મગ્રન્થોમાં પણ અણિમા, મહિમ લઘિમાદિ સિદ્ધિઓની વાત આવે છે. એ સિદ્ધિઓ સાધ્ય કરનારા મહા ઋષિવરો ને નૃવરોનાં નામાભિધાન પણ આવે છે. એમણે કેવી રીતે સિદ્ધિઓ સાધ્ય કરી એ ક્રિયાનું દિગ્દર્શન પણ આપેલું હોય છે. કેટલ વખત તો સિદ્ધલોકનો આખો દેશ છે એનું વિવરણ કરવામાં આવ્યું ધર્મની દષ્ટિએ એ સિદ્ધિઓનું પ્રાપ્તવ્ય જપ, તપની ક્રિયાઓથી થઇ શકે

વિજ્ઞાનની દષ્ટિએ તપાસતાં એ સિદ્ધિઓ આપણી પોતાની શક્તિઓ છે. એ કંઇ બહારથી આવતી નથી પણ આપણા પોતાના અંગમાં પૃથક પૃથક વાસ કરી રહી છે. એ પૃથક પૃથક વેરણ છેરણ પડે શક્તિઓને જો આપણે અમુક કાર્ય માટે એકત્ર કરી શકીએ તો આપણ પણ અવશ્ય વિજય મળે.

લક્ષ વગરની ઘણી ચીજો કરવી નહિ પણ દઢતા અને આગ્રહ સ એકજ ચીજ કરવી તે આ સમયમાં જરૂરની મહત્વની બાબત છે. જ તમાં ડહાપણભરેલી એકજ બાબત એકાગ્રતા છે. અનિષ્ટમાં અનિષ્ટ બાબ શક્તિઓને વેરી નાંખવી તે છે. એક કાર્ય માટે હેતુ નક્કી કર્યા પ કાં તો મરવું કે કાં તો ફત્તેહ મેળવવી એવો કાચબાના જેવો દઢ સંક કરી પોતાના કાર્યમાં મંડી પડવું. પોતાના પંજામાં આવેલી ચીજના ક કકડા કરી નાંખનાર કાચબો, તેનું માથું જશે પણ પોતાની પકડની ચ મૂકશે નહિ એમ કહેવાય છે. મરવું તો પણ લડત સાથે મરવું એ સ્પાર્ટનના "With the shield on or it" સિદ્ધાંત છે. આ દઢતાથી જ માણસ ફત્તેહ મેળવવાને શક્તિમાન થાય છે, કારણકે માણ

જેને ફત્તેહ કહે છે તે સામાન્ય રીતે, મેળવવાનો હક ખરા નરોનો છે. છેલ્લા પ્રયત્નથીજ વિજય મળે છે.

અમેરિકન કરોડપતિ શોલ્સ ચાર્લ્ડે એકજ ધંધામાં પોતાનું તન, મન, હૃદય અને આત્મા સર્વ સમર્પણ કર્યાં હતાં અને તેથીજ તેણે કરોડ-પતિની માનવંતી પદવી પ્રાપ્ત કરી હતી. તેણે એક યુવાન પુરૂષને કહ્યું હતું કે ગમે એ એકજ ધંધો પકડો; તેથી તમે તેમાં વધારેમાં વધારે ફત્તેહ, વધારેમાં વધારે કીર્તિ મેળવશો. તમે એકી વખતેજ ભઠીઆરા, નાણાવટી, વ્યાપારી અને કારીગર સઘળું થવા માગશો, તો ગેઝેટમાં નાદાર તરીકે તમારૂં નામ પ્રસિદ્ધ થતાં વાર લાગશે નહિ.

બેદરકારીથી મહાન જીતો મેળવાતી નથી, લશ્કરની સરદારી લઈ શકાતી નથી, બેદરકારીથી જીવંત પૂતળાં ઘડાતાં નથી, બેદરકારીથી દૈવી સંગીત ગવાતું નથી, બેદરકારીથી કુદરતનાં બળ ઉપર કાબુ મેળવાતો નથી, બેદરકારીથી આત્મા કવિત્વવડે દ્રવતો નથી અને બેદરકારીના વીરને છાજે તેવી સખાવતો કરવા સખી દીલ પ્રેરીત થતાં નથી. માણસે ફત્તેહ મેળવવી હોય તો તેણે પોતાના શરીરના અને મનના સઘળા ઉત્સાહથી કુદી પડવું જોઇએ. ઉત્સાહ તે જાગ્રત જીવન છે. પોતાનું દિલ ચાહાય તે કામ કરવાના પોતાના શરીરના દરેક તંતુનો તે ઝમઝમાટ છે, ચળકળાટ છે, આ ઉત્સાહથીજ દરેક દેશની સ્વાતંત્ર્યની લડાઈઓ લડાઈ છે ને જીતાઈ છે.

પંચાવન વર્ષની ઉમ્મરે સર વૉલ્ટર સ્કૉટને છ લાખ ડૉલરનુ દેવું હતું. તેણે નિશ્ચય કર્યો કે પૂરેપૂરૂં દેવું આપવું. આ દૃઢ સંકલ્પથી શારીરિક અને માનસિક અન્ય શક્તિઓ અને તેના વ્યવહારિક ટેકા અને પ્રોત્સાહન મળ્યા. તેના શરીરના દરેક તંતુનો જવાબ એકજ હતો: "દેવું ચુકવવું જોઇએ." તેના લોહીના એજ પ્રેરણા વહેતી હતી અને જે શક્તિથી તેની કલમ ચાલતી તેના બળમાં વધારો કરવા માટે આજ લોહી મગજ પર જતું. તેના મરણપૂર્વે તેણે તેનુ સઘળું દેવું આપી દીધું. કેવો અજબ દૃઢ નિશ્ચય? કેવો કાર્યમાં ઉત્સાહ? અને કેવી કાર્યસિદ્ધિ?

કાર્ય ક્યારે શરૂ કરવું? એના જવાબમાં એટલુંજ જણાવવાનું કે આજેને આજે—"હમણાં"—આવતી કાલ એ શેતાનનું સુત્ર છે. કાર્ય શરૂ કરવા વર્તમાન જેવો સારો કોઇ સમય નથી. એવી કોઇપણ પળ નથી, એવું કોઈ તરતનું બળ નથી કે એવી કોઇ અજબ શક્તિ નથી જે વર્તમાનમાં ન હોય. પોતાના નિશ્ચય તાજા હોય તેટલામાંજ પોતાના ઠરાવ જે અમલમાં મૂકતો નથી તે ભવિષ્યમાં તેમાંથી કાંઇ આશા જેવું મેળવતો નથી. મુલતવી રાખવાનાં ઘણાં માઠાં પરિણામ આવે છે એ નિર્વિવાદ વાત છે. "કાલ કર સો આજ કર, આજ કર સો અબ," એ પૂરાણી કહેવત સત્યથી જરાએ વંચીત નથી. Do not depend upon to-morrow which you can do to-day.

# પ્રકરણ ૨૫ મું

## આયુષ્ય રેખા

જન્મ ને મૃત્યુની રૂપા આવરદા રેખા જગે
જીંદગી જાણવાની આ આવરદા રેખા વડે

**આ**યુષ્ય રેખા મનુષ્યના જન્મ અને મૃત્યુની સુખ અને દુઃખની, ચઢતી અને પડતીની, મુખ્ય રેખા છે. મનુષ્યના જીવનને તે આનંદમય અને મંગળમય બનાવે, ચૈતન્ય અને પુરૂષાર્થના પ્રકાશથી ખેહલાવે છે, દાન, યજ્ઞ, તથા તપ આદિ સાધનથી વિકસાવે છે, અસ્તિત્વના ભેદનો પ્રકાશ પાડી જીવનમાં શ્રદ્ધા અને શ્રેય સમર્પે છે. આયુષ્ય રેખા મનુષ્ય જીવનની કામધેનુ છે, સુંદર સંજીવની છે, એ પાપ, સંતાપ તથા શોકને સમાવનાર છે, દરિદ્રતારૂપી દાવાનળને સંપુર્ણ રીતે શાંત કરનાર મેઘ સમાન છે, આયુષ્ય–રેખા એ જીવન વસંતની મુદયમય માતા છે.

આયુષ્ય–રેખા ગુરૂની આંગળીમાંથી જીવનપ્રવાહ મેળવનાર પહેલી રેખા છે. આ આયુષ્ય–રેખા હસ્તની બાજુએ, ગુરૂની આંગળીના નીચાણના ભાગના મૂળમાંથી ઉદ્‌ભવે છે, નીચલા મંગળના અને શુક્રના પહાડોને ઘેરતી આગળ વધે છે અને ઘણીખરી વખત શુક્રના પહાડની નીચે હસ્તના મૂળમાં અદ્દશ્ય થાય છે. તે મનુષ્યની તંદુરસ્તી બતાવે છે. જીવનના ઘણા અગત્યના બનાવોનું તે અક્ષરસઃ વર્ણન કરે છે. માનવ–જીવનનો પ્રવાહ ઉંચી ગતિએ કે નીચી ગતિએ વહેવાનો છે, કયારે તેની ઉન્નતિ કે અધોગતિ થવાની છે, કયારે તેના જીવનનો અંત આવવાનો છે વિગેરે દૃષ્ટિબિંદુઓ તે અરિસાની માફક દર્શાવે છે. એ રીતે આયુષ્ય–રેખા એ મનુષ્ય જીવનનો જીવતો જાગતો નકશો છે.




આકૃતિ ૯૨

આયુષ્ય-રેખા વિનાનો હસ્ત મનુષ્યની ક્ષણીક જીંદગી બતાવે છે. આવા હસ્તવાળો મનુષ્ય મૃત્યુનો મહેમાન ઘણો જલ્દીથી બને છે.

સામાન્ય રીતે આયુષ્ય-રેખા ગુરૂના પહાડની નીચેથી ઉદ્‌ભવે છે, પરંતુ કેટલીક વખત તે ગુરૂના પહાડમાંથી પણ ઉદ્‌ભવે છે.



આકૃતિ ૯૨

જે મનુષ્યના હસ્તમાં આયુષ્ય-રેખા ગુરૂના પહાડમાંથી ઉદ્‌ભવે છે, તે મનુષ્ય અતિશય લોભી હોય છે, ધનની પ્રબળ આકાંક્ષાવાળો હોય છે, વિજય અને કીર્તિ મેળવવાનો અતિશય ઉત્સાહી હોય છે, અને મોટા મોટા નામાંકિત નરવીરો સાથે સુંદર ઓળખાણ કરવાની ને સહવાસ વધારવાની ધગશવાળો હોય છે.

કેટલાક મનુષ્યોના હસ્તમાં આયુષ્યરેખા અંગુઠાની લગોલગ જાય છે, અને શુક્રના પહાડનું બળ ઓછું કરી નાખે છે. આવી આયુષ્ય-રેખાવાળો મનુષ્ય ટાઢો, લાગણી વિનાનો, કેટલીક વખતે તામસી અને ક્રુર, સાંસારિક ઇચ્છા વિનાનો અને સ્ત્રી-જાતિ કુદરતી રીતે તેના તરફ આકર્ષાતી નથી. આવો મનુષ્ય વાંઝીયો થવાજ નીમાંયો હોય છે. એવા મનુષ્યને ભાગ્યેજ છોકરાં હોય છે. આવા મનુષ્યની સાથેનું સ્ત્રીનું લગ્ન નિરર્થક જાય છે. કારણકે સ્ત્રીસ્વભાવની સાંસારિક ઇચ્છાઓ



આકૃતિ ૯૩

આવો મનુષ્ય પૂરી કરી શકતો નથી. નિર્વંશનો ઈજારો રાખનાર એવો આ મનુષ્ય પોતાની મીલ્કત બીજાને માટેજ મૂકતો જાય છે. અજાયબીની તો એ વાત છે કે આવો મનુષ્ય લોભી પણ અતિશય હોય છે અને તેનાથી પુણ્ય-દાન-નિમીત્તે પણ પૈસો ખર્ચી શકાતો નથી. તેની લક્ષ્મીને આંબલીના બંધ બાંધ્યા હોય છે. આવા મનુષ્યનું જીવન નિરાશાવાદી હોય છે અને ઘણી વખત તે તેની તબીયતની ને માનસિક શક્તિના અભાવની ફરીયાદ કરતો માલમ પડે છે.

જ્યારે આયુષ્યરેખા હસ્તના પંઝામાં અંગુઠાથી છેટે પહોળી પથરાઈ પોંચા તરફ વળાંક લે છે ત્યારે તે શુક્રના પહાડની હદ શક્તિ અને માપમાં વધારો કરે છે. આવી આયુષ્યરેખાવાળો મનુષ્ય કામ કરવામાં ઘણો ઉત્સુક હોય છે, આશાઓના મહેલ બાંધતો હોય છે, શક્તિશાળી હોય છે, લાગણીપ્રધાન હોય છે, ઉદાર ને મોટા દીલવાળો હોય છે, આકર્ષણ શક્તિવાળો હોય છે અને ઘણી વખત વિષયાશક્ત પણ હોય છે. તેની સાથેનું લગ્ન ફળદાયી નીવડે છે સામાન્ય રીતે લાંબી આયુષ્ય-રેખાવાળો મનુષ્ય લાંબુ આયુષ્ય ભોગવે છે ને ટૂંકી આયુષ્ય-રેખાવાળો મનુષ્ય ટૂંકું આયુષ્ય ભોગવે છે.



આકૃતિ ૯૪

આયુષ્ય-રેખાના અભ્યાસમાં તેની છાપ અતિ ઉપયોગી થઇ પડે છે. દીર્ઘ આયુષ્ય રેખાવાળો મનુષ્ય દીર્ઘાયુષી હોય છે અને અલ્પ આયુષ્ય રેખાવાળો મનુષ્ય અલ્પાયુષી હોય છે. ઘણીખરી વખત મનુષ્યના બન્ને હાથમાં આયુષ્ય-રેખા જુદી જુદી છાપની હોય છે. કેટલીક વખત જમણા હાથમાં આયુષ્ય-રેખા દીર્ઘ હોય છે તો ડાબા હાથમાં ટૂંકી હોય

છે. આવી રેખાવાળો મનુષ્ય દીર્ઘ આયુષ્ય ભોગવે ખરો પરંતુ માંદગી અને આધિ, વ્યાધિ અને ઉપાધિવાળું આયુષ્ય ભોગવે છે. કેટલીક વખત જમણા હાથમાં ટૂંકી આયુષ્ય-રેખા હોય છે અને ડાબા હાથમાં દીર્ઘ આયુષ્ય-રેખા હોય છે. આવી રેખાવાળો મનુષ્ય મધ્યમ આયુષ્ય ભોગવી જીવનની સમાપ્તિ કરે છે. અલબત તે અલ્પાયુષી જ કહી શકાય. બીજી બધી રેખાઓ કરતાં આયુષ્ય-રેખા બન્ને હાથમાં જોઈ આયુષ્યની તારવણી કરવી જોઈએ.

બન્ને હાથમાં ઘટ્ટ, ઊંડી, દીર્ઘ અને સપ્રમાણ આયુષ્ય રેખાવાળો મનુષ્ય, શરીરે મજબુત, માનસિક શક્તિવાળો, કાર્ય કરવામાં ઉત્સાહી, આત્મ-શ્રદ્ધાવાળો, આધિ, વ્યાધિ ને ઉપાધીથી નહિ ડરનારો અને આંટીઘુંટી અને ઉશ્કેરણીના પ્રસંગોમાં શાંત રહી યુક્તિથી પોતાનું કાર્ય કાઢી લેવામાં તત્પર હોય છે. પણ તેને બન્ને હાથમાં મંગળની રેખાનો સાથ હોવો જોઈએ.

જ્યારે બન્ને હાથમાં સાંકડી અને પાતળી રેખાવાળો મનુષ્ય ઢીલો, પ્રતિભા વિનાનો, સહેજ મહેનતમાં કંટાળી જનારો, હતાશ જીવન વ્યક્ત કરનારો અને ચઢાએ ચખણીયું લેનારો અશાંત અને ચિંતામૂઢ બની બેબાકળો થઈ જાય છે. કેટલીક વખત તો આવો મનુષ્ય ખરૂં શું ને ખોટું શું તે પણ પારખી શકતો નથી અને કિંકર્તવ્યમૂઢ બની જાય છે. વળી તે માંદગીથી કંટાળી જનારો અને માથું દુઃખવાની અને અપચાની ફરીઆદવાળો હોય છે. આવા મનુષ્યો ડૉકટરના કાયમના દર્દી અવાજ સર્જાયા હોય છે.




આકૃતિ ૯૫

પહોળી અને છીછરી આયુષ્ય-રેખા, એ શક્તિનો અભાવ, માંદગી આગળ ટકી શકવાની હિંમતની અછત, કંગાલ અને માંદલું શરીર, શરીરનું નબળું બંધારણ, સહન કરવાની શક્તિનો અભાવ, કમજોર અને પોતાની જાતમાં પણ વિશ્વાસની ખામી બતાવે છે. આવા મનુષ્યો સાંસારિક આંટીઘુંટી ઉકેલવામાં અશક્ત હોય છે. પોતાની જાતની રક્ષાને માટે તેઓને મિત્રો, સગાંઓ અને અન્ય મનુષ્યોની ઉપર આધાર રાખવો પડે છે. જીવનના અનેકવિધ વિગ્રહમાંથી પસાર થઈને આગળ વધવાની તેમની હિંમત હોતી નથી અને તેથી તેઓ મહાન વિજયો મેળવી શકતા નથી. આવા મનુષ્યો પોચા મનવાળા હોય છે અને જ્ઞાનતંતુની શક્તિ ઉપરજ જીવનારા હોય છે. આવા મનુષ્યો સદા ઉદાસી હોય છે. આવા મનુષ્યોએ લગ્ન નહિ કરવાં જોઈએ કારણકે લગ્ન કર્યા પછી તેમનું ઘર-એક દવાખાનામાં ફેરવાઈ જાય છે-તેઓ ડૉકટરો અને વૈદ્યરાજોના કાયમના ગ્રાહક હોય છે. કેટલીક વખત તો આવાં માંદલાં મનુષ્યોને છોકરાં થતાં નથી અને થાય તો જીવતાં નથી. કોઈ ભાગ્યબળના પ્રતાપે ભાગ્યેજ એકાદ પુત્ર કે પુત્રી જીવે છે અન્ય નાશવાન થવાનેજ નિર્માયાં હોય છે. આવી આયુષ્ય-રેખાવાળી સ્ત્રીઓને ઘણીજ કસુવાવડ થાય છે અને કોઈ કોઈ વખત તો તેવી સ્થિતિમાંજ તેમનું મૃત્યુ થાય છે ઘણી વખત તો આવા સદાના દર્દી આપઘાત કરવાને પણ ઉશ્કેરાઈ જાય છે.



આકૃતિ ૯૬

નીસરણીના જેવા આકારવાળી અગર સાંકળના જેવા આકારવાળી આયુષ્ય-રેખાવાળાં માનવીઓ, ઉપર જણાવેલા પ્રકારનાં હોય છે પરંતુ



આકૃતિ ૯૭

તેમાં ફેર એટલો હોય છે કે તેઓ જીવનમાં ઘણી ભારે માંદગીઓ ભોગવે છે.

આયુષ્ય-રેખાને કાપતી દરેક નાની, મોટી રેખાઓ, જીવનના પ્રવાહને રોકે છે અને નાની કે મોટી માંદગી ક્રમશઃ ભોગવાવે છે. લાગણી પ્રધાન અને માનસિક વ્યાધીવાળા મનુષ્યની આયુષ્ય-રેખા નાની નાની ચિંતાની રેખાઓથી છવાએલી હોય છે, અને તે કાયમની ઉપાધિથી મુક્ત થતોજ નથી. ઘણી વખત તો તે હતાશ અને ઉદાસી ચહેરાવાળો માલમ પડે છે. ઘણી વખત આવા મનુષ્યની બાબતમાં રોતી રાંડ મુઆનીજ ખબર લાવે છે. આયુષ્યરેખામાં નીચેની નિશાનીઓ અડચણો ઊભી કરે છે.



આકૃતિ ૯૮

### નિશાની અને તેનાં કાર્યો:—

(૧) કાપતી રેખાઃ-

થોડી માંદગી ભોગવાવે.



આકૃતિ ૯૯

(૨) ટાપુઃ–

વિશેષ માંદગી ભોગવાવે.



આકૃતિ ૧૦૦

ટપ કે ટપકા જેવો ડાઘઃ–

ચિંતાનું કારણુ બતાવે.




આકૃતિ ૧૦૧

(૪) ભંગાણ

ચાલતા જીવનમાં પલટો કરે.




આકૃતિ ૧૦૨

આયુષ્ય-રેખામાંથી નીકળી જો એક કે બે રેખા ગુરૂના પહાડ તરફ જાય તો તેવી રેખાવાળો મનુષ્ય સારી પદવીવાળો, સત્તાવાન, ધનવાન અને ધાર્મિક થાય છે. ભાગ્યશાળી મનુષ્યોના હાથમાં ઘણી વખત આવી રેખાઓ હોય છે.



આકૃતિ ૧૦૩

આયુષ્ય–રેખામાંથી નીકળી જો એક કે બે રેખા શનિના પહાડ તરફ જતી હોય તો તેવી રેખાવાળા મનુષ્યને સ્થાવર મિલ્કતમાં, જમીન કે ઘર મેળવવામાં અને કંટ્રાકટના કામમાં સારો લાભ થાય છે.



આકૃતિ ૧૦૪

આયુષ્ય–રેખામાંથી નીકળી જો એક કે બે રેખા સૂર્યના પહાડ તરફ જતી હોય તો તેવી રેખાવાળા મનુષ્યને દોલત અને કીર્તિ બન્નેનો લાભ થાય છે.



આકૃતિ ૧૦૫

આયુષ્ય-રેખામાંથી નીકળી જો એક કે બે રેખા બુધના પહાડ તરફ જાય તો તેવી રેખાવાળા મનુષ્યને વેપારમાં ઘણી નામના અને દોલત મળે છે.



આકૃતિ ૧૦૬

આયુષ્ય-રેખામાંથી નીકળી જો એક કે બે રેખા ઉપલા મંગળના પહાડ તરફ જતી હોય તો તેવી રેખાવાળા મનુષ્યને લશ્કરી બળથી નામના અને દોલત મળે છે.

આયુષ્ય-રેખામાંથી પોંચી તરફની દિશાએ જો એકાદ શાખા ફુટે અને તે ચંદ્રના પહાડ તરફ જાય તો તેવા મનુષ્યને દૂરનો પ્રવાસ કરવો પડે છે, દરીઆપારની મુસાફરી કરવી પડે છે અને તેને વિશ્રાંતિ સુખ મળતું નથી.

જો આયુષ્ય-રેખાને છેડે ત્રિકોણના આકારનું ચિન્હ થાય તો તે મનુષ્ય મહેનતુ થાય છે અને પોતાના જ્ઞાનવડે સ્વતંત્રપણે પોતાનું ગુજરાન ચલાવે છે.



આકૃતિ ૧૦૭ અ

ગુરૂના પહાડ ઉપરથી કે તેના મૂળમાંથી નીકળી આયુષ્ય-રેખા જો પોંચીના કંકણની પહેલી રેખાને મળે તો સંપૂર્ણ આયુષ્ય-રેખા કહેવાય છે. આવી આયુષ્ય-રેખાવાળો મનુષ્ય દેશી જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે સો વર્ષનું આયુષ્ય ભોગવે છે અને વિદેશી શાસ્ત્ર પ્રમાણે સીત્તેર વર્ષનું આયુષ્ય ભોગવે છે. દરજી લોકો વાપરે છે તેવી ફુટપટીવડે આયુષ્ય-રેખાના મુળથી અંત સુધી માપ કાઢી કયે કયે સમયે ભાગ્યની ઉન્નતિ કે અવનતિ અથવા આયુષ્યની સુખાકારી કે માંદગી આવે છે તે જોવું દરેક વ્યવહારીક જ્યોતિષકારને અનુકુળ થઇ પડશે.

હે મનુષ્ય ! તારા જીવનસાફલ્ય માટે તારા જીવનને ઉત્સાહથી ભર; અને દર્પણરૂપી રેખાઓને અનુસરીને તારી આત્મજ્યોતને જાગ્રત કર; ને પ્રાપ્ત કરવાનું સત્વર પ્રાપ્ત કર.

# પ્રકરણ ૨૬ મું
## મસ્તક રેખા

મનની કામના શક્તિ, ને કલ્પના કર્તવ્યની,
ઉત્કર્ષ કાર્ય શક્તિનો, બુદ્ધિ અગમ ગમ્યની,
કાબુ ઇંદ્રિયનો રૂડો, ભાવના ભાવિતવ્યની,
જણાયે અરિસા જેવાં, મસ્તકની રેખા વડે.



**આ**લમની આંટીઘુંટીમાં મનુષ્યની મુરાદો બળ લાવવાનું જો એક માત્ર સાધન હોય તો તે તેનું મન છે. મન માયાવી છે. ઇંદ્રિજાળ સમી સોનેરી આશાઓથી તે માનવીને નચવે છે. સ્વપ્નમાં માણેલા સોહાગી સંસારની માફક તે માનવીને મુંઝવે છે; ઘડીમાં પરીઓ સાથે સહેલ કરાવે છે, તો ઘડીમાં રાક્ષસીઓના પંઝામાં ફસાવે છે; ઘડીકમાં તે સ્વર્ગનું નંદનવન રચે છે, તો ઘડીકમાં તે ધીકતી ધરાનો આસ્વાદ ચખાડે છે; ઘડીકમાં તે કોડ પતિઓના કોડ પૂરા કરવાને રાજશાહી મહેલાતો રચે છે, તો ઘડીકમાં તે રંકની ઝુંપડીની ચારે બાજુથી દાવાનળ સળગાવે છે. છતાં કષ્ટની વાત છે કે તે કાબુમાં આવતું નથી. મરકટ સમું તે એક ડાળીએથી બીજી ડાળીએ કુદાજ કરે છે. મનની આ અટપટી માયાથી મુંઝાઇનેજ અર્જુને શ્રીકૃષ્ણચંદ્રને કહ્યું છે કે વાયુ જીતવો સહેલો છે પરંતુ મન જીતવું અઘરૂં છે. **प्रमाथी बलवत् दृढम् ।** મનની પ્રબળ માયાથી કંટાળી સંત કબીર તેમના શિષ્યોને ઉદ્બોધે છે કેઃ—

મન જાય તો જાન દે, મત જાન દે શરીર,
જબ ન છૂટી કમાન તો કયું લગેગા તીર ?

યોગવાસિષ્ટ મહારામાયણમાં તો મનને બન્ધન કે મોક્ષનું સાક્ષાત્ કારણજ કહ્યું છે. **मनएव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।**

અધ્યાત્મશાસ્ત્રમાં તો મનને દશ ઇન્દ્રિઓનો રાજા કહ્યો છે. દશ ઇન્દ્રિઓ પવન વેગી અશ્વ સમાન છે અને મન તેમની લગામને કાબુમાં રાખનાર સારથિ સમાન છે. દશ ઇન્દ્રિઓ, કામ, ક્રોધ, લોભ, મોહ મદ અને મત્સરને આરે ચઢે છે ત્યારે બુદ્ધિરૂપી પીઠબળ વડે મન તેમને ષડ્રિપુના પંઝામાં ફસાતી અટકાવે છે. ષડ્રિપુમાંનો એકજ જ્યારે

અધમતાનું કારણ થઈ પડે છે ત્યારે બે, ત્રણ કે અનેક એકઠા થાય ત્યારે શો અનર્થ ન થાય ! આવા અનર્થનું એક દૃષ્ટાન્ત શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનને **શ્રીભગવદ્‌ગીતા**માં કહ્યું છે કેઃ—

**कामात् क्रोधो प्रभवति क्रोधात् संमोहुपजायते ।**
**संमोहात् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥**

મનના શાસ્ત્રને માનસશાસ્ત્ર ( Psychology ) કહે છે. માનસશાસ્ત્રના અભ્યાસીને "મન" એ ચેતનનો મહાસાગર છે. "મન"નું મુખ્ય પ્રવૃત્તિસ્થાન "મગજ" છે. મગજદ્વારા મન મનુષ્યની સ્થિતિ, ગતિ ને વૃત્તિનું સંચાલન કરે છે; તેના તર્ક-વિતર્ક, કલ્પના, વિચાર, ઇચ્છા ને ને દૃઢ નિશ્ચયનું પ્રતિપાદન કરી તેની પાસે કર્તવ્યાકર્તવ્યનું પ્રતિપાલન કરાવે છે; તેની સહજાવૃત્તિ કે ચિંતા, પ્રેમ કે ધિક્કાર, લાગણી કે ભાવનું પુર વહેવરાવી તદનુસાર તેની પાસે આચાર કરાવે છે. આ પ્રમાણે "મન" એ મનુષ્યના જીવનનો મુખ્ય પાયો છે. જગતમાં જીત કે હારનું તે મુખ્ય કેન્દ્રસ્થાન છે. અધ્યાત્મશાસ્ત્રને માનસશાસ્ત્રમાં જે કર્તવ્ય "મન" કરે છે તે જ કર્તવ્ય જ્યોતિષશાસ્ત્રમાં મસ્તક—રેખા કરે છે.

ગુરૂના પહાડની નીચેથી નીકળી મંગળ કે ચંદ્રના પહાડ તરફ જતી, હૃદય-રેખા ને આયુષ્ય-રેખાની વચ્ચે સમાન અંતરે જતી રેખાને મસ્તક-રેખા કહે છે...........




આકૃતિ ૧૦૮

મસ્તકરેખા મનુષ્યના મનની શક્તિ, સ્થિતિ, ગતિ, પ્રકાર, ધ્યાન કે એકાગ્રતાની શક્તિ અને આત્મ-સંયમની શક્તિ બતાવે છે. મનુષ્યનું ભાવિ ઘડવામાં મન અતિ અગત્યનો ભાગ ભજવે છે અને તે દૃષ્ટિએ મસ્તક-રેખા એ ઘણી જ અગત્યની રેખા છે. હેતુની ચોક્કસતાથી, દૃઢ નિશ્ચયથી અને તે પ્રમાણે કર્તવ્ય

કરવાથી મનુષ્યના મનની મુરાદ પૂરી થાય છે. મનની શક્તિ અમોઘ છે. તે પ્રત્યેક માનવીના જીવનમાં ચેતના પ્રગટાવે છે.

સામાન્ય રીતે પ્રત્યેક મનુષ્યના હસ્તમાં ત્રણ રેખા તો હોય છેજ.. (૧) આયુષ્ય–રેખા, (૨) મસ્તક–રેખા અને (૩) હૃદયરેખા.

પરંતુ કેટલાક મનુષ્યના હાથમાં ફક્ત બેજ રેખા હોય છે. (૧) આયુષ્ય–રેખા (૨) મસ્તક-રેખા અગર હૃદય–રેખા. આવી વખતે મસ્તક–રેખા અને હૃદય–રેખા એ બેમાંથી કઈ રેખા અદૃશ્ય છે તે જાણવું અઘરૂં થઇ પડે છે. પ્રત્યક્ષ કે પરોક્ષ રેખાની સ્થિતિ અને ગતિ પ્રમાણે તેની હાજરી કે ગેરહાજરી જાણી શકાય છે. સામાન્ય રીતે સોમાં નવ્વાણું ટકા હૃદય-રેખાજ અદૃશ્ય હોય છે. મસ્તક–રેખા અન્ય રેખાઓની આદ્યશક્તિ હોઇ તે ભાગ્યેજ અદૃશ્ય હોઈ શકે છે.

જે મનુષ્યના હાથમાં હૃદય–રેખાના સાથ વિનાની મસ્તક-રેખા હોય છે તે મનુષ્ય લાગણી વિનાનો, હૃદય વિનાનો, દયા વિનાનો, ક્રુર અને વખત આવે ઘાતકી વિચાર ને આચારનો હોય છે. તે કંજુસનો કકડો, લોભી અને વેરની વસુલાત કરનારો થાય છે તે ધનને માટે મરી પડનારો, કઠણ કાળજાનો અને થોભ વિનાના લોભવાળો હોય છે.

મસ્તક–રેખા પ્રમાણ–સર લાંબી હોવી જોઇએ અને ગુરૂના પહાડના મુખમાંથી નીકળી મંગળ અને ચંદ્રના પહાડના મધ્યભાગ તરફ તેનો ઢોળાવ હોવો જોઇએ. લાંબી મસ્તક રેખાવાળો મનુષ્ય મજબુત માનસિક શકિતવાળો હોય છે.



આકૃતિ ૧૦૯

ટૂંકી મસ્તક–રેખાવાળો મનુષ્ય નબળી માનસિક શકિતવાળો હોય છે. તે ઘણી વખત અસ્થિર મગજનો અને વારે વારે પોતાના વિચાર બદલે છે. ટૂંકી મસ્તક–રેખા ખાસ ધ્યાનપૂર્વક નીહાળવી જોઇએ. કેટલીક વખત ટૂંકી મસ્તક–રેખા જ્યાં આગળ અટકે છે ત્યાં આગળ મનુષ્ય મૂઢ મતિનો થાય છે.




આકૃતિ ૧૧૦

જો ટૂંકી મસ્તક-રેખાના અંતે તારાનું ચિન્હ હોય તો તે મનુષ્યનું મોત અકસ્માતથી થાય છે. જો ટૂંકી આયુષ્ય-રેખા અને ટૂંકી મસ્તક-રેખા બન્નેને અંતે તારાનાં ચિન્હ હોય તો ભરયુવાનીમાં તે મનુષ્યનું મોત થાયજ. ચોકડીનાં ચિન્હ પણ તેટલાંજ ભારે છે. રેખાની લંબાઈમાં તેનું માપ હંમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ.




આકૃતિ ૧૧૧

જો મસ્તક-રેખા આખા હાથની આરપાર સીધી ચાલી જતી હોય અને હૃદય-રેખા સાધારણ હોય તો આવી રેખાવાળો મનુષ્ય મનથી અને મગજથી જ કામ કરનારો હોય છે. તે હૃદયમાં ભાવ ને લાગણીને દબાવી દઈ, મનમાં ધારેલા કાર્યના દૃષ્ટિબિંદુથી જ સઘળી વસ્તુઓ નિહાળી તે પ્રમાણે કર્તવ્ય કરે છે આવો મનુષ્ય અતિશય લોભી થાય છે. વખત આવે તે પ્રેમને પણ વિસરી જાય છે. દરેકે દરેક વસ્તુમાં તે પોતાના સ્વાર્થનું અને વ્યવહારનું દૃષ્ટિબિંદુ જ આગળ ધરે છે. આંખને આંજી નાખતી સુંદર વસ્તુઓની તેને પરવા

હોતી નથી. હૃદયને કરૂણાથી ભરતા ભાવની તેને અસર થતી નથી. તેને ફક્ત તેના સ્વાર્થની જ અસર થાય છે.



આકૃતિ ૧૧૨

મસ્તક-રેખાની શરૂઆતનું બિંદુ અથવા મૂળ, ધ્યાનપૂર્વક તપાસવું જોઈએ. ઘણાખરા મનુષ્યોના હાથમાં મસ્તક-રેખા શરૂઆતમાં આયુષ્ય-રેખાને ચોંટી રહેલી અને તેમાંથી જ ફૂટતી માલુમ પડે છે. આવી મસ્તક-રેખાવાળા મનુષ્યે બાળપણમાં પોતાના જીવન અને વિકાસ માટે અન્યની ઉપર આધાર રાખેલો હોવો જોઈએ.

ઘણા ખરા મનુષ્યોના હાથમાં મસ્તક-રેખા આયુષ્ય-રેખાની સાથે લાંબા ગાળા સુધી ચોંટી ગયેલી હોય છે અને ત્યારબાદ તે તેમાંથી છૂટી પડે છે. આવી મસ્તક-રેખાવાળા મનુષ્યો આત્મ-વિશ્વાસુ હોતાં નથી. દૃઢ નિશ્ચયથી તે પોતાનાં કાર્યોનો ઉકેલ પોતે કરી શકતાં નથી અને પારકાની શિખવણીથી, દોરવણીથી અને સલાહથી તે પોતાનાં કર્તવ્યો કરે છે. તેઓ પોતાના પ્રભાવની છાપ અને પોતાની કુશાગ્રબુદ્ધિની છાપ સામાની ઉપર પાડી શકતાં નથી.



આકૃતિ ૧૧૩

જે સમયે મસ્તક–રેખા આયુષ્ય–રેખાથી જૂદી પડે છે તે સમયથીજ તે પોતાનાં કર્તવ્યો પોતાની બુદ્ધિથી કરતાં થાય છે છતાં ય પૂર્વ સંયોગની અસર તેમના જીવનમાં ઘણા લાંબા વખત સુધી રહે છે.




આકૃતિ ૧૧૪

જે મનુષ્યના હાથમાં મસ્તક–રેખા આયુષ્ય-રેખાથી ચોકખેચોકખી છૂટી પડે છે, તે મનુષ્ય પોતાની જાત ઉપરજ આધાર રાખનારો, પ્રબળ આત્મશ્રદ્ધાવાળો, પોતાની જાતેજ વિચાર કરી કર્તવ્ય કરવાવાળો, પોતાના કાર્યની ઘટના પોતેજ કરવાવાળો અને પોતાના વિચાર તેમજ આચારમાં સ્વતંત્ર અને હિંમતવાળો હોય છે.




આકૃતિ ૧૧૫

પરંતુ મસ્તક–રેખા આયુષ્ય–રેખાથી હદથી વધારે છૂટી પડેલી નહિ હોવી જોઈએ. નહિ તો આવો મનુષ્ય કોઈ વખત ગંભીર ભૂલો કરી બેસવાનો સંભવ છે જેના પરિણામથી ઘણી વખત પસ્તાવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. ઘણી વખત આવો મનુષ્ય હદથી વધારે ક્રોધી થઈ જાય છે અને આંધળીયાં કરીને નહિ કરવાનું કર્તવ્ય કરી બેસે છે.

કેટલીક વખત મસ્તક–રેખા આયુષ્ય–રેખાની અંદર નીચલા મંગળના પહાડ ઉપર પહોંચી, પછી આયુષ્ય–રેખાને ઓળંગી જઈ, હાથના પંઝામાં



આકૃતિ ૧૧૬

ફેલાય છે. આવી મસ્તક–રેખાવાળો મનુષ્ય અસ્થિર મગજનો હોય છે. તે ઉત્સાહથી ઘણાં કાર્યો શરૂ કરે છે અને મરતા પહેલાં તેમાં અગણિત ફેરફારો કરે છે. તેનાં ઘણાં કાર્યો તો અધવચ્ચેજ અટકી પડે છે. તે ઘડીકમાં આ અને ઘડીકમાં તે ધંધા ઉપર કૂદનારો મનુષ્ય હોય છે. કોઈપણ ધંધામાં તે લાંબો વખત સુધી ટકી શકતો નથી તેથી તેને વિજય મળતો નથી–વિજય મળવાના વખત પહેલાં તો તેણે ધંધો બદલી નાખ્યો હોય છે. તે વારે વારે પોતાના અભિપ્રાયો બદલે છે અને લાંબા વખત સુધી તે પોતાના અભિપ્રાયોને વળગી રહેતો નથી. આવો મનુષ્ય પોતાનાં દૃષ્ટિ–બિંદુઓમાં ઘણો ગાઢ અને ઉત્સાહી હોય છે અને તે દૃષ્ટિબિંદુઓ અમલમાં મૂકવા માટે તાત્કાળીક નિશ્ચય કરી નાખે છે અને મનનો વિચાર પલટાતાં તેટલાજ ઉત્સાહથી અને શક્તિથી તે પોતાનાં દૃષ્ટિબિંદુઓ ફેરવી નાખે છે તેથી હાથમાં આવેલો નફો કે વિજય તે ગુમાવી બેસે છે. તે પોતાનો કક્કો બીજાની પાસે ખરો કરાવવાને જક્કી બને છે અને તેથી ઘણીખરી વખત તે તકરારનું કારણ થઈ પડે છે. આવા મનુષ્યમાં બે મહાન અપલક્ષણો હોય છે. (૧) વારે વારે બદલાતું મન અને (૨) તકરારીઓ સ્વભાવ. તે બીજું કયું પગલું ભરશે તે લોકો ધારી શકતા નથી.

કેટલીક વખતે મસ્તક-રેખા ગુરૂના પહાડમાંથી ઊગે છે આવી રેખાવાળા મનુષ્યો અજબ મગજ-શક્તિવાળા હોય છે, પ્રબળ આત્મ-વિશ્વાસુ હોય છે, અને તેઓ લોકના નેતા થાય છે. અન્ય મનુષ્યોને તે સહેલાઈથી પોતાના પક્ષમાં લઈ ઘણી વખત પોતાનું ધાર્યું કરી જાય છે. તેઓ મુત્સદી હોય છે અને લોકના સાથમાં સાથ મીલાવી તે તેમને પોતાના ધારેલા માર્ગે દોરી જાય છે. ઘણી વખત તો તે લોકના દાસ થવાનો ઢોંગ કરી, તેમના શિરતાજ બની બેસે છે. તેઓ પ્રભાવશાળી, કાર્યદક્ષ અને કુશાગ્ર બુદ્ધિવાળા હોય છે.



આકૃતિ ૧૧૭

કેટલીક વખતે મસ્તક-રેખા ગુરૂના પહાડની નીચે આયુષ્ય-રેખામાંથી ઊગે છે, પરંતુ એ મસ્તક-રેખાની એક શાખા ગુરૂના પહાડ પર જતી ફૂટે છે. આવી રેખાવાળા મનુષ્યોના મનમાં દિનપ્રતિદિન ઊંચી ને ઊંચી સ્થિતિએ પહોંચવાની અભિલાષાઓ જાગ્રત રહે છે. દિનપ્રતિદિન પ્રખ્યાત થવાના તે ઉપાયો યોજે છે અને રોજબરોજ ધનવાન બનવાના તે પ્રયાસો કર્યેજ જાય છે. તેમનું ધારેલું કર્તવ્ય તે થોડા પ્રયાસે સિદ્ધ કરી શકે છે.



આકૃતિ ૧૧૮

મસ્તક-રેખાના ઢોળાવની બાબત પણ અતિ અગત્યની છે. મસ્તક-રેખા જો સીધી ને સીધી હાથના પંઝામાંથી પસાર થઈ મંગળના પહાડ તરફ જાય તો તેવી રેખાવાળો મનુષ્ય દૃઢ નિશ્ચયી, પ્રબળ માનસિક શક્તિ ધરાવનાર, કુશળ અને વ્યવહારૂ હોય છે. તે પોતાનો સ્વાર્થ સાધવામાં વધારે તલ્લીન બને છે અને તેને લઇને બહારની દુનીઆના વાતા-વરણની અસર તેના મન ઉપર ઝાઝી થતી નથી. દરેક વસ્તુને તે વ્યવ-હારના ને સામાન્ય બુદ્ધિના દૃષ્ટિ-બિંદુથીજ નીહાળે છે અને તેના




આકૃતિ ૧૧૯

ખપની ન હોય તે બધી વાતો એક કાને સાંભળી બીજા કાને કાઢી નાખે છે. કેટલીક વખત તો આવો માણસ લાગણી વિનાનો, ઠંડો અને ક્રુર થઈ જાય છે અને તેથી સંજોગાનુસાર વર્તી શકતો નથી. દરેક મનુષ્ય પાસે તે પોતાનું ધાર્યુંજ કામ કરાવવાનો મતનો હોઈ તેને ગણ્યા ગાંઠ્યાજ મિત્રો હોય છે. કેટલીક વખતે તો તે બહુજ સાંકડા વિચારવાળો ને સંકુચિત વૃત્તિનો થઈ જાય છે અને તેને અંગે તે દુનિઆની પરવા કરતો નથી અને દુનીઆ તેની પરવા કરતી નથી. સ્વાર્થ સિવાયની કોઈપણ જાતની કલ્પના કે કોઈપણ જાતનો આદર્શ તેના મનમાં વસતાં જ નથી, આથી કેટલીક વખતે તેનું જીવન શુષ્ક અને નિરસ બની જાય છે.



જો મસ્તક–રેખા ગુરૂના પહાડ ઉપર અગર તો તેની નીચે લાગે છે તો તેવી રેખાવાળા મનુષ્યમાં ગુરૂની આંગળી ને ગુરૂના પહાડના ગુણ દુર્ગુણની અસર થાય છે. સામાન્ય રીતે મસ્તક રેખાનો ઢોળાવ ગુરૂ અને શનીના પહાડની વચ્ચે ઊંચો હોય છે.

આકૃતિ ૧૨૦

જો મસ્તકરેખા તેની ગતિમાં શનીની આંગળી અને પહાડની તરફ ઊંચા ઢોળાવે થઈને જાય તો તેવા મનુષ્યમાં શનાની આંગળીના તથા પહાડના ગુણ–દુર્ગુણની અસર થાય છે જો શનાની આંગળીનો પહેલો અને ઉપલો વેઢે બીજા બે વેઢા કરતાં લાંબો ઘટ્ટ અને મજબુત હોય તો તે મનુષ્ય માનસિક દુનીઆમાં રમી અભ્યાસ અને શોધખોળની વૃત્તિવાળો થશે. જો મધ્યમ વેઢો બીજા બે વેઢા કરતાં વધારે બળવાન હોય તો તે મનુષ્ય ખેતીવાડી, ખાણનું ખોદાણ કામ




આકૃતિ ૧૨૧

અને વનસ્પતિ શાસ્ત્રનો શોખીન થશે અને તેમાંથી ધનપ્રાપ્તિ કરવા કરશે. જો છેલ્લો અને નીચલો વેઢો પહેલા અને બીજા કરતાં વધારે બળવાન હોય તો તે મનુષ્ય ગમે તે પ્રકારે ધન એકઠું કરવા તરફ દૃષ્ટિ દોડાવશે.

જો મસ્તક-રેખા તેની ગતિમાં રવિ અથવા સૂર્યની આંગળી અને




આકૃતિ ૧૨૨

પહાડ તરફ ઊંચા ઢોળાવે થઇને જાય તો તેવા મનુષ્યમાં રવિની આંગળી તથા પહાડના ગુણ-દુર્ગુણની અસર થાય છે. જો રવિની આંગળીનો પહેલો અને ઉપલો વેઢો બીજા બે વેઢા કરતાં લાંબો, ઘટ્ટ અને મજબુત હોય તો તે મનુષ્ય માનસિક દુનીઆમાં રમી, શુદ્ધ અને સાદી કળા તરફ વળી એક ઉત્તમ કળાકાર થશે. જો મધ્ય વેઢો પહેલા અને ત્રીજા વેઢા કરતાં બળવાન હોય તો તે મનુષ્યમાં ધન અને સૌંદર્યનો લોભ સંયુક્ત રીતે એવડાશે. જો છેલ્લો અને નીચલો વેઢો બળવાન હશે તો તે મનુષ્ય દેખાવ કરવામાં અને ઉપર ઉપરનો ભપકો કરવામાં પાવરધો થશે.

જો મસ્તક-રેખા તેની ગતિમાં બુધની આંગળી અને પહાડ તરફ




આકૃતિ ૧૨૩

ઊંચા ઢોળાવે થઇને જાય તો તેવા મનુષ્યમાં બુધની આંગળીના તથા પહાડના ગુણ-દુર્ગુણની અસર થાય છે. જો બુધની આંગળીનો પહેલો અને ઉપલો વેઢો બીજા બે વેઢા કરતાં લાંબો, ઘટ્ટ અને મજબુત હોય તો તે મનુષ્ય માનસિક દુનીઆમાં રમી, સુંદર ભાષામાં સારી રીતે સમજાવનાર, માનસિક શક્તિથી સામા ઉપર મોહમંત્ર જેવી અસર કરનાર, એક સુંદર વકતા અને ભાષણ કરનાર થશે. જો બીજો વેઢો પહેલા

અને ત્રીજા વેઢા કરતાં વધારે બળવાન હોય તો તે મનુષ્ય વૈજ્ઞાનીક શોધખોળમાં પારંગત થશે, એક સારો વૈદ્ય કે ડૉક્ટર બનશે એક વિદ્વાન શિક્ષક બનશે અગર તો એક મુત્સદી વકીલ બનશે. જો નીચલો અને છેલ્લો વેઢો મજબુત હશે તો વેપાર-રોજગાર, સટ્ટો કે કુડ-કપટથી અગર તો ગમે તે રીતે ધન ઉપાર્જન કરવામાં શક્તિમાન થશે.


આકૃતિ ૧૨૪

જો મસ્તક-રેખા પાણીના રેલાની માફક ચઢઉતર કરતી ગતિ કરતી જાય તો તે મનુષ્ય અસ્થિર મગજવાળો અને વારેવારે પોતાના કાર્યના હેતુ બદલનારો થાય છે-આવી રેખાવાળા મનુષ્યોની શીખામણ કે સલાહ પ્રમાણે વર્તવાથી લાભ કરતાં હાનિ વિશેષ થાય છે.


આકૃતિ ૧૨૫

કેટલીક વખત મસ્તક-રેખા હૃદય-રેખા તરફ આકર્ષાય છે અને તેની લગોલગ થવા ઊંચા ઢોળાવે ચઢે છે. આવી રેખાવાળો મનુષ્ય લાગણીથી ભરપુર, પ્રેમાળ અને સ્નેહાળ વિશેષ હોય છે. મસ્તક કરતાં હૃદયથી તે અન્યની ઉપર વિજય મેળવવા પ્રયાસ કરે છે-આવા મનુષ્યો ઘણીવાર લાગણીવશ થઈ કર્તવ્યો કરે છે અને જો તેમની લાગણી અસ્થાને અને કુપાત્રે વળી જાય છે તો તેમને ઘણી વખત

પસ્તાવું પડે છે. જો મનુષ્યના હાથમાં મસ્તક-રેખા કરતાં હ્રદય-રેખા વધારે બળવાન હોય અને ઊંડી હોય તો તે મનુષ્ય બુદ્ધિને દબાવી દઈ, લાગણીને વશ થઈ કાર્ય કરશે અને જો હૃદય-રેખા કરતાં મસ્તક-રેખા વધારે ઊંડી અને બળવાન હશે તો તે બુદ્ધિથી લાગણી અને સ્નેહભાવને દબાવી દઈ કર્તવ્ય કરશે.



આકૃતિ ૧૨૬

જો મનુષ્યના હાથમાં મસ્તક-રેખા ફૂટીને હૃદય-રેખામાં ભળી જાય છે તે મનુષ્ય ઇચ્છાને આધીન થઇને, લાગણીને વશ થઈને કે વિકારથી ઉન્મત્ત બનીને પોતાના મનનો કાબુ ગુમાવી બેસે છે અને ઘણી વખત તે ફોજદારી ગુન્હા કરવાને ઉશ્કેરાઈ જાય છે અને કેટલીક વખત તો તે ગુન્હા કરી પણ બેસે છે.

[illegible] • જો મસ્તક-રેખાનો છેડો બુધની આંગળીને પહાડ તરફ ઊંચો જાય છે તો તે મનુષ્ય સ્વાર્થાંધ થઈ, પૈસા એકઠા કરવામાં જ શૂરો, પુરો રહે છે. આવી રેખાવાળો મનુષ્ય જો શેઠ કે માલીક હોય છે તો તે તેના નોકરો પસે ઘાતકીપણે કામ લે છે અને પોતાની બનતી બધી શક્તિથી તે તેઓની પાસે ઓછામાં ઓછા પગારે વધારે ને વધારે વૈતરૂં કરાવે છે. આવી રેખાવાળો મનુષ્ય પ્રમાણીકપણે કે અપ્રમાણીકપણે-



આકૃતિ ૧૨૭

ગમે તે પ્રકારે પૈસો એકઠો કરવામાં રચ્યોપચ્યો રહે છે. આવા મનુષ્યનો એ માત્ર દેવ પૈસોજ હોય છે. તેમને મન પૈસો એજ પરમેશ્વર. બીજા તમા ભાવોને દાબી દઈ તે પૈસાનો પૂજારી થઇનેજ મરે છે. જો આવા મનુષ્ય હૃદય-રેખા ન હોય તો સમજવું કે ગમે તેવાં કાળાં-ધોળાં કરતા બીલકુલ અચકાશે નહિ. આવા મનુષ્યો શઠ અને દગલબાજ થવાનો નિર્માણ થએલા હોય છે.

જ્યારે મસ્તક-રેખા ઉપલા મંગળના પહાડ ઉપર પહોંચે છે ત્યા મનુષ્ય સઘળી વસ્તુને વ્યવહારી અને દુનિયાદારીના દષ્ટિબિંદુથ નિહાળે છે. મસ્તક-રેખાની અ મધ્યમ સ્થિતિ છે.



આકૃતિ ૧૨૮

ઘણાખરા મનુષ્યોના હાથ મસ્તક-રેખા ચંદ્રના પહાડ તર ઢળતી હોય છે. આવા મનુષ્ કલ્પનાને આધીન થઈ વર્તે છે અ તેથી તે ઓછા વ્યવહારીક અ ઓછા દુનીઆદારીના દષ્ટિબિંદુવા હોય છે.

ચંદ્રના પહાડ પર પહોંચતી મસ્તકરેખાવાળા મનુષ્યો તાર્કિક હોર કાલ્પનીક સૃષ્ટિમાં વિહાર કરવાવાળા હોય છે. તેઓ એક રીતે કલ્પના પ્રાણીઓ હોય છે અને કલ્પનામાંજ તેમને આનંદ મળે છે. આ દુનીઅ વ્યવહારીક સુખ તેમને ઘણી વખત અકારૂં થઈ પડે છે અને તેથી કલ્પનાના સર્જનમાં મસ્ત બની કાલ્પનીક સૃષ્ટિના સુખમાં મગ્ન બને મહાન કવિઓ, લેખકો, નવલકથાકારો, અને પ્રબળ વક્તાઓના હાથ હંમેશાં મસ્તક-રેખા ચંદ્રના પહાડ તરફ ઢળતી અગર તો ચંદ્રના પહ ઉપર થઇને પસાર થતી હોય છે.

પણ હદથી વધારે તર્ક અને કેવળ કલ્પના મનુષ્યમાં એક જાતની ઘેલછા અને ગાંડાઈ ઉત્પન્ન કરે છે. આવા મનુષ્યો હંમેશાં પોતાની ધૂન અને તાનમાં મસ્ત રહે છે. જો ચંદ્રના પહાડ ઉપર થઈ પસાર થતી મસ્તક-રેખાને છેડા ઉપર તારાનું ચિન્હ હોય તો તેવી રેખાવાળા મનુષ્યો ગાંડા બની જાય છે; જો સાંકળનું ચિન્હ હોય તો તેવી રેખાવાળા મનુષ્યો અસ્થિર મગજના બની જાય છે; જો ચોકડીનું ચિન્હ હોય તો તેમની માનસિક શક્તિ કામ કરતી બંધ પડે છે અને થોડા વખત માટે ગાંડા પણ બને છે. ને જો ટાપુ કે ટપકાનું ચિન્હ હોય તો મગજ બહેર મારી જાય છે. મસ્તક-રેખા ઉપર તારા અને ચોકડીનાં ચિન્હો ઘણાં ભયંકર છે; કેટલીક વખત તો તેને લીધે માનવીને દુ:ખદાયી અકસ્માતો સહન કરવા પડે છે.




આકૃતિ ૧૨૯
(સરખાવો આકૃતિ ૧૧૦)

કેટલીક વખત મસ્તક-રેખા તેના છેડે ચિપિયા આકારની થાય છે. આવી રેખાવાળા મનુષ્યોમાં વ્યવહારનું અને કલ્પનાનું, આ દુનીઆનું અને પરદુનીઆનું બન્નેનું જ્ઞાન હોય છે. તેઓ શ્રી અને બન્નેના સ્વામી થઈ શકે છે. તેઓ ભારે મુત્સદી અને રાજદ્વારી થઈ શકે છે. રાજ્યના એલચી તરીકે તેઓ ભારે પ્રભુત્વ મેળવી શકે છે. તેઓ રંગભૂમિના મહાન સુત્રધાર અને વ્યવસ્થાપક થઈ શકે છે.




આકૃતિ ૧૩૦

ધારે તો તે મહાન લેખક, કવિ અને નવલકથાકાર થઈ શકે છે, અને સાથે સાથે વ્યવહારીક બુદ્ધિથી વહેપાર, ખેતી કે નોકરી કરી સારૂં ધન પણ પ્રાપ્ત કરી શકે છે. આવા મનુષ્યોની ભાષા બેવડા અર્થવાળી હોય છે અને વખત આવે તેમને જૂઠું બોલતાં વાર લાગતી નથી. મસ્તક-રેખાના અંતમાં ચિપીઓ એ સારા હાથમાં ઘણું સારૂં ચિન્હ ગણાય છે. જો ચિપીઆનું પાંખીઉં મંગળના તરફ વધારે ઢળતું હોય તો તે મનુષ્ય ધન કમાવા તરફ વધારે લક્ષ્ય રાખે છે અને જો ચિપીઆનું પાંખીઉં ચંદ્રના તરફ વધારે ઢળતું હોય તો તે મનુષ્ય કલ્પના, કાવ્ય અને લખાણ તરફ વધારે લક્ષ્ય આપે છે

કેટલીક વખત મસ્તક-રેખાના અંતમાં ત્રણ પાંખીઆં હોય છે, એક પાંખીઉં બુધ તરફ જાય છે, એક મંગળ તરફ જાય છે અને એક ચંદ્ર તરફ જાય છે. ત્રણ પાંખીઆંવાળી મસ્તક-રેખા સારામાં સારી મસ્તક રેખા કહેવાય છે. આવી રેખાવાળો મનુષ્ય એક મહાન વહેપારી, એક મહાન યોદ્ધો અને સાથે સાથે એક મહાન કવિ કે લેખક થઈ શકે છે. તે ધારે તે કર્તવ્ય કરી શકે છે અને થોડી મહેનતે તેને વિજય મળે છે. આવી રેખાવાળા મનુષ્યો વિજય મેળવવા માટેજ જન્મ્યા હોય છે.



આકૃતિ ૧૩૧

# પ્રકરણ ૨૭ મું

## હૃદય-રેખા

પ્રેમના બંધમાં બાંધ્યા, શ્રીરાધા રટતા ફરે,
ગોપાળે વ્યાકુળા ગોપી, ગરવી તજી નીસરે.

(જયદેવ)



હૈયાના હેતની વર્ષા, સ્નેહીનાં સોણલાં રુડાં,
ભાવની ભરતી સોહે, હૃદયની રેખા વડે;
પ્રાણની પ્રેરણા શક્તિ, પ્રકૃતિ પુરૂષતત્ત્વની,
વિકૃતિ અંગની ઓપે, હૃદયની રેખા વડે.



પ્રેમની અનુપમ અમીથીજ કુદરતની ફુલવાડી ફોરી રહી છે. હૈયાનાં હેતની વર્ષાથીજ વસુંધરા વિકસી રહી છે. પરોપકારી પુરૂષોના પ્રભુત્વથીજ વિશ્વનું નુર ઝળહળી રહ્યું છે. માનવ જાતનું કલ્યાણ કરવાવાળા મહા-પુરૂષોથીજ જડ જગતમાં ચેતના પ્રગટી રહી છે. કુરબાની ને સ્વાત્માર્પણ કરવાવાળી વ્યક્તિઓથીજ દેશાભિમાનની જ્વલંત જ્યોત એકેએક દેશીના દિલમાં પ્રગટી ઊઠી છે. સ્વીકૃત સમાજની સેવા કરવાવાળા સેવાભાવી નર-નારીઓથીજ સમાજનું પ્રભુત્વ ટકી રહ્યું છે. કુળલક્ષ્મીઓની કુર-બાનીની કથાથી ને કુળધુરંધરોની પ્રેરણાશક્તિથીજ સ્વકુળની મહત્તા ટકી રહી છે. પ્રેમના બંધનમાં બંધાઈ, પ્રેમી માટે સર્વ સમર્પણ કરવાની શક્તિવાળાં સીતા-રામ, રાધા-કૃષ્ણ, લયલા-મજનુ, શીરીં-ફરહાદ, પદ્માવતી -જયદેવ જેવાં યુગલોથીજ સહરાના રણ સમાન જીવનના ઉજ્જડ વેરાન-માંય પ્રેમની મીઠી વીરડીઓ વહી રહી છે. જીવનના કારમામાં કારમા પ્રસંગેય સ્નેહીનું એક મીઠું સોણલું, એક મીઠી ભાવની ભરતી, પ્રાણે પ્રાણના મીલનની એક અનુપમ પ્રેરણાશક્તિથી આખું જીવન કૃતાર્થ કરવા વ્યક્તિ કે સમષ્ટિ તૈયાર થાય છે, એ સર્વ પ્રભાવ હૈયાના હેતનો છે.

હૈવાસૂનાં માનવીઓથી-માનવ રાક્ષસોથી જગતની ઉપર અપરંપાર કષ્ટો નાખવામાં આવ્યાં છે, ધીકતી ધરા અમલમાં મૂકાઈ છે, માનવ માત્રના સંહારનો અખતરો અજમાવવામાં આવ્યો છે. એવા નરરાક્ષસોજ ભગવાન શંકરના તાંડવ નૃત્યનો આરંભ કરી ત્રિલોકનો પ્રલય કરવા તત્પર થયા છે, એ વાત આધુનિક જગતના ઇતિહાસમાં અજાણી નથી. જ્યોતીષશાસ્ત્રની દૃષ્ટિથી આ સર્વ વસ્તુ હૃદય-રેખાથી જાણી શકાય છે. હૃદય-રેખા ગુરૂની આંગળીની નીચેના ભાગમાંથી અગર તો એ ભાગ આગળથી નીકળે છે અને ગુરૂનો પહાડ, શનિનો પહાડ, રવિનો પહાડ અને બુધનો પહાડ નીચેના ભાગમાંથી વટાવી જઈ હાથના છેડે મંગળના પહાડની ઉપર મળે છે.



આકૃતિ ૧૩૨

હેતાળ અને ઉદાર હૃદયવાળા મનુષ્યના હાથમાં સુંદર, ઊંડી અને સ્પષ્ટ હૃદય-રેખા હોય છે. પરંતુ કેટલાક મનુષ્યના હાથમાં બીલકુલ હૃદય-રેખા હોતીજ નથી. આવી હૃદય-રેખા વિનાનો મનુષ્ય લાગણી વિનાનો, ઠંડો, ક્રૂર અને સ્વાર્થી હોય છે. પોતાનો સ્વાર્થ સાધવાને તે અન્યને ગમે તેટલું નુકશાન થાય તેની પરવા કરતો નથી. પારકાના ભોગે પણ તે પોતાનો જરા જેટલો સ્વાર્થ સાધ્યા સિવાય રહેતો નથી.



આકૃતિ ૧૩૩

હૃદય-રેખા વિનાના આવા સ્વાર્થાંધ મનુષ્યથી ચેતવું ઘટે છે. તેની મૈત્રી પણ નકામી છે. ક્યારે તે તમને દગો કરશે તે કહી શકાય નહિ. આવા મનુષ્યો ઘણે ભાગે દગાખોર અને વિશ્વાસ-ઘાતી નીવડે છે. તેઓ નાની નાની બાબતમાં પણ અપ્રમાણીક થતાં અચકાતા નથી. હૃદય-રેખા વિનાના મનુષ્યની ટચલી આંગળી અગર બુધની આંગળી જો વળેલી હોય અગર તો ગાંઠા ગાંઠાવાળી હોય તો તેનો સ્વપ્ને પણ વિશ્વાસ ન કરવો. પૈસા મેળવવા માટે આવો મનુષ્ય જૂઠું બોલતાં, છેતરતાં, ચોરી કરતાં અગર તો નાનું મોટું ગમે તે પાપ કરતાં અચકાતો નથી, કે રજનું ગજ કરતાં ખચકાતો નથી.

જો હૃદય-રેખા ગુરૂના પહાડ ઉપરથી નીકળી આગળ વધી હાથના છેડાને મળે તો તેવી રેખાવાળો મનુષ્ય પ્રેમને આદર્શ માને છે, પ્રેમને ભક્તિનું સ્વરૂપ આપે છે, પ્રેમને હૃદયમૂર્તિનું પ્રતિબિંબ માને છે. પોતાની પ્રેમ-મૂર્તિ માટે આવો પુરૂષ ગમે તેવી અધમ સ્થિતિ સ્વીકારવા પણ તૈયાર થાય છે આઠમા એડવર્ડ અગર ડયુક ઑફ વીન્ડસરનો દાખલો તાદ્રશ પુરાવો રજુ કરે છે. પોતાની પ્રેમમૂર્તિ મીસીસ સીમ્પસન માટે આઠમા એડવર્ડે બ્રિટિશ સામ્રાજ્યની ગાદીનો પણ ત્યાગ કર્યો,



આકૃતિ ૧૩૪

અને ડયુક ઑફ વીન્ડસરની સામાન્ય સ્થિતિમાં રહેવાનું પસંદ કર્યું. નળને માટે દમયતી રાનોરાન અને બીયાબાન ભટકી. સાવિત્રી સત્યવાનને યમ-પાશમાંથી પાછી લઈ આવી. લયલાં-મજનું અને શીરીં-ફરહાદનાં આદર્શ યુગ્મોથીજ વિશ્વની પ્રેમજ્યોત ઝળકી ઊઠી. જો રૂપગુણનું સામ્ય હોય તો આવાં જોડાં સારસની બેલડી જેવાં બની જગનિકુંજમા પ્રેમનો પોકાર

કરતાં સહજીવન ગુજારે છે કે સાગર–ને સરિતા સમાં એક બીજામાં ભળી જઈ એક બીજાનાં સુખ દુઃખનાં ભાગીઆં થાય છે.

જો હ્રદય–રેખા ગુરૂ અને શનિની વચ્ચેના ભાગમાંથી નીકળી હાથના છેડે મળે છે તો તેવી રેખાવાળો પુરૂષ વ્યવહારીક, સામાન્ય બુદ્ધિની ખીલવણીવાળો થાય છે. આવો પુરૂષ લાગણીવશ થઈ એક બાજુ દોરવાઈ જતો નથી, કે વિકાર–વશ થઈ ઉન્મત્ત બનતો નથી. તે પ્રેમઘેલો બનતો નથી પરંતુ પ્રેમને દુનીઆદારીનું વાસ્તવીક સ્વરૂપ આપી મધ્યમ જીવન ગુજારે છે તે ઢીલા કે પોચા કાળજાનો બનતો નથી પૈસા સિવાય પ્રેમ ટકી શકતો નથી અને પ્રેમને ટકાવવા માટે પૈસાની પણ જરૂર પડે છે; કેવળ પ્રેમ એ એક જાતની ઘેલછા છે એવું તે માને છે અને આવા પ્રકારની ઘેલછા દુનીઆમાં વસવા ઈચ્છનાર માણુસે રાખવી એ દુનીઆદારીને લજાવવા જેવું છે.



આકૃતિ ૧૩૫

જો હ્રદય–રેખા શનિના પહાડની નીચેથી નીકળી હાથને છેડે મળે છે તો તેવી રેખાવાળો મનુષ્ય વિકારી જીવન ગુજારવાની ઇચ્છાવાળો હોય છે. આવો પુરૂષ શારીરિક સંબંધથી પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાનો પ્રયાસ કરે છે. શારીરિક સંબંધ સિવાય પ્રેમ ટકી શકતો નથી એવું તે માને



આકૃતિ ૧૩૬

છે આવો પુરૂષ વાસના, વિલાસ અને વિકારનું પુતળું જ હોય છે. દેહના સૌંદર્યમાં તે વધારે માને છે અને તે સૌંદર્યના ભોગમાંજ તેના મનની મુરાદ બહલાવે છે. આવો પુરૂષ કુસુમે કુસુમની રજ લેવા મથતા ભોગી ભ્રમરનું જીવન જીવવા તલસે છે.

જો મનુષ્યના હાથમાં ગુરૂ તરફ, ગુરૂ અને શનિના મધ્યભાગ તરફ અને શનિ તરફ એમ ત્રણ પ્રકારના ફાંટાવાળી હૃદય-રેખા હોય તો તે મનુષ્ય આદર્શપ્રેમી, વ્યવહારીક અને વિલાસી થાય છે. આવા મનુષ્યનું હૃદય વિશેષ બળવાન હોય છે અને કેટલીક વખતે તો તે તેના મનની ઉપર પણ સામ્રાજ્ય ભોગવે છે. આવો મનુષ્ય ઘણોજ દયાળુ અને ઉદાર સ્વભાવનો હોય છે અને તે મિત્રો, સગાંવહાલાં અને માનવમાત્રને ચાહે છે. તેના પ્રેમાળ સ્વભાવને લીધે તે પોતાના ભોગે પણ પારકાનાં કર્તવ્યો કરે છે. જો ગુરૂ તરફનો ફાંટો વધારે બળવાન હોય છે તો તે ખરેખર પરદુઃખભંજનજ નીવડે છે અને પારકાનું ભલું કરવા તે પોતાના તન, મન અને ધનનો ઉપયોગ કર્યા સિવાય રહેતોજ નથી. પારકાનું દુઃખ દેખી તેનું હૃદય દ્રવી ઊઠે છે. જો ગુરૂ અને શનિના મધ્યભાગનો ફાંટો વધારે બળવાન હોય છે તો તે પાછું વાળી જુએ છે અને સામાને સામાન્ય મદદ કરી અટકી જાય છે. તે દુનીઆદારીના વ્યવહારીકપણાને લીધે પોતાનું પ્રથમ સંભાળે છે અને તેમાંથી કંઈ બચત હોય તો તે પારકાને આપે છે. જો શનિ તરફનો ફાંટો વધારે બળવાન હોય તો મનુષ્ય મોજશોખવાળો ને વિલાસી થાય છે અને મોજશોખ અને વિલાસ પોષવા ખાતરજ તે પોતાના ધનની ઘણી વખત બરબાદી કરે છે.



આકૃતિ ૧૩૭

ફાંટા વિનાની હૃદય-રેખાવાળો મનુષ્ય પોતાની જાતનો સ્વાર્થ સાધવામાં વધારે કુશળ હોય છે. તે પોતાના કુટુંબ અને ગણ્યાગાંઠયા મિત્રો તરફ રત હોય છે પરંતુ સામાન્ય રીતે તે દરેકની તરફ માયાળુ હોતો નથી. એની સ્વાર્થાંધતા તેને તેમ કરતાં અટકાવે છે. ફાંટાવાળી હૃદય-રેખાવાળો મનુષ્ય અન્યની તરફ ઉદાર અને પ્રેમાળ થઈ શકે છે. મુખ્યત્વે કરીને તેના મિત્રો, સગાંવહાલાં અને કુટુંબી પ્રત્યે તે વિશેષ ઉદાર અને પ્રેમાળ થાય છે. ફાંટાવાળી હૃદય-રેખાવાળા મનુષ્યને ઘણા મિત્રો હોય છે અને ઘણી વખત તે મિત્રોને માટે સહન કરે છે.

કેટલીક વખતે હૃદય-રેખા તેના ઉગમ વખતેજ મસ્તક-રેખા તરફ ઢળતી હોય છે. આવા મનુષ્યનું મસ્તક તેના હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવે છે. કેટલીક વખતે હૃદય-રેખા મસ્તક-રેખામાંથીજ ઉગે છે. આવા મનુષ્યનું મસ્તક તેના હૃદય ઉપર સંપૂર્ણ સામ્રાજ્ય ભોગવે છે. કેટલીક વખતે મનુષ્યના હૃદયની લાગણીઓ અને ભાવ તેમજ તેના મનના તર્ક, કલ્પના અને દૃઢ નિશ્ચયનું યુદ્ધ જામે છે અને તેવે વખતે હૃદય કે મન બન્નેમાંથી કોણ જીતશે એ તેને માટે નક્કી કરવું શંકાભર્યું થઈ પડે છે. એ શંકાના નિવારણ માટે હૃદય-રેખાનું મૂળ અને તેનું બળ બરાબર તપાસવું જોઈએ. જો મસ્તક-રેખા તરફ તેનું મૂળ આકર્ષાતું હોય તો એમ ખચીત જાણવું કે તેનું મનોબળ તેના હૃદયબળ ઉપર આખરે વિજય મેળવશે.



આકૃતિ ૧૩૮

મનુષ્યના જીવનમાં હૃદય વધારે અસર કરે છે કે ઓછી અસર કરે છે તે જોવા માટે હૃદય-રેખાની લંબાઈ કે ટૂંકાઈ બારીકાઈથી જોવી જોઈએ. જો હૃદય–રેખા મધ્યમસર ઊગી, પછી થોડા અંતરે અટકી જાય તો સમજવું કે જે સમયે હૃદય–રેખા અટકી જાય તે સમયે મનુષ્યને મહાન મુશીબત આવી પડશે. તે સમયે હૃદય કામ કરતું અટકી પડશે કે મનુષ્યને અન્ય માનવી તરફ લાગણી કે પ્રેમ ઓછાં થઈ જશે. ગમે તે માનો પણ ટૂંકી હૃદય–રેખા એ અશુભ ચિન્હ છે.



આકૃતિ ૧૩૯

જો હૃદય–રેખા આખા હાથને ઓળંગે તો સમજવું કે મનુષ્ય વધારે લાગણી પ્રધાન છે અને તે તેનું દરેક કામ લાગણીવશ થઈને જીવનના તમામ માર્ગોમાં તે લાગણી વશ થઈને કામ કરશે. તે સહેજ સહેજ વાતમાં અદેખો અને ઝેરીલો થઈ જશે. તે સામાને પુષ્કળ પ્રેમથી ચાહશે, પણ જો તેના પ્રેમનો બદલો તેને પુરેપુરો મળશે નહિ તો તેને ઘણુંજ માઠું લાગશે. આવો પુરૂષ કાવત્રાંખોરોનો ભોગ થઈ પડશે અને તેમનાથી તેને ઘણું સહન કરવું પડશે.



આકૃતિ ૧૪૦

હૃદય-રેખા જો પોતાની ગતિમાં કોઈપણ પહાડ તરફ ઊંચી થઈને



આકૃતિ ૧૪૧

આગળ વધે તો તે પહાડના ગુણ-દુર્ગુણ તે સમયે મનુષ્યમાં આવે છે. હૃદય-રેખા જો પોતાની ગતિમાં મસ્તક-રેખાથી આકર્ષાઈ નીચેના ઢોળાવે વળી સામાન્ય ગતિએ હાથના છેડાએ પહોંચવા જાય તો તે સમયે મનુષ્ય બુદ્ધિ અને મસ્તકથી દોરવાઈ હૃદયના ભાવ અને લાગણીને દબાવી દેશે તે સમયે મનુષ્ય અન્ય લોકો તરફ બેદરકાર, કંજુસ, સ્વાર્થી અને લાગણી વિનાનો થઈ જશે.

હૃદય-રેખા જો પોતાની ગતિમાં મસ્તક-રેખાથી આકર્ષાઈ તેના



આકૃતિ ૧૪૨

તરફ ખેંચાઈ તેને વીંધી આગળ વધી જાય તો છેદાણના સમયે મનુષ્યના જીવનમાં ગભીર માનસિક અકસ્માત થશે. તે વખતે મનુષ્યના મસ્તકને ગંભીર ઈજા થશે, ભયંકર માનસિક તાવ અગર વ્યાધિ લાગુ પડશે અને વખતે આવા અકસ્માતોથી તેનું મોત પણ નીપજાવશે. આવું અપશુકનીઆળ ચિન્હ ગંભીર પરિણામ લાવ્યા વિના રહેશે નહિ. Apoplexy અગર મગજે લોહી ચઢી જવાનો રોગ એ સામાન્ય દરદ થશે, કદાચ મનુષ્યનું મગજ ખસી જઈ તે ગાંડો પણ બની જશે.

જો આવા મનુષ્યના હાથમાં ગુરૂનો પહાડ મજબૂત હશે તો તેને Apoplexy થશે, જો શનિનો પહાડ મજબૂત હશે તો તેને Paralysis કે સંધીવા થશે, જો રવિનો પહાડ મજબૂત હશે તો અંધાપાનો કે હ્રદય-બંધનો વ્યાધિ થશે અને જો બુધનો પહાડ મજબૂત હશે તો કમજોર નસો કે અપચાનો વ્યાધિ થશે. ગમે તેમ હોય પણ હ્રદય-રેખાથી થતું મસ્તક-રેખાનું છેદાણુ ઘણા અનિશ્ચિત પ્રસંગો ઉત્પન્ન કરે છે.




આકૃતિ ૧૪૩

જો હ્રદય-રેખા ગુરૂના નીચાણના ભાગમાં શરૂ થઈ શનિના નીચાણના ભાગમાં અટકી પડે છે તો મનુષ્ય જે અન્ય મનુષ્યોને ચાહતો હતો તેજ મનુષ્ય તેમને ધિક્કારતો થઈ જાય છે સામાન્ય રીતે તે માનવજાતને ધિક્કારતો થઈ જાય છે. દુનીઆથી અને તેના માણસોથી બેપરવા થઈ જાય છે.




આકૃતિ ૧૪૪

જો હ્રદય-રેખા ગુરૂના નીચાણના ભાગમાં શરૂ થઈ રવિના નીચાણના ભાગમાં અટકી પડશે તો મનુષ્ય કળા અને સૌંદર્યના વિચારોથી આકર્ષાશે, તે કળાવાન અને સૌંદર્યવાન સુંદરીની સાથેના લગ્ન કે સંબંધ સિવાય સંતોષાશે નહિ.




આકૃતિ ૧૪૫

જો હ્રદય-રેખા ગુરૂના નીચાણના ભાગમાંથી શરૂ થઈ બુધના પહાડ ઉપર અગર ત્યાં આગળ અટકી પડે છે તો મનુષ્ય પૈસાનો પુજારીજ બની જાય છે અને પૈસાની પ્રાપ્તિ માટે તનતોડ મહેનત કરે છે. અને તે સિવાય તેને ઝંપ વળતો નથી તેમ સંતોષ પણ થતો નથી.

સંપૂર્ણ હ્રદય-રેખા ઊંડી, સુંવાળી અને બરાબર માપસરની હોય છે. એ હ્રદય-રેખામાં ભંગાણ, ટાપુ, સાંકળ કે બીજું કોઇ અપશુકનીઆળ ચિન્હ જો ન હોય તો આવી સંપૂર્ણ હ્રદય-રેખાવાળો પુરૂષ હ્રદયની સારી શારીરિક સ્થિતિવાળો, સારી તબીયતવાળો, સ્થાર અને મજબુત પ્રેમભાવવાળો, અન્યની સાથે પ્રેમાળ વૃત્તિથી વર્તનારો, મક્કમ પ્રેમવાળો, બહાદુર, ધીરજવાન અને નિર્ભય હોય છે. આવો પુરૂષ પ્રબળ પ્રેમથી ચાહનારો અને એવોજ પ્રેમ ટકાવી રાખનારો હોય છે. તે ઘેરઘેર પોતાનો પ્રેમ કહેનારો હોતો નથી પણ ગંભીર અને ઊંડો પ્રેમ ધારણ કરનારો હોય છે. આવી હ્રદય-રેખાવાળા મનુષ્યને પ્રેમના પ્રસંગો ઘણા થોડા આવે છે પરંતુ જે થોડા પ્રસંગો આવે છે તેમને તે ટકાવી રાખે છે. તે પોતાના સ્નેહી, મિત્ર અને પ્રેમપાત્રોને ભક્તિભાવથી પુજે છે, અને અખૂટ સ્નેહ-ભાવથી સન્માને છે.




આકૃતિ ૧૪૬

ટૂંકી અને પાતળી હૃદય-રેખાવાળો મનુષ્ય બીજાને માટે બેદરકાર વૃત્તિવાળો, સ્નેહ કે લાગણી વિનાનો, સાંકડા મનનો, બીકણ અને દુનીઆની પરવા વિનાનો હોય છે. તે જેટલાની સાથે ઉપર ઉપરનો પ્રેમ બતાવે તે બધામાં તેનો ઊંડો સ્વાર્થ હોય છે. સ્વાર્થ સિવાય તે અન્યની પ્રીતિ કરતોજ નથી.

છાછરી અને પહોળી હૃદય-રેખાવાળો પુરૂષ અન્યને પોતાની પ્રેમ-વૃત્તિનીજ વાતો કહેનારો હોય છે. તે લાગણીવશ થઈ કર્તવ્ય કરનારો હોય છે. આવા મનુષ્યો ઉન્મત્ત બનીને પ્રેમમાં પડે છે, પરંતુ બીજું સારૂં પાત્ર મળતાં પહેલા પાત્રમાંથી પોતાનો પ્રેમ ઊઠાવી લે છે અગર તો બહુજ ઓછો કરી નાખે છે. એવા પુરૂષને તમે કેટલું ચાહો છો તે વારે વારે કહેવું પડે છે. જ્યારે જ્યારે તે મળે ત્યારે ત્યારે તમારે તેને સન્માનવો પડે છે. જો એમાં કંઈ ચૂક થાય તો તે ફરી બેસે છે. ઘણુંખરૂં આવો પુરૂષ સુખી હાલતમાં તમારો મિત્ર થાય છે, પરંતુ તમારી કસોટીના સમયમાંજ તે ફરી બેસે છે. તેના સ્વભાવમાં સ્થિર, ઊંડો પ્રેમ હોતો નથી અને તેથી તે કાયમનો પ્રેમ કરી શકતો નથી. જેમ જેમ લાગણીનો ઉભરો આવે તેમ તેમ તે કાર્ય કરે છે. આવી હૃદય-રેખાવાળો પુરૂષ લાગણીપ્રધાન પુરૂષ હોય છે.



આકૃતિ ૧૪૭

સાંકળવાળી હૃદય-રેખા પ્રેમ ભાવમાં કાયમની અસ્થિરતા બતાવે છે. આવી હૃદય-રેખાવાળો મનુષ્ય આજે ચાહવા લાગે છે તો કાલેજ તિરસ્કારવા લાગે છે અને કાલે તે ઠંડો પડી જઈ તમારી સાથે બોલતો પણ નથી. તેના મગજનું સમતોલપણું પણ રહેતું નથી.

ચક્રના આંરાની માફક તે ઘડીકમાં તાર બતાવે છે તો ઘડીકમાં ધાર બતાવે છે. તે શંકાશીલ અને પ્રેમભાવમાં ઢીલો હોય છે. આવા મનુષ્યની તંદુરસ્તી પણ સારી રહેતી નથી. તે કાયમનો માંદો હોય તેમ જણાય છે. ઘણી વખત તો તે વૈદ્ય ડાકટરનો કાયમનો દરદી રહે છે.



આકૃતિ ૧૪૮

જો હૃદય–રેખા ઉપર ટપકાં ટપકાંવાળા કાળા ડાઘા હશે તો તેવી રેખાવાળા મનુષ્યને તે તે સમયે તબીયતની થોડી બીમારી રહેશે. અને ઘણે ભાગે ચામડીના ચેપી દર્દોનો તે ભોગ બનશે આવી રેખા-વાળા માણસોને વયના મધ્યભાગે આંખોનું નૂર ગુમાવી ચશ્મા લેવા પડે છે.



આકૃતિ ૧૪૯

જો હૃદય–રેખા, આડી લીટીથી આવરી ગઈ હશે તો તે સમયે મનુષ્યને સગાંવહાલાં સ્નેહી કે મિત્ર વર્ગ તરફથી દુઃખ સહન કરવાનું આવશે. તેમજ તે મિત્રોના વિશ્વાસે આપત્તિનું સૂચન કરે છે. સગાંઓ તિરસ્કારે છે જો આ વખતે હૃદયરેખા યુગમરેખા (લગ્નરેખાને) વિચ્છેદતી હોય તો પત્નીની સાથે ઘણો અણબનાવ થઈ છુટા છેડા લેવાનો વખત આવે છે.




આકૃતિ ૧૫૦

જો હૃદય-રેખા ઉપર ટાપુનું ચિન્હ હશે તો તે સમયે મનુષ્યને બિમારી આવશે. આ બિમારીઓમાં મુખ્યત્વે આંખોનો દુખાવો અને હૃદયનું નિર્બળપણું એ ખાસ બિમારીઓ હોય છે.




આકૃતિ ૧૫૧

જો હૃદય-રેખા તૂટક થઈને ફરીથી સંધાશે તો તૂટક ભાગના વખતે સખત બીમારી આવશે પરંતુ પાછળથી તે બીમારી જતી રહેશે. આવી તૂટક રેખાવાળા હાથમાંની મંગળની સંરક્ષક રેખા ન હોય તો માણસને (હાર્ટફેલ) યાને હૃદયરોગથી મૃત્યુ આવવાનો ભય રહે છે.




આકૃતિ ૧૫૨

જો હૃદય-રેખામાંથી એક શાખા ફૂટીને ગુરૂના પર્વત તરફ જાય તો તે મનુષ્ય લોભી અને સત્તાનો શોખીન થશે.




આકૃતિ ૧૫૩

જો હૃદય-રેખામાંથી એક શાખા ફૂટીને શનિના પર્વત તરફ જાય તો તે મનુષ્ય વિદ્વાનનો પૂજક તથા જમીનની લાલસાવાળો થશે.




આકૃતિ ૧૫૪

જો હૃદય–રેખામાંથી એક શાખા ફૂટીને રવિના પર્વત તરફ જાય તો તે મનુષ્ય ધન, યશ, કીર્તિ તથા કળા અને સુંદરતા તરફ આકર્ષાય.




આકૃતિ ૧૫૫

જો હૃદય–રેખામાંથી એક શાખા ફૂટીને બુધના પર્વત તરફ જાય તો વક્તૃત્વશક્તિ, વ્યાપારીક બુદ્ધિથી ધનોપાર્જન કરવા મનુષ્ય પ્રયત્ન કરે.




આકૃતિ ૧૫૬

જો હૃદય–રેખામાંથી નાની નાની રેખાઓ ફૂટીને ઉપરની બાજુ જાય તો મનુષ્યનો ઉત્કર્ષ બતાવે છે અને નીચલી બાજુ જાય તો તે તેની પડતી સૂચવે છે.

# પ્રકરણ ૨૮ મું

## ભાગ્ય-રેખા

લક્ષ્મી તથા અલક્ષ્મીની પ્રાપ્તિ જીવનમાં જડી,
અહા આશા નિરાશાની, શ્રેણી જીવનમાં ઘડી;
સહુ સુખો અને દુઃખો, લાભ અલાભની કડી,
જણાયે જગતમાં ખુલ્લાં સુભાગ્યની રેખા વડે.

卐

સૂર્યનો આત્મા જેમ પ્રકાશ છે, ફૂલનો આત્મા જેમ ફોરમ છે, તેમ મનુષ્યનો આત્મા તેનું મનુષ્યત્વ છે. મનુષ્યનું મનુષ્યત્વ તેની ક્રિયા શક્તિ ઉપર રહેલું છે. મનુષ્યની ક્રિયા શક્તિ તેના કર્મને આધીન છે. જેવાં જેવાં કર્મ તેવી તેવીજ ક્રિયા–કર્મનો આધાર તેની પ્રેરણા શક્તિ ઉપર રહેલો છે. પ્રબળ પ્રેરણા શક્તિવાળા મનુષ્યોએજ જગતનો ઇતિહાસ ઘડયો છે. પ્રબળ પ્રેરણા શક્તિવાળા મનુષ્યોએજ કર્મને ક્રિયાને આધીન રાખી માનવતાનાં જીવન અજવાળયાં છે. તેઓજ ભાગ્યના સ્રષ્ટા બન્યા છે. પ્રેરણા શ્રદ્ધા વિનાટકી શકતી નથી અને શ્રદ્ધા તો જીવન મહેલનો પાયો છે. આકીન બડા કે દેવ ? એ પ્રશ્નનું નિરાકરણ આકીન બડામાં આવે છે. આકીન વડેજ પત્થરમાંથી પ્રભુ પેદા કરી શકાય છે, આકીન વડેજ જીવમાંથી શિવ બનાવી શકાય છે. અચલ શ્રદ્ધાવાન ને પ્રબળ આત્મવિશ્વાસુ પ્રેરણાશક્તિવાળા પુરૂષ આગળ મુશીબત આપોઆપ વિખરાઈ જાય છે, જગત્ તેના જીવનનું જોમ આવાજ પુરૂષોમાંથી પ્રાપ્ત કરે છે.

જ્યોતીષ શાસ્ત્રની દૃષ્ટિએ આવા પુરૂષની ભાગ્ય રેખા અજબ પ્રકારની હોય છે. મનુષ્ય કયી જાતનો થવાનો છે તે તેની ભાગ્ય-રેખા વડે જાણી શકાય છે; યોગી કે ભોગી, રાય કે રંક, શ્રીમંત કે નિર્ધન, સુખી કે દુઃખી, પરાક્રમી કે પાંગળો એ સર્વ વસ્તુનું વિધાન તેની ભાગ્ય–રેખા વડે જાણી શકાય છે. કયા વખતે મનુષ્યના જીવનનો ઉદય થવાનો છે, કયા વખતે તેના જીવનની અભિલાષાઓ પૂરી થવાની છે, કયા વખતે તેના મનના મનોરથો સંતોષાવાના છે એ વખતનું નિધાન તેની ભાગ્ય

રેખા વડે જાણી શકાય છે. ભાગ્ય-રેખાને કેટલાક શનિની રેખા પણ કહે છે કારણ કે તેનું અંતીમ લક્ષ્ય શનિના પહાડ તરફ હોય છે.




આકૃતિ ૧૫૭

ભાગ્યરેખાનો ઉદય આયુષ્ય-રેખાના અંતભાગ અને ચંદ્રના પહાડ વચ્ચેના અંતરમાંથી થાય છે. હાથના છેડામાંથી ઊગી તે શનિની આંગળી તરફ જાય છે. ભાગ્યરેખાની ગતિ હંમેશાં શનિની આંગળી કે શનિના પહાડ તરફ હોય છે. કેટલીક વખત તે શનિના પહાડ સુધી પહોંચે છે અને કેટલીક વખત તે અધવચ્ચેજ અટકી પડે છે કેટલીક વખત તે હૃદયરેખા સુધી પહોંચે છે અને કેટલીક વખત તો તે મસ્તક-રેખા સુધીજ પહોંચે છે. તેની ગતિ હંમેશાં હાથના પંજાના મધ્યભાગમાં થઇને જાય છે.




આકૃતિ ૧૫૮

જ્યારે ભાગ્ય-રેખા આયુષ્ય-રેખાની અંદરથી ઉદય પામીને શનિના પહાડ તરફ જાય છે, ત્યારે તેવી ભાગ્ય-રેખાવાળા મનુષ્યને જીવનમાં ધનસંપત્તિની સારી પ્રાપ્તિ થાય છે અને આવી ધન-પ્રાપ્તિમાં તેનાં નજ-દીકનાં સગાં પુષ્કળ મદદ કરે છે.



આકૃતિ ૧૫૯

જ્યારે ભાગ્ય-રેખા હાથના છેડાથી ઉદય પામીને, પંઝાના મધ્યભાગમાંથી પસાર થઈ શનીના પહાડ તરફ જાય છે ત્યારે તેવી ભાગ્ય-રેખાવાળા મનુષ્યને પોતાની જાતના પ્રયાસોથીજ ધન-સંપત્તિની પ્રાપ્તિ થાય છે તેનાં સગાં વહાલાં કે મિત્રો તરફથી તેને ઓછી મદદ મળે છે. પોતાના જીવન નિર્વાહનો રસ્તો તેણે પોતેજ કાઢવાનો હોય છે. આપ બળથીજ આવો મનુષ્ય આગળ વધે છે.

જ્યારે ભાગ્ય-રેખા ચંદ્રના પહાડ ઉપરથી ઉદય પામીને શનિના પહાડ તરફ જાય છે ત્યારે તેવી ભાગ્ય-રેખાવાળા મનુષ્યને જીવનમાં ધન સંપત્તિની પ્રાપ્તિ કરાવવામાં નારી જાતિનો ઘણો હાથ હોય છે. નારી જાતિની સલાહ કે આર્થિક મદદ વડે આવા પુરૂષો આગળ વધે છે. સ્નેહી, મિત્ર, કે અન્ય પુરૂષોની કૃપા વડે આગળ વધનારા પુરૂષોમાં પણ ઘણી વખત આવી ભાગ્ય-રેખા જોવામાં આવે છે. ટૂંકમાં ચંદ્રના પહાડથી શનિના પહાડ તરફ જતી ભાગ્ય-રેખા પરાધીન ભાગ્યોદય સૂચવે છે. જેના હાથમાં ચંદ્રનો પહાડ વિસ્તૃત અને શુભ ચિન્હોથી અંકીત હોય યા તો



આકૃતિ ૧૬૦

ભાગ્ય-રેખા ચંદ્રના પહાડમાંથી નીકળી શનિના પહાડ પર થઈ પહેલા વેઢાંને સ્પર્શતી હોય અને શુક્રના યા તો શનિના પહાડ પર ત્રિકોણનું ચિન્હ હોય તો તેવી વ્યક્તિને સ્વસુરપક્ષ તરફથી ઘણી સારી ધનપ્રાપ્તિ થાય છે. આવી વ્યક્તિઓનો ભાગ્યોદય ૨૮ થી ૩૨ વર્ષની ઉમ્મરમાં થાય છે અને જીંદગીના છેલ્લા દિવસો સુધી સૌખ્ય ભોગવે છે.




આકૃતિ ૧૬૧

કેટલીક વખતે ભાગ્ય-રેખા હાથના નીચાણના ભાગમાં ઊગતી નથી પરંતુ ઊંચાણના ભાગમા ઊગેલી જણાય છે. આવા મનુષ્યોની પ્રથમની જીંદગી દુઃખી અથવા તો મુસીબતોથી ભરેલી પસાર થઈ હોય છે. જ્યારથી ભાગ્ય-રેખા ઊગેલી જણાય છે, ત્યારથીજ તેમના જીવનમાં જોમ આવેલું હોય છે, આવા મનુષ્યો ગર્ભ શ્રીમંત હોતા નથી પરંતુ સ્વપરાક્રમથીજ આગળ વધવાનો પ્રયાસ કરે છે. ભાગ્ય-રેખાની ગેરહાજરી પ્રબળ પુરૂષાર્થ કરવાનું સૂચન કરે છે. એ તો નિર્વિવાદ વાત છે કે જીવન વિગ્રહમાં પ્રબળ પુરૂષાર્થ સિવાય આગળ પગલાં પાડી ધપી શકાતું નથી.




આકૃતિ ૧૬૨

જો ભાગ્ય-રેખા શરૂઆતથી તે અંત સુધી ઊંડી ને ગાઢી હોય તો આખુ જીવન સુખી ને આનંદી જાય છે, આખા જીવનમાં ધનપ્રાપ્તિ ઉત્તરોત્તર વધતીજ જાય છે.




આકૃતિ ૧૬૩

જો ભાગ્ય-રેખા શરૂઆતમાં ઊંડી ગાઢી હોય પણ મધ્યભાગ ને અંત ભાગમાં બીલકુલ હોયજ નહિ ને કદાચ હોય તો તૂટક તૂટક કે આછી પાતળી હોય તો બચપણ ઘણુંજ સુખી ને આનંદી જાય પણ યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા દુઃખી ને મુશીબતોથી ભરેલી જાય.




આકૃતિ ૧૬૪

જો ભાગ્ય-રેખા મધ્યભાગમાં ઊંડી ને ગાઢી હોય પણ શરૂઆતના ભાગમાં ને અંત ભાગમાં બીલકુલ હોયજ નહિ ને કદાચ હોય તો તૂટક તૂટક કે આછી પાતળી હોય તો યુવાવસ્થા ઘણીજ સુખી ને આનંદી જાય પણ બાલ્યાવસ્થા ને વૃદ્ધાવસ્થા દુઃખી ને મુશીબતોથી ભરેલી જાય.




આકૃતિ ૧૬૫

જો ભાગ્ય-રેખા અંતભાગમાં ઊંડી ને ગાઢી હોય પણ શરૂઆતના ભાગમાં ને મધ્ય ભાગમાં બીલકુલ હોયજ નહિ ને કદાચ હોય તો તૂટક તૂટક કે આછી પાતળી હોય તો વૃદ્ધાવસ્થા ઘણીજ સુખી ને આનંદી જાય પણ બાલ્યાવસ્થા ને યુવાવસ્થા દુઃખી ને મુશીબતોથી ભરેલી જાય.

સારી ભાગ્યરેખાવાળા પુરૂષો મગજશક્તિવાળા હોય છે, તિવ્ર બુદ્ધિવાળા હોય છે, દ્રઢ નિશ્ચયથી કાર્ય કરવાની હોંસવાળા હોય છે, તેઓ સદા ઉદ્યમી હોય છે અને હાથમાં આવેલી તક કદીપણ જવા દેતા નથી. ભાગ્ય એટલેજ ઉદ્યોગ એવું તે માનનારા હોય છે. ભાગ્ય એટલે મોજ-શોખ-એશઆરામ ને વિલાસ એવું તે માનતા નથી. ભાગ્ય એટલે અખંડ સતત ઉદ્યોગ આનંદનો ઉત્સવ નહિ. તેઓ લમણે હાથ દઈને બેસી રહેતા નથી. તેઓ એવું પણ બોલતા નથી કે "નશીબ"માં હશે તો થશે-તેઓ તો કેવળ કાર્યશક્તિમાંજ માનનારા હોય છે. તેઓ જાણે છે કે ભાગ્ય કંઈ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઊતરીને તેમના આગળ ધનના ભંડાર ખુલ્લા મૂકવાનું નથી કે અચાનક હલ્લા આપવાનું નથી-તેઓ સમજે છે કે પૃથ્વી પર રહીને ગમે તેવા સારા નરસા પ્રસંગોમાં હિંમત રાખીને કાર્યસિદ્ધિને માટે તેમને આગે બઢે જવાનું છે. "પુરૂષાર્થ વિના ભાગ્ય ફરતું નથી" તે તેઓનો મુદ્રાલેખ હોય છે અને આવાજ પુરૂષો ભાગ્યને વશ કરી શકે છે.

કેટલાક મનુષ્યોના હાથમાં સારી ભગ્ય-રેખા હોતી નથી છતાં પણ તેઓ ઉપર કહેલા ગુણોવડે ધનવાન ને સત્તાવાન બન્યા હોય છે

તેવા પુરૂષોએ પોતાનાં ભાગ્ય પોતે ઘડયાં છે. અંગ્રેજીમાં કહેવત છે કે "A man is the architect of his own fortune." અગમ બુદ્ધિ અને સતત ખંતથીજ તેઓ પોતાના ભાગ્યના વિધાતક બન્યા છે. જુના જ્યોતિષશાસ્ત્રીઓ આવા પુરૂષોના સંબંધમાંના ગુપ્ત-ભાગ્યરેખાવાળા પુરૂષોનું સંબોધન આપે છે. છતાંય એટલું તો કહ્યા સિવાય ચાલે તેમ નથી કે સારી ભાગ્યરેખાવાળા પુરૂષો થોડી મહેનતે, થોડા ખંતે ઘણું પ્રાપ્ત કરી શકે છે. તેઓના જીવનમાં બહુ મુશીબત આવતી નથી અને આવે છે તો સહેલાઈથી દૂર થઈ જાય છે.



આકૃતિ ૧૬૬

સાંકળ સાંકળવાળી ભાગ્ય-રેખા અનેક આપત્તિઓ અને મુશીબતોનું સૂચન કરે છે. જેટલા ભાગમાં સાંકળવાળી ભાગ્યરેખા હોય તેટલા ભાગમાં અણધારેલી આપદાઓ આવી નડે છે.

ભાગ્ય-રેખામાં ટાપુનું ચિન્હ અશુભ ને હાનિકારક છે. જૂના જ્યોતિષશાસ્ત્રીઓ આ ચિન્હને બેવફાપણું અને ચારિત્ર્યહીનપણું માને છે. પરંતુ વિજ્ઞાનની દષ્ટિએ આ વસ્તુ ખોટી ઠરે છે. જો કે ઘણી વ્યક્તિઓ બેવફા અને ચારિત્ર્યહીન નીવડે છે પરંતુ બેવફાપણાનું અને ચારિત્ર્યહીનતાનું ખરૂં કારણ આર્થિક



આકૃતિ ૧૬૭

મુશ્કેલી છે. આર્થિક મુશ્કેલીને અંગેજ ઘણી વ્યક્તિઓને તેમ થવાની ફરજ પડે છે. સમાજમાંથી જો બેકારી અને સડો નાશ થાય તો આનો ઉપાય ઝટ સૂઝે તેમ છે. સાંકળની માફક પરંતુ તેનાથી વિશેષ પ્રમાણમાં ટાપુનું ચિન્હ આર્થિક મુશ્કેલીનો ઉલ્લેખ કરે છે. આવી સ્થિતિમાં કાલે ખાવું શું ? એનો પ્રશ્ન વિશેષ હોય છે. આવી આર્થિક મુશ્કેલીમાંથી બચવાને માટે વ્યક્તિને ન કરવાના ધંધા કરવા પડે છે. આવા ધંધામાં સપડાયેલી તમામ વ્યક્તિઓ વિકાર પોષવાને અર્થે નીકળી પડી છે એમ માનવાનું કારણ નથી. ગમે તે હો પણ ટાપુ એ ભયંકર મુશ્કેલીનું ચિન્હ છે, અને તે વખતે વ્યક્તિએ સાવધ થઇને-ધીર-સ્થિર ચિત્તે જીવન નિર્ગમન કરવું જરૂરી છે.




આકૃતિ ૧૬૮

ભાગ્ય-રેખામાં કાપ, ભંગાણ, ચોકડી કે તારાનાં ચિન્હ ઉત્તરોત્તર આર્થિક મુશ્કેલી વધારેને વધારે પ્રમાણમા આણે છે. તેવા સમયે મનુષ્યે વધારે પુરૂષાર્થ કરી, વધારે હિંમત રાખી, વધારે દૃઢ નિશ્ચય કરી કાર્યસિદ્ધિ માટે યત્ન કરવો જરૂરી છે.




આકૃતિ ૧૬૯

જ્યારે ભાગ્ય-રેખામાંથી નાની નાની રેખાઓ ફૂટી પહાડ કે આંગળીના મૂળ બાજુ ઉંચે જતી દેખાય ત્યારે મનુષ્ય કાર્યસિદ્ધિ માટે આશા અને મહત્વાકાંક્ષાથી ભરપુર હોય છે અને આ સમયે તે તેની કાર્યસિદ્ધિમાં વિજયી નીવડે છે.




આકૃતિ ૧૭૦

જ્યારે ભાગ્ય-રેખામાંથી નાની નાની રેખાઓ ફૂટી નીચાણની બાજુએ જતી માલમ પડે ત્યારે મનુષ્ય કાર્યસિદ્ધિ માટે નિરાશા અને ગ્લાનિથી ભરપૂર હોય છે અને તે કાર્યસિદ્ધિ કરી શકતો નથી આ સમયે તેનાં આદર્યાં અધૂરાં રહે છે.

સામાન્ય રીતે ભાગ્ય-રેખાને છેદતા કાપ કે લીટીઓ, ભાગ્ય-રેખાનું બળ નબળું પાડી દે છે અને તે સમયે મનુષ્યની પ્રગતિમાં નાનો યા મોટો અવરોધ ઊભો કરે છે.




આકૃતિ ૧૭૧

ભાગ્ય-રેખાની સાથે સાથે દોડતી ઉંચાણના ભાગમાં જતી નાની નાની રેખાઓ જો ભાગ્ય-રેખામાં ભળી જાય કે તેની સાથે સાથે ઉંચે ચઢે, તો આવી રેખાઓ ભાગ્ય-રેખાનું બળ ઘણું વધારે છે અને તે સમયે મનુષ્યની પ્રગતિમાં નાનો યા મોટો ફાયદો કરે છે. કાર્યસિદ્ધિ માટે આ સમય સાનુકુળ નીવડે છે.

ઘણાખરા મનુષ્યોની ભાગ્ય-રેખા ૧ થી ૨૯ વર્ષ સુધી ઘણીજ સારી હોય છે. આ સમયમાં મનુષ્યના હરેક પ્રકારના મનોરથ ને મનની મુરાદો બર આવે છે. જીવનનો આ પ્રથમ વિભાગ સુંદર અને સારી રીતે પસાર થઈ જાય છે. પણ તેજ મનુષ્યોની ભાગ્યરેખા ૩૦ થી ૪૫ વર્ષ સુધી તૂટક તૂટક ને મુશીબતોથી ભરપૂર હોય છે. જો ભગિનીરેખા કે ચોરસનું ચિન્હ આ સમયે હોતું નથી તો તે મનુષ્યની પ્રગતિ અટકી પડે છે. સેંકડે નેવુ ટકા માણુસોની ભાગ્ય-રેખા આજ સમયે એટલે કે મસ્તક-રેખા અને હૃદય-રેખા વચ્ચેના




આકૃતિ ૧૭૨

અંતરના સમયે નબળી હોય છે અને તેઓ જોઇએ તેવી પ્રગતિ કરી શકતા નથી. કેટલીક વખતે તો તેઓ આજ સમયે હિંમત હારી જાય છે ને જીવનમાં હતાશ થઈ જાય છે. જીવનનો આ બીજો વિભાગ ઘણીજ મુશીબતોથી ભરપુર હોય છે. આજ મનુષ્યોનો તૃતીય વિભાગ એટલે કે હૃદય-રેખાથી તે પહાડ સુધીનો પ્રદેશ ૪૫ થી ૭૦ વર્ષ સુધીનો સમય પાછો સારો જાય છે. દુનીઆદારીના તમામ પ્રકારના અનુભવ આ સમયે તેમને થઈ ગયા હોય છે, અનેક પ્રકારની મુશીબતો અને આપદાઓથી તેઓ ઘડાઈ ગયેલા હોય છે એટલે સાવધ બનીને તે તેમના જીવનનો તૃતીય વિભાગ પસાર કરે છે. સામાન્ય રીતે જીવનની ઉપર શનિના પ્રભાવવાળા મનુષ્યોનો ત્રીજો સમય એટલે કે ૪૫ વર્ષથી ૭૦ વર્ષ સુધીનો સમય સારો જાય છે. આવા મનુષ્યો બાલ્યાવસ્થામાં સંપૂર્ણ સુખી હોય છે, યુવાવસ્થામાં દુ:ખી હોય છે અને વૃદ્ધાવસ્થામાં પાછા પુનઃ સુખી થાય છે.




આકૃતિ ૧૭૩

કેટલાક પહાડ ઉપર એક ગાઢી ઊંડી લીટી દેખાય છે. આ ગાઢી ઊંડી લીટી સુખ સંપત્તિવાળી વૃદ્ધાવસ્થાનું સૂચન કરે છે.




આકૃતિ ૧૭૪

જો ભાગ્ય-રેખા હાથના પંઝાના મધ્યભાગમાંથી પસાર થઈ ગુરૂના પહાડ પર જાય તો તે મનુષ્ય તેની પ્રબળ મહત્વાકાંક્ષામાં વિજય મેળવી સુખી થાય છે.




આકૃતિ ૧૭૫

જો ભાગ્ય-રેખા ચંદ્રના પહાડ ઉપર ઉદય પામી ગુરૂના પહાડ પર જાય તો તે મનુષ્ય પોતાના મનની મુરાદ અને મહત્વાકાંક્ષા પૂરી કર-વામાં કોઈ સ્ત્રીજાતિ તેને મદદ કરે છે. અને તેમાં તે વિજય મેળવે, અને સુખી થાય.




આકૃતિ ૧૭૬

જો ભાગ્ય-રેખામાંથી એક નાની રેખા ફૂટી ગુરૂના પહાડ ઉપર જાય તો મહત્વાકાંક્ષાથી અને માનવીઓને વશ કરી તેમની ઉપર સત્તા ભોગવવાની શક્તિથી વિજય મળે. રાજ્યનીતિમાં કુશળ મનુષ્યો-ના હાથમાં આવી ભાગ્ય-રેખાની શાખા ગુરૂના પહાડ ઉપર ગયેલી હોય છે.




આકૃતિ ૧૭૭

જો ભાગ્ય-રેખામાંથી એક નાની રેખા ફૂટી રવિના પહાડ ઉપર જાય તો તે મનુષ્ય કળા, વેપાર અગર તો નટ વૃત્તિમાં વિજય મેળવશે. રવિની આંગળીનો પહેલો વેઢો જો ગાઢો અને લાંબો હશે તો કળામાં, બીજો વેઢો જો ગાઢો અને લાંબો હશે તો વેપારમાં અને ત્રીજો વેઢો જો ગ.ઢો અને લાંબો હશે તો નટવૃત્તિમાં વિજય મેળવી યશ પ્રાપ્ત કરશે.




આકૃતિ ૧૭૮

જો ભાગ્ય-રેખામાંથી એક શાખા ગુરૂના પહાડ તરફ જાય અને એક શાખા રવિના પહાડ તરફ જાય તો તે મનુષ્ય ધન અને કીર્તિ અવશ્ય પ્રાપ્ત કરશે. આવા મનુષ્યને તેના મનની મુરાદો બર લાવવામાં ગુરૂનું સત્તાપણું અને મહત્વાકાંક્ષીપણું; શનિનું ડહાપણુ અને ધીરજ; અને રવિની કળા, અને કુનેહભર્યું બુદ્ધિચાતુર્ય તેમજ વેપારવૃત્તિ મદદ કરશે. મનુષ્યના હાથમાં આ સારામાં સારૂં ચિન્હ ગણાય છે.




આકૃતિ ૧૭૯

જો ભાગ્ય-રેખામાંથી એક શાખા બુધના પહાડ પર જાય તો તે મનુષ્ય વ્યાપારવૃત્તિમાં અવશ્ય લાભ મેળવી ધનવાન થશે. આવા મનુષ્યને તેના મનની મુરાદ બર લાવવાને બુધની કુશાગ્રબુદ્ધિ, સમય પ્રમાણે વેપાર કરવાની પ્રત્યુત્પન્ન મતિ, સારી વક્તૃત્વશક્તિ અને વૈજ્ઞાનીકવૃત્તિ મદદ કરી વિજય અપાવશે.




આકૃતિ ૧૮૦

જો ભાગ્ય-રેખામાંથી એક શાખા ઊંચા મંગળ ઉપર જાય તો તે મનુષ્ય તેને મળેલી કુદરતી પ્રબળ શક્તિથી, દુઃખના સામે થવાની હિંમતથી અને મનુષ્ય ઉપર અધિકાર ભોગવવાની અજબ શક્તિથી વિજય મેળવી સુખી થશે.

આપ બળથી ભાગ્ય ઘડનારા મહાપુરૂષોના પંથે ચાલવાથીજ માનવ-જાત ઉન્નતિને શિખરે પહોંચે છે. જગકલ્યાણ આવા મહાપુરૂષોના હાથેજ થાય છે. તેઓ સ્વાર્થ સાથે પરમાર્થ બન્ને કરી શકે છે. જગતના તેઓ આદર્શ નિર્માતા છે. ભાગ્યરેખાનો વિચાર કરી ફળાદીશ વર્ણવવાથી અને સાચું કહી દેવાની નીતિથી હંમેશા ગ્રાહકોને આકર્ષી શકાય છે. ભાગ્ય-રેખાનું ફળ વર્ણવતાં પહેલાં ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ હાથોનો વિચાર કરવો આવશ્યક છે.

## પ્રકરણ ૨૯ મું
## સૂર્ય રેખા

卐

શ્રી શારદા સોહાગની, શ્રી લક્ષ્મીના વિભાવની,
સુકીર્તિના મંડાણની, વૈભવ કળા કૌશલ્યની,
વિલાસ ને વિહારની, સ્વમાન ને સુકર્મની,
પ્રતાપી પુરૂષાર્થની, સૂર્યરેખા જગે ઝગે.

卐

**જયમ** તીમીરનાં વાદળ ભેદી આલમમાં ભગવાન અર્ક પોતાનો માર્ગ મોકળો કરે છે **ત્યમ** જીવન તીમીરનાં દુઃખરૂપી વાદળ ભેદી સુખરૂપી સૂર્ય પોતાનો દેદીપ્યમાન પ્રતાપ ચારે બાજુ પ્રસારે છે. એક ટંક પૂરતુંય ખાવાનું ન મળતુ હોય એવા દરિદ્રનારાયણના દેશમાં ધાનના ઢમલાને ઢગલા ઉત્પન્ન કરી જયમ ભગવતી વસુંધરા પોતાનું પેટાળ ચીરી પોતાનાં સંતાનોને પોષે છે ત્યમ ભગવાન સૂર્ય દીન દુઃખી અને દરિદ્રીનાં દીનતા, દુઃખ અને **દારિદ્રય** ફેડી તેને લક્ષ્મીની છોળો પર રાચતો લખપતી બનાવી દે છે. સરસ્વતીની કૃપાથી જયમ જડ અને અજ્ઞાન જીવ ચેતનવન્તો અને જ્ઞાની આત્મા બની જાય છે ત્યમ ભગવાન સૂર્ય પ્રાણીના અણુએ અણુમાં પ્રાણનો ચેતનવન્તો પ્રવાહ પ્રસરાવી તેને નુતન જીવન સમર્પે છે. સૂર્ય નક્ષત્ર ગણના રાજાધિરાજ કહેવાય છે. તેનો ઉદય થતાં આકાશનાં સર્વે નક્ષત્રો ઝાંખાં પડી જાય છે. તેવીજ રીતે સૂર્યની કૃપાવાળા મનુષ્યની કીર્તિ દશ દિશ ગવાય છે; તેના વૈભવ વિલાસ ને વિહારની સુરગણ પણ અદેખાઈ કરે છે; તેના કળા કૌશલ્યની તારીફ ભલભલા કોવિદ અને કવિવર કરે છે; તેના સ્વમાનની મહત્તા સર્વ પીછાણે છે; તેના સુકર્મની પ્રશંસા ગાયકગણ ગાય છે ને તેના પ્રતાપી પુરૂષાર્થનાં વખાણ મોટા મોટા મહારથીઓ પણ કર્યાં સિવાય રહેતા નથી. જે મનુષ્યના હાથમાં દેદીપ્યમાન સૂર્યરેખા હોય છે, તે મનુષ્ય સહેલાઈથી સર્વ રીતે સુખી થાય છે.

ચંદ્રના પહાડની ઉપરની બાજુથી ઉદય પામીને સીધી સૂર્યના પહાડ



આકૃતિ ૧૮૨

તરફ જતી રેખાને સૂર્ય–રેખા કહે છે. કેટલીક વખત સૂર્યરેખા આખી હોય છે અને કેટલીક વખતે તે હાથના ઉંચાણના ભાગમાંજ અડધી હોય છે. કેટલીક વખતે તે સૂર્યના પહાડ સુધી પહોંચે છે અને કેટલીક વખતે તે ત્યાં સુધી પહોંચતી નથી. સૂર્યની રેખાને કેટલાક પ્રભાવની રેખા પણ કહે છે. સૂર્યની રેખાવાળો મનુષ્ય કળાવાન, ધનવાન અને કીર્તિવાન થાય છે. લલીતકળામાં તે પાવરધો થાય છે. ઘણુંખરૂં સૂર્ય–રેખાવાળો મનુષ્ય લલીતકળા કૌશલ્યથી પોતાની આજીવીકા ચલાવે છે અને એ કળાકૌશલ્યથીજ તે ધન અને કીર્તિની પ્રાપ્તિ કરે છે. સૂર્ય–રેખાવાળો મનુષ્ય સહેલાઈથી મિત્રો કરી શકે છે અને તેમની મૈત્રીનો લાભ ઉઠાવી શકે છે. સૂર્ય–રેખાવાળો મનુષ્ય તીવ્ર બુદ્ધિવાળો હોય છે અને તેના બુદ્ધિચાતુર્યના પ્રભાવથી તે સામાની ઉપર પોતાની સુંદર છાપ પાડે છે. તે આલમમાં આગળ વધવાને પોતાનાં બુદ્ધિ–ચાતુર્યનો ઉપયોગ કરે છે અને અનેક માનવીઓનાં મન મેળવી તે માન કીર્તિ ને ધનપ્રાપ્તિ કરતો કરતો નીડરપણે આગળ વધી જાય છે.

સૂર્ય–રેખા વિનાનો મનુષ્ય જીવનમાં સદાય અવિજયી થતો નથી. ઘણાય સૂર્ય–રેખાવાળા મનુષ્યોના કરતાં તેણે પ્રબળ પુરૂષાર્થ, ઉદ્યોગ અને ખંતથી વિશેષ ધન અને વિશેષ માન મેળવેલાં માલમ પડે છે. આનું કારણ એ છે કે સૂર્ય–રેખાવાળો મનુષ્ય પોતાના બુદ્ધિ–ચાતુર્ય ઉપર વધારે પડતો વિશ્વાસ મૂકી, આળસુ થઇને બેસી રહે છે. તે કામ કરવા બેસે તો ઢગલાબંધ કામ કરી નાખે છે પરંતુ જો તે આળસ ઉપર ચડ્યો તો

દિવસના દિવસ અને મહીનાના મહીના પણ આળસમાં કાઢી નાખે છે એટલે પોતાના કર્તવ્યનું જેટલું ફળ મેળવવું જોઇએ તેટલું તે મેળવી શકતો નથી તેને અંગે કરીને પ્રબળ પુરૂષાર્થ, ઉદ્યોગ અને ખંતવાળા સૂર્ય-રેખા વિનાના મનુષ્ય કરતાં તે વિજય મેળવવામાં પાછો પડી જાય છે. સૂર્ય-રેખાવાળા મનુષ્યનો મોટામાં મોટો દુર્ગુણ તેની આળસ છે. તેનામાં વાઘના જેટલી આળસ હોય છે, અને આળસ મનુષ્યનો મોટામાં મોટો શત્રુ છે. **आलस्य हि मनुष्याणां शरीरस्थो महारिपुः।** જો સૂર્ય-રેખાવાળો મનુષ્ય આળસ તજી, પ્રબળ પુરૂષાર્થ, ઉદ્યોગ અને ખંતથી પોતાનું કાર્ય અવિરતપણે ચાલુ રાખે તો તે સૂર્ય-રેખા વિનાના મનુષ્ય કરતાં પણ વધારે વિજયી, વધારે ધનવાન, અને વધારે કીર્તિવાન બની શકે. જીવનમાં વિજય મેળવવા માટે પ્રબળ શ્રદ્ધા, અડગ નિશ્ચય અને કર્તવ્યપરાયણતા હોવાં જરૂરી છે. જેટલા પ્રમાણમાં એ વિશેષ હોય એટલા પ્રમાણમાં વિજય વહેલો વરી શકાય.



આકૃતિ ૧૮૨

સૂર્ય-રેખાની લંબાઈ માનવ-જીવન ઉપરનું પ્રભુત્વ નક્કી કરે છે. કાંડામાંથી શરૂ થઈ સૂર્યના પહાડ સુધી પહોંચતી સૂર્યરેખાવાળો મનુષ્ય આખા જીવનમાં તિવ્ર-બુદ્ધિશાળી રહી, દૃઢ નિશ્ચય અને ખંતથી સહેલાઈથી કર્તવ્યપ્રાપ્તિમાં વિજય મેળવી ભાગ્યશાળી થાય છે.




આકૃતિ ૧૮૩

જો સૂર્ય-રેખા નીચાણુના ભાગમાં શરૂ થઈ અધવચ અટકી જાય તો તે મનુષ્ય પોતાની બુદ્ધિ પ્રમાણે ફળપ્રાપ્તિ કરી શકતો નથી. જેટલા ભાગમાં સૂર્ય-રેખા હોય છે, તેટલા ભાગમાં તે સહેલાઈથી ફળ પ્રાપ્તિ કરી શકે છે, પરંતુ બાકીનું જીવન તેને સખત મજુરી અને મહેનત કરી આજીવિકા પ્રાપ્તિ કરવી પડે છે.




આકૃતિ ૧૮૪

જો સૂર્ય-રેખા ઉંચાણુના ભાગમાં ઉદય પામી મસ્તક-રેખા અને હૃદય-રેખા વચ્ચેનો ભાગ આવરી લે તો મનુષ્યનાં ત્રીસથી પીસતાલીસ વર્ષ સુખેથી પસાર થાય છે. મનુષ્યના જીવનનો સારામાં સારો ધનોપાર્જનનો વખત ત્રીસથી પીસતાલીસ વર્ષ સુધીનો હોય છે. આ વખત સારી રીતે વીતી જાય છે તો પછી અન્ય વખતને માટે ઝાઝી મહેનત રહેતી નથી.




આકૃતિ ૧૮૫

જો સૂર્ય-રેખા ઉચાણના ભાગમાં હૃદય-રેખા ઉપરથી ઉદય પામી સૂર્યના પહાડ સુધી પહોંચે તો મનુષ્ય પીસતાલીસથી સીત્તેર વર્ષની અવસ્થા સુધી અને તેનાથી પણ પાર સુખી અને આબાદ જીંદગી ગુજારી, ધન અને યશની પ્રાપ્તિ કરે. મનુષ્યના જીવનનો આ છેલ્લો સમય સુખમાં ગયો તો આખું જીવન સુખી ગયું સમજવું. કહેવત છે કે જેનો અંત સારો તેનું સર્વ સારૂં.

ઘણી વખત ભાગ્ય-રેખા અને સૂર્ય-રેખા સખીપણાનું કર્તવ્ય કરે છે અને પરસ્પર એકબીજાને સાહાય્ય કરી જીવન દિપાવે છે. ઘણી વખત ભાગ્ય-રેખા નથી હોતી ત્યારે સૂર્ય-રેખા સ્પષ્ટ હોય છે અને સૂર્ય-રેખા નથી હોતી ત્યારે ભાગ્ય-રેખા સ્પષ્ટ હોય છે. જ્યારે ભાગ્ય-રેખા નથી હોતી અને સૂર્ય-રેખા સ્પષ્ટ હોય છે ત્યારે સૂર્ય-રેખા ભાગ્ય-રેખાનું કર્તવ્ય કરી લે છે. જ્યારે સૂર્ય-રેખા નથી હોતી અને ભાગ્ય-રેખા હોય છે ત્યારે ભાગ્ય-રેખા સૂર્ય-રેખાનું કર્તવ્ય કરી લે છે. સંપૂર્ણ ભાગ્યશાળી મનુષ્યના હાથમાં બન્ને રેખા દીર્ઘ અને સ્પષ્ટ હોય છે.




આકૃતિ ૧૮૬

જો સૂર્ય-રેખા જીવનના અમુક ભાગમાં સ્પષ્ટ હોય પછી અમુક ભાગમાં અદ્રશ્ય થઈ જાય અને ફરી પુનઃ સ્પષ્ટ હોય તો જીવનના જે ભાગમાં તે અદ્રસ્ય હોય તે ભાગમાં મનુષ્ય કંઈ ભારે પરાક્રમ કરી શકતો નથી. તે વખતે તેનું બુદ્ધિકૌશલ્ય ગુપ્ત હોય છે અને તે જીવનસંગ્રામમાં ઝુકાવી શકતો નથી. જેમ સાથે જીવનસંગ્રામમાં ઝુકાવવાને સૂર્ય-રેખાના ટેકાની ખાસ આવશ્યકતા છે નહિ તો ભારે ખોટના પ્રસંગોમાં સપડાઈ જવાના સંજોગો ઉપસ્થીત થવાનો ભય રહે છે.



આકૃતિ ૧૮૭

અદ્રશ્ય સૂર્ય-રેખા ઘણી વખત ઉડાઉપણાની ને ખર્ચાળપણાની નિશાની છે. તે વખતે મનુષ્યે ખાસ સાવધ થવાની ને સાચવી સાચવીને ડગ ભરવાની જરૂર છે નહિ તો દળી દળીને કુલડીમાં વાળ્યા જેવો ઘાટ થાય છે; જીવનનું રળતર ટૂંક સમયમાં ખોઇ નાખવાનો પ્રસંગ ઉપસ્થીત થાય છે.

અદશ્ય સૂર્ય-રેખા ઉડાઉપણા ને ખર્ચાળપણાની નિશાની ઉપરાંત અપજશ આપવાની પણ નિશાની છે. અદસ્ય સૂર્ય-રેખાવાળો મનુષ્ય સગાં સંબંધી, મિત્ર દોસ્તદાર કે અન્ય સ્નેહીવર્ગનું તન, મન, ધનથી ગમે તેટલું કામ કરે પણ તેમના તરફથી તેને જશ મળતો નથી એટલું તો નહિજ પણ ઉલટો અપજશ મળે છે. ઘણી વખત એજ સગા-સંબંધી, એજ મિત્ર ને દોસ્તદાર એજ સ્નેહી તેનું ખાઇને ખોદે છે ને દગો કરી દુશ્મનની ગરજ સારે છે માટે એવા અદસ્ય સૂર્યરેખાના સમયમાં મનુષ્યે જેમ બને તેમ ગણ્યાગાંઠયા મિત્રો ને સગાંના સંબંધમાં આવવું નહિ. મુદ્દાની વાત તો એ છે કે તેમની સાથે બીલકુલ સંબંધમાં આવવુંજ નહિ અને

કદાચ આવવું પડે તો તેમની સાથે નાણું ધીરવાનો પ્રસંગ પાડવો નહિ, નહિ તો નાણું અને સંબંધ બન્ને ખોવાનો પ્રસંગ ઉપસ્થીત થાય છે.

જ્યારે સૂર્ય-રેખા ચંદ્રના પહાડ ઉપરથી ઉદય પામી સૂર્યના પહાડ તરફ જાય અને સૂર્યની આંગળીનો પહેલો વેઢો જો મજબુત અને ગાઢ હોય તો તેવી રેખાવાળો મનુષ્ય કલ્પના અને ભાષા ઉપર કાબુ ધરાવતો હોઈ લેખક થાય છે અને લેખક તરીકે તે સફળતા મેળવે છે. જો આ મનુષ્યની આંગળીનાં અણીયાં શંખાકારનાં હોય અને આંગળીઓ સુંવાળી હોય તો તે મનુષ્ય કવિતાને વધારે ચાહી કવિ થશે. જો તેની આંગળીઓ ગાંઠાગાંઠાવાળી, અથવા તો ચોરસ હોય તો તે ઈતિહાસકાર,




આકૃતિ ૧૮૮

ઐતીહાસીક કાવ્ય, કે ઐતીહાસીક નવલકથા લખનાર થાય. જો આવા મનુષ્યનો મંગળનો પહાડ વધારે ગાઢો ને ઉત્તેજીત હોય તો તે વીર પુરૂષોનાં ચરિત્રો કે વીર પુરૂષોનાં કાવ્યો લખનાર થાય, યુદ્ધોનું વર્ણન આવો પુરૂષ સુંદર રીતે કરી શકે છે. જો આવા મનુષ્યનો શુક્રનો પહાડ ગાઢો અને ઉત્તેજીત હોય તો તે કરૂણ રસનો એવો સરસ લેખક થાય કે તેનાં કાવ્યો કે કથાથી તે વાંચકવૃંદનાં દીલ પીગળાવી આંખમાં આંસુ લાવી શકે. જો શનિનો પહાડ મજબુત હોય તો તે રસાયણશાસ્ત્ર કે ભૌતિકશાસ્ત્ર કે સંશોધન ને વિજ્ઞાનને લગતાં પુસ્તકો લખે.

જો સૂર્ય-રેખા ઉપલા મંગળના પહાડ ઉપરથી ઉદય પામી સૂર્યના પહાડ તરફ જાય તો આવી રેખાવાળો મનુષ્ય શાંત ચિત્તથી મુશીબતોને વટાવી, હિંમતથી આગળ વધી વિજય અને નામના મેળવે છે. દુઃખના વખતે આવો મનુષ્ય હિંમત હારી જતો નથી પરંતુ ધીરજ ધારણ




આકૃતિ ૧૮૯

કરી ખંતથી આગળ વધે છે ને વિજય મેળવે છે.

સૂર્ય–રેખાની સ્થિતિ તેના ગુણ અને પ્રભાવનું દર્શન કરાવે છે. જો સૂર્ય–રેખા ઊંડી, ગાઢી ને સ્પષ્ટ હોય તો મનુષ્ય સર્જનશક્તિવાળો થઈ સુખ અને સૌભાગ્યને પ્રાપ્ત કરે છે. સર્જનશક્તિ એ સૂર્ય–રેખાનો પ્રથમ સદ્‌ગુણ છે–સૌંદર્યનો શોખ એ સૂર્ય–રેખાનો દ્વિતીય સદ્‌ગુણ છે, પછી તે સૌંદર્ય કુદરતની ક્રિયામાં હોય, સુંદરીના સ્વરૂપમાં હોય, કળાની ખીલવણીમાં હોય, માનવીની હેરત પમાડે તેવી કૃતિમાં હોય કે ગમે ત્યાં હોય. જેમ કમળ તરફ ભ્રમર આકર્ષાય છે તેમ સૌંદર્ય તરફ સૂર્ય–રેખાવાળો મનુષ્ય આકર્ષાય છે અને એ સૌંદર્યની પ્રાપ્તિને માટે રાજકવિ કલાપી કહે છે તેમ તે સૌંદર્યજ બની જાય છે. "સૌંદર્યો પામતા પહેલાં સૌંદર્ય બનવું પડે." આવા મનુષ્યને ઘણી વખત સારાં સારાં કપડાંલત્તાંનો, સારા સારા ખાનપાનનો ને સારા સારા વિલાસ ને વૈભવનો શોખ હોય છે. તેનો બેઠકનો ઓરડો સામાની આંખને આંજી નાખે એવી રીતે શણગારેલો હોય છે. એની વિલાસ ને વૈભવપ્રિયતા એને ઘણીવાર આડંબર તરફ આકર્ષે છે.

જો સૂર્ય–રેખાવાળા મનુષ્યની સૂર્યની આંગળીનો બીજો વેઢો લાંબો ને ગાઢો હોય તો તે મનુષ્ય પોતાનાં બુદ્ધિ ચાતુર્યથી કળા ઉત્પન્ન કરી તેમાંથી પૈસાની પ્રાપ્તિ કરે છે. આ મનુષ્ય કળાકારની ઢબથી વહેપારી આલમમાં વિજય મેળશે.

જો સૂર્ય–રેખાવાળા મનુષ્યની સૂર્યની આંગળીનો ત્રીજો વેઢો લાંબો અને ગાઢો હોય તો તે કળાગૃહો જેવાં કે સીનેમા, નાટક, ચિત્રગૃહ

વિગેરેના માલીક થઈ કળામય ઢબથી જનમનરંજન કરી ધનનું ઉપાર્જન કરશે. રંગભૂમિના નટ અને નટીઓ, સીનેમા સ્ટાર્સ, સંગીત ને જલસાની પાર્ટિ કરનાર સંગીતકાર કે નૃત્યકારની સૂર્યની આંગળીનો બીજો અને ઘણી વખત ત્રીજો વેઢો લાંબો અને ગાઢો હોય છે.




આકૃતિ ૧૯૦

સાંકળ સાંકળવાળી સૂર્ય–રેખાવાળો મનુષ્ય અસ્થિર વૃત્તિવાળો હોઈ કવચીતજ ફળપ્રાપ્તિ કરે છે. આ મનુષ્યને પોતાના છિછરાપણાનું ભાન હોતું નથી અને તેનો પ્રયત્ન ઘણી વખત કળાની વાતચીતમાં જ પરિણમે છે.

છીછરી અને પાતળી સૂર્ય–રેખાવાળો મનુષ્ય સર્જનશક્તિવાળો હોતો નથી અને તેથી તે સર્જન-શક્તિવાળા મહાન કલાકારોની નકલ કરી સંતોષ માને છે અને તેમાંથી કોઈ કોઈ વખત ધનપ્રાપ્તિ કરી શકે છે.

જો સૂર્ય–રેખા ગાઢી અને પાતળી, વળી પાછી ગાઢી અને પાતળી એમ ગાઢી, પાતળી થતી થતી સૂર્યના પહાડ સુધી પહોંચે તો તેવા મનુષ્યને વિજય અને પરાજય, પરાજય અને વિજય એમ અનુક્રમે મળ્યાં જશે. આવી રેખાવાળા મનુષ્યો સ્થિર ચિત્તથી હંમેશા કામ કરનારા હોતા નથી પરંતુ "વેગ" આવે કામ કરે છે અને "વેગ" સમી જતાં આળસુ થઈ પડી રહે છે. વળી પાછો "વેગ" ઊપડે કાર્ય કરવા મંડી પડે છે.




આકૃતિ ૧૯૧




આકૃતિ ૧૯૨

સાપોલીઆની માફક વાંકીચૂકી સૂર્યરેખાવાળો મનુષ્ય અસ્થિર મગજનો અને અસ્થિરવૃત્તિનો હોય છે તેથી અનેક દિશામાંથી કમાણી કરવા તે બાથોડીયાં મારે છે અને પોતાની શક્તિનો અનેક દિશામાં નાશ કરે છે. એકજ ધંધામાં તે લાંબો વખત ટકી શકતો નથી અને તેથી તેનું ફળ અચોક્કસ હોય છે.



આકૃતિ ૧૯૩

સૂર્ય-રેખામાં ડાઘ, કાપ કે ચોકડી અશુભ ચિન્હ છે. દરેક ડાઘ, કાપ કે ચોકડી વિજય મળવામાં અણધારી મુશ્કેલી ઊભી કરે છે. ટાપુ ટાપુવાળી સૂર્ય-રેખા પરાજય સૂચવે છે. દરેક ટાપુએ એક મહાન પરાજય સૂચવે છે.

જો સૂર્ય-રેખાવાળા મનુષ્યની રવિની આંગળી શનિના જેટલી અગર તો તેથી પણ લાંબી હોય તો તે મનુષ્ય આંધળીયાં કરીને સટ્ટામાં ઝંપલાવે છે અને આ પાર કે પેલી પારની વૃત્તિ રાખી જીત મેળવવાનો મરણીયો પ્રયાસ કરે છે. જો આ મનુષ્યના ગુરૂ ને બુધના પહાડ વધારે ગાદા ને મજબુત હોય અને આયુષ્ય, મસ્તક, હૃદય અને ભાગ્ય-રેખાઓ સુંદર ને સ્પષ્ટ હોઈ કોઈપણ પ્રકારના આવરણ વિનાની હોય તો તે એ કસામટો લખપતિ કે કરોડપતિ બની જાય છે.

પણ જો ઉપર વર્ણવેલા કોઈપણ પહાડ ઢીલા હોય અને ઉપર વર્ણવેલી કોઈપણ રેખામાં અને મુખ્યત્વે કરીને સૂર્ય-રેખા કે ભાગ્ય-રેખામાં ડાઘ, ચોકડી, કાપ, કે ટાપુનું ચિન્હ હોય તો તે લખપતિ કે કરોડપતિને ઠેકાણે



આકૃતિ ૧૯૪

ભટકતો થઈ જઈ રાનેરાન ને બીયાબ્યાન આથડે છે.

જો સૂર્ય-રેખાના અંતે સૂર્યના પહાડ ઉપર તારાનું ચિન્હ હોય તો તે મનુષ્યનું જીવન પ્રતાપી રીતે સમાપ્ત થશે. જો મનુષ્ય માનસિક વૃત્તિવાળો તો તે કવિ તરીકે, ચિત્રકાર તરીકે, લેખક તરીકે, શીલ્પી તરીકે, નટ તરીકે કે કળાના કોઈ પણ વિષયના ધુરંધર તરીકે વિજય મેળવી, ધન અને યશની ચોમેર પ્રાપ્તિ કરી સુખી અને આબાદી જીવન જીવનાર તરીકેની નામના મેળવી તેનું જીવન સમાપ્ત કરશે.



આકૃતિ ૧૯૫

જો સૂર્ય-રેખાની શરૂઆતમાં તારાનું ચિન્હ હશે અને તેના અંતમાં બીજું તારાનું ચિન્હ હશે તો તેવી રેખાવાળો મનુષ્ય જન્મથી તે મર્ણ સુધી વિજયી જીવન જીવી, યશ અને ધનની સારી રીતે પ્રાપ્તિ કરી તેના જીવનની સમાપ્તિ કરશે.




આકૃતિ ૧૯૬

જો સૂર્ય-રેખાની આજુબાજુ સૂર્યના પહાડ ઉપર બે સખી-રેખા કે ભગીની રેખા હોય તો તે મનુ-ષ્યનો પ્રતાપ અને ધન તથા યશ-પ્રાપ્તિ બેવડાશે. આવી રેખાવાળા માણુસો દરેક જુદા જુદા ધંધામાંથી સારી રીતે ધન પ્રાપ્ત કરી શકે છે.




આકૃતિ ૧૯૭

જો સૂર્ય-રેખા સૂર્યના પહાડ સુધી પહોંચે, અને ત્યાં કેટલીક સીધી રેખાઓ હોય તો તે મનુષ્યની બુદ્ધિ અને શક્તિ ઘણાં કર્તવ્યો કરવામાં એકસામટી ખર્ચાઈ જશે અને તેથી તેને થોડા ફળની પ્રાપ્તિ થશે. ધનહિન પણ ઉમંગી જીવન જીવનાર ઉદાર માણુસોના હાથમાં આ ચિન્હ ખાસ હોય છે.




આકૃતિ ૧૯૮

જો સૂર્ય-રેખાના છેડે સ્પષ્ટ ત્રિશુળના જેવું ચિન્હ હોય તો તે મનુષ્ય સારૂં જીવન ગુજારી ધન અને યશની પ્રાપ્તિ કરી, સુખેથી જીવનની સમાપ્તિ કરશે.




આકૃતિ ૧૯૯

જો સૂર્ય-રેખાના છેડે ચોરસનું ચિન્હ હશે, તો તે મનુષ્યનો ગમે તેવી આપદાઓમાંથી અને ઉપાધિઓમાંથી સહેજમાં બચાવ થશે.




આકૃતિ ૨૦૦

જો સૂર્ય-રેખાના છેડે ત્રિકોણ કે ધજાનું ચિન્હ હશે તો મનુષ્ય લેખક તરીકેની સારી નામના મેળવી પોતાની કારકીર્દીનો સુખી અંત જોશે. બીજી રીતે આવું ચિન્હ રાજદ્વારના લફરામાંથી નિષ્કલંક નીકળી જઈ નામના ને સુંદર યશપ્રાપ્તીનું સૂચન કરે છે.




આકૃતિ ૨૦૧

જો સૂર્ય-રેખામાંથી એક નાની રેખા ફૂટીને ગુરુના પહાડ ઉપર જાય તો તે મનુષ્ય સત્તા, અને લોભવૃત્તિને વશ થઈ તે માર્ગે ધનોપાર્જન કરશે.




આકૃતિ ૨૦૨

જો સૂર્ય-રેખામાંથી એક નાની રેખા ફૂટીને શનિના પહાડ પર જાય તો તે મનુષ્ય ડહાપણ અને શાણપણથી જમીન કે ખનીજમાર્ગે ધનોપાર્જન કરશે.




આકૃતિ ૨૦૩

જો સૂર્ય-રેખામાંથી એક શાખા ફૂટીને બુધના પહાડ ઉપર જાય તો તે મનુષ્ય તિક વ્યાપારી બુદ્ધિથી ધનોપાર્જન ને યશની પ્રાપ્તિ કરશે.




આકૃતિ ૨૦૪

જો સૂર્ય-રેખામાંથી એક શાખા ફૂટીને શનિના પહાડ પર જાય અને બીજી શાખા ફૂટીને બુધના પહાડ પર જાય તો તે મનુષ્ય ડહાપણ, શાણપણ, તિવ્ર વ્યાપારી બુદ્ધિથી જમીન ને વ્યાપારમાંથી ધનોપાર્જન ને યશની પ્રાપ્તિ કરશે.




આકૃતિ ૨૦૫

સૂર્ય-રેખામાંથી ઊંચે જતી રેખાઓ સૂર્ય-રેખાનો પ્રતાપ વધારે છે અને સૂર્ય-રેખામાંથી નીચે જતી રેખાઓ સૂર્યનો પ્રતાપ ઘટાડે છે.

૨૫૯ ને સુંદર સૂર્ય-રેખા સર્જનશક્તિનો ભંડાર હોઈ મનુષ્યના પુરુષાર્થને દીપાવે છે, ને સૂર્યના પ્રભાવની માફક મનુષ્યના જીવનનો પ્રભાવ ઓપાવે છે.

# પ્રકરણ ૩૦ મું

## બુધ-રેખા

આરોગ્ય ને અનારોગ્ય, સ્વાસ્થ્યની શક્તિ વળી,
કળા વ્યાપાર કૌશલ્ય, બુધ-રેખા દર્શે ખરી.

卐

**મા**નવ-જીવન ઉપર કૌટુંબીક જીવન, સમાજ-જીવન અને રાષ્ટ્ર જીવન ટકે છે. માનવ-જીવન સ્વાસ્થ્યની શકિત ઉપર ટકે છે. સ્વાસ્થ્યની શકિત સુઆરોગ્ય ઉપર ટકે છે. સુઆરોગ્ય સારી હવા, સારૂં પાણી, સારો ખોરાક અને સારી યોગ્ય કસરત ઉપર આધાર રાખે છે. સારાં હવા-પાણી, ખોરાક અને કસરત સિવાય શરીરનો બાંધો મજબુત થતો નથી અને શરીરનું સ્વાસ્થ્ય જળવાતું નથી. શરીરના સ્વાસ્થ સિવાય સદાચાર સાચવી શકાતો નથી. સદાચાર સિવાય બ્રહ્મ-ચર્ય પાળી શકાતું નથી. બ્રહ્મ-ચર્ય સિવાય આત્મ-બળ મેળવી શકાતું નથી, અને આત્મ-બળ મેળવ્યા સિવાય કોઇપણ સિદ્ધિ સાધ્ય થઇ શકતી નથી. આત્મ-બળ એ સર્વ બળોનું બળ છે. આત્મ-બળ એજ સત્ય છે. સત્ય એજ એકાક્ષર બ્રહ્મ છે, સત્ય એજ એકાક્ષર તપ છે, સત્ય એજ એકાક્ષર યજ્ઞ છે અને સત્ય એજ એકાક્ષર શ્રુતિ છે.

**सत्य मेकाक्षरं ब्रह्म सत्य मेकाक्षरं तपः ।**
**सत्य मेकाक्षरं यज्ञ सत्य मेकाक्षरं श्रुतम ॥ ॥व्यास॥**

બુધની રેખાને કેટલાક વિદ્વાનો આરોગ્યની રેખા કહે છે, કેટલાક જીવનશકિત રેખા કહે છે અને કેટલાક પ્રાણપૂરક રેખા કહે છે. ખરી રીતે તો બુધની રેખા એ આરોગ્યને સ્વાસ્થ્યની રેખા ઉપરાંત આત્મ-બળની રેખા છે અને આત્મ-બળ સિવાય કોઇપણ સિદ્ધિ સાધ્ય થઇ શકતી નથી. આત્મ-બળ હોય તો શરીરનું આરોગ્ય ને સ્વાસ્થ્ય જાળવી શકાય છે. આત્મ-બળ હોય તો સદાચારી થઇ શકાય છે. આત્મબળ હોય તો સત્યાગ્રહી થઇ શકાય છે. આત્મ-બળ હોય તો ઇંદ્રિયોને મનની ઉપર કાબુ મેળવી આત્મ-નિષ્ટ યોગી થઇ શકાય છે, આત્મ-બળ હોય તો કળાને વ્યાપાર કૌશલ્યથી ધનીકોના પણ ધનીક થઇ શકાય છે.

આત્મ-બળ હોય તો જાતે સ્વતંત્ર થઈ, કુટુંબ સમાજ અને રાષ્ટ્રને સ્વતંત્ર બનાવી શકાય છે. એ દૃષ્ટિએ બુધની રેખા એ આત્મ-બળનીજ રેખા છે.

અલબત્ એ પણ એટલુંજ ખરૂં છે કે સારા આરોગ્ય અને શરીરની સુખાકારી સિવાય, મનનું સ્વાસ્થ્ય જાળવી શકાતું નથી, અને જેનું શરીર નબળું તેનું મન પણ નબળું પડી જાય છે. મન નબળું પડતાંજ આત્મ-બળ ઘટી જાય છે અને આત્મ-બળ ઘટી જતાં મનુષ્ય બળ-હીન બની જાય છે. બળ-હીન મનુષ્યથી કાંઈપણ કાર્યસિદ્ધિ થઈ શકતી નથી. ખરૂંજ કહ્યું છે કે:-**नायं आत्मा बलहीनेन लभ्य: ।** એ દૃષ્ટિએ બુધની રેખા એ આરોગ્ય ને સ્વાસ્થ્યની રેખા છે.

શરીરનું આરોગ્ય જાળવવા માટે ઘણાં સુત્રો પ્રચલિત છે. **शरीरमाद्यं खलु धर्मसाधनम् ।** A sound mind in a sound body; પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે ઘેર દીકરા, ત્રીજું સુખ સુકુળની નાર અને ચોથું સુખ કોઠીએ જાર; શું મરીને માળવો લેવાનો હતો ? જીવતો નર ભદ્રા પામે. આ બધાં સુત્રો બુધની રેખાનો મહિમા વધારે છે, અને તેથીજ તેને જીવન-શક્તિ કે પ્રાણપૂરક રેખા કહીએ તો ખોટું નથી.



આકૃતિ ૨૦૬

બુધની રેખા બુધના પહાડ ઉપરથી અગર તો બુધના પહાડની નીચેથી ઉગે છે અને હાથના પંઝામાંથી પસાર થતી થતી આયુષ્ય-રેખાને મળવા ધસે છે. આયુષ્ય-રેખાને મળવા ધસતી બુધની રેખા જો હલ્લો કરી, તેને મળે અગર તો આયુષ્ય-રેખાનું છેદન કરે તે સમયે મનુષ્યનું મૃત્યુ થાય છે. જીવનરેખા કે આયુષ્ય-રેખા ગમે તેટલી લાંબી ને સ્પષ્ટ હોય પણ જો બુધની રેખા તેને મળે કે છેદન કરે તો આયુષ્ય-

રેખાનું બળ તૂટી જાય છે અને મનુષ્ય સ્વર્ગનો મહેમાન થાય છે. આયુષ્ય-રેખાને મળતી બુધની રેખા આગામી મત્યુનો પેગામ છે. કોઈ પણ સંજોગોમાં તે ન મળે એજ ઇચ્છવા જોગ. એટલે આયુષ્ય-રેખાથી બુધની રેખા જેટલી દૂર તેટલી વધારે સારી.

બુધની રેખા માનવીનાં દર્દ પરખાવનાર ડૉકટર છે. અનેક રોગ જેવાકે મગજે લોહી ચઢી જવાનો રોગ, હૃદયબંધનો રોગ, અજીર્ણ ને અપચાનો વ્યાધિ, કાળજુ, હોજરી કે જઠરનો રોગ, પિત્ત અને પિત્ત-પ્રકૃતિના વ્યાધી, ક્ષય, ન્યુમોનીઆ કે ટાઇફોઇડના મહા વ્યાધિ, વાતરોગ કે સંધીવા વિગેરે દર્દોનું બુધની રેખા સૂક્ષ્મદર્શક યંત્ર છે. તે વ્યાધિઓની ચડતી પડતીનું થરમોમીટર છે.

ઘણા મનુષ્યોના હાથમાં બીલકુલ બુધની રેખા હોતી નથી. એ સારામાં સારૂં ચિન્હ છે. બુધ રેખાની ગેરહાજરી શરીરનું ટકાઉ ને મજબુત બંધારણ તેમજ નસોની સમતુલના સૂચવે છે. બુધની રેખા હોવી જોઇએ તો બીલકુલ સારી હોવી જોઇએ નહિ તો તે બીલકુલ અદૃશ્ય કે ગેરહાજર હોય તે વધારે ઇચ્છનીય છે.



આકૃતિ ૨૦૭

સાંકળ સાંકળવાળી બુધની રેખાવાળો મનુષ્ય એટલા બધા વ્યાધિથી પીડાયલો હોય છે કે તે મરવા ખાતર જીવે છે. મુખ્યત્વે પાંડુરોગનું ખાસ સૂચન છે.




આકૃતિ ૨૦૮

સાપોલીયાની માફક વાંકીચૂકી જતી બુધની રેખાવાળો મનુષ્ય માંદા સાજા માંદા સાજાની સ્થિતિ ભોગવે છે.

બુધની રેખામાં પડેલો દરેક ડાઘ કે કાપ દરેક જુદા જુદા વ્યાધિનું સૂચન કરે છે.




આકૃતિ ૨૦૯

બુધની રેખામાં પડેલો દરેક ટાપુ, ચોકડી કે તારો દરેક જીવલેણ દર્દનું સૂચન કરે છે. બુધની રેખામાં તારો એ ભયંકરમાં ભયંકર નિશાની છે. ઘણી વખત એ તારો નજદીકના મૃત્યુનું સૂચન કરે છે. એ તારો મૃત્યુ ન આવતું હોય તેને આમંત્રણ આપીને લાવે છે.

ગુરૂના પ્રભુત્વવાળા મનુષ્યમાં બુધની રેખા અપચો અથવા પિત્ત-પ્રકૃતિનું સૂચન કરે છે. જો બુધની રેખા વધારે બગડેલી હોય તો મગજે લોહી ચઢવાનો રોગ થાય છે.

શનિના પ્રભુત્વવાળા મનુષ્યમાં બુધની બગડેલી રેખા પિત્તાશયના તાવ, વાતરોગ કે સંધીવા અને નસોના કમજોરપણાના વ્યાધિનું સૂચન કરે છે.

રવિના પ્રભુત્વવાળા મનુષ્યમાં બુધની રેખા હૃદયને ફેફસાંના લગતા રોગનું સૂચન કરે છે.

બુધની બગડેલી રેખા લાગણીથી ઉસ્કેરાઈ જવાનો વ્યાધિ ઉત્પન્ન કરે છે.

ચંદ્રના પ્રભુત્વવાળા મનુષ્યમાં બુધની બગડેલી રેખા તિવ્ર પિત્તાશયના ઝેરી તાવનું સૂચન કરે છે.

સારી બુધની રેખાવાળો મનુષ્ય શરીર અને મનનું સુંદર આરોગ્ય અને સ્વાસ્થ્ય જાળવવા ઉપરાંત કુશાગ્ર બુદ્ધિથી અને આત્મ-બળની શક્તિથી વહેપાર રોજગારમાં સારા ધનની કમાણી કરે છે અને આલમમાં વિજય મેળવે છે વળી તે વૈજ્ઞાનીક શોધખોળમાં પણ આગળ વધી નામના મેળવે છે.

મહાન પ્રભુ પોતાના દૂતોની મારફતે સારાનરસાના પેગામ મોકલે છે પણ મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે તે પેગામની અવગણના કરે છે અને જ્યારે તે ગણના કરતો થાય છે ત્યારે ઘણુંજ મોડું થયું હોય છે.

# પ્રકરણ ૩૧ મું

## શુક્ર-રેખા

વિલાસી પ્રેમ પ્રકૃતિ, વિકારી કામની ક્રીડા,
અનંત કાર્ય શક્તિની, શુક્ર-રેખા ગણી જગે.



સુંદર ને સોહાગી મનુષ્યોના હાથમાં શુક્ર-રેખા વિલાસી પ્રકૃતિ, ને સોહાગનું ચિન્હ છે.

કામી, ક્રોધી, વાતવાતમાં ચીડાઈ જનારા, અતૃપ્ત મનુષ્યોના હાથમાં શુક્ર-રેખા વિકાર ને કામ-ક્રીડાનું ચિન્હ છે.

કોમળ ને શાન્ત પ્રકૃતિથી, ધીરજ અને ખંતથી પોતાનું કાર્ય કર્યે જનાર મનુષ્યોના હાથમાં, શુક્ર-રેખા અનંત-કાર્ય-શક્તિનું ચિન્હ છે.

ભિન્ન ભિન્ન મનુષ્યોની પ્રકૃતિ અને કાર્ય પ્રમાણે શુક્ર-રેખા ભિન્ન ભિન્ન ફળ આપે છે.

શુક્ર-રેખાને કેટલાક વિદ્વાનો રતીદેવીની કટી-મેખલા કે કેડનો કંદોરો કહે છે, ત્યારે કેટલાક પ્રેમ-પ્યાસની છૂપી આગ કહે છે. વળી કેટલાક વિદ્વાનો તેને અનંત-ચેતનની ચીણગારી તરીકે પણ આલેખે છે. આમ શુક્ર-રેખાનાં જુદાં જુદાં લક્ષણોને અંગે વિદ્વાનો તેને જુદાં જુદાં નામ આપે છે.




આકૃતિ ૨૧૦

શુક્ર-રેખા ગુરૂની આંગળી અને શનિની આંગળી વચ્ચેથી ઊગી, શનિ અને રવિના પહાડની નીચેથી પસાર થઈ, રવિની આંગળી અને બુધની આંગળીના મધ્ય-ભાગમાં વિરમે છે.

વાસ્તવિક રીતે શુક્ર-રેખા એ હૃદય-રેખાની ભગિની-રેખા છે અને કેટલાક હાથમાં જ્યાં હૃદય-રેખા હોતી નથી ત્યાં હૃદય-રેખાનું કામ કરે છે.

કેટલાક હાથમાં હૃદય-રેખા હોવા ઉપરાંત શુક્ર-રેખા હોય છે. આવા મનુષ્યો અતિશય પ્રેમભીના હોય છે. તે દયાથી ભરપૂર હોય છે. પ્રેમ-પાત્રનું લગારે દુઃખ તે જોઈ શકતા નથી અને પોતાના સ્વાર્થના ભોગે પણ તે પ્રેમ-પાત્રનું દુઃખ અવિરતપણે નિવારવા પ્રયાસ કરે છે. જેમ દીપકને દેખી પતંગીયું પોતાની કાયાને બાળી મૂકવા તત્પર થાય છે, જેમ સંગીતની મધુર લ્હેર માટે મૃગ પોતાના પ્રાણ પરિહરવા તત્પર થાય છે તેમ શુક્ર-રેખાવાળો મનુષ્ય પ્રેમ-પાત્ર માટે પોતાનું તન, મન, ધન ત્યાગવા તત્પર થાય છે.

શુક્ર-રેખાના આ અતિ પ્રેમભાવના લક્ષણને અંગે કેટલાક તેને વિષય-લંપટતા અને વ્યભિચારના ચિન્હ તરીકે આલેખે છે. વાસ્તવીક રીતે શુક્ર-રેખા વાસનાતૃપ્તિ ને વિષય-લોલુપતાનું ચિન્હ નથી પણ મનની અવિરત અશાંત પ્રકૃતિ અને જ્ઞાનતંતુઓની તીવ્ર ઉશ્કેરણીનું ચિન્હ છે. આને અંગે શુક્ર-રેખાવાળા ઘણા દર્દીઓ ચકરી વાયુ કે હિસ્ટીરીયાના દર્દથી પીડાતા માલુમ પડયા છે. કેટલીક વખતે તે શુક્ર-રેખાવાળા ઘણા મનુષ્યો પ્રેમની છૂપી આગથી એવા બળતા માલુમ પડયા છે કે તેનાથી તે આગ કોઈને કહેવાતી નથી અને જાતે સહેવાતી નથી. આવા મનુષ્યો ઘણી વખત કામ-જ્વરથી પીડાય છે, અને પ્રેમ-મૂર્તિનું મીલન કે સહવાસ સિવાય કામ-જ્વર ઉતરતો નથી. પ્રેમના રાહે ચઢેલા આવા પ્રેમીઓને પ્રેમ-મૂર્તિની વાતો વિશેષ ગમે છે.

જે મનુષ્યનો હાથનો પંજો અગણીત નાની મોટી રેખાઓથી છવાએલો હોય છે, તેવો મનુષ્ય અશાન્ત પ્રકૃતિનો અને જ્ઞાનતંતુઓની નબળાઈવાળો હોય છે. તેવા મનુષ્યના હાથમાં જો શુક્ર-રેખા હોય તો તે સદાય અશાન્ત પ્રકૃતિવાળો રહે, રાત ને દિવસ કંઈ ને કંઈ, કંઈક ને કંઈ વિચાર તેના મનમાં ઘોળાયાજ કરે, શાન્ત અને સુખી નિદ્રા ક્વચીતજ લે, સહેજ સહેજ વાતમાં ઉશ્કેરાઈ જાય, ને ચીઢીયા સ્વભાવ-

વાળો થઈ જાય. આવા મનુષ્યમાં શુક્ર-રેખા વાસનાનું આરોપણ કરે છે. જ્યારે વિચારના ભારથી આવો મનુષ્ય અશાન્ત બની જાય ને ઉશ્કેરાઈ જાય ત્યારે વિલાસ કે વાસનાના માર્ગે તે શાન્તિ મેળવવાનો પ્રયાસ કરે છે. મગજનું સમતોલપણું ગુમાવી બેસવાથી તે આ માર્ગે વળે છે અને પાછો પસ્તાય છે. આવો મનુષ્ય ધારે છે કે દુનીઆમાં તેનું સ્થાન નથી. દુનીઆમાં કોઈ તેની દરકાર કરતું નથી. આવા પ્રકારની વિચાર-માળા શરૂ થતાં તે ઉત્તરોત્તર વધતીજ જાય છે. એની વિચાર-તન્દ્રામાં તે તેના ગાઢ મિત્રોનાં પણ તમામ કર્તવ્યો એક પછી એક બારીકીથી તપાસી જાય છે, તોળી જુએ છે અને તે તમામ કર્તવ્યોમાંથી તેનો વિશ્વાસ ઊઠી જાય છે. તેને એમ લાગે છે કે તેના મિત્રો પણ તેની સાથે દગો રમે છે, એક માખીની પેઠે તેને ફસાવવા કરોળીઆની જાળ રચે છે; કસાઈને ત્યાં વધ કરવાના ઘેંટા જેવી તેની સ્થિતિ કરી મૂકનાર એ દગાબાજ મિત્રોની સાથે હવે તેને શી લેવા દેવા છે? આવો મનુષ્ય નાનામાં નાના દુઃખને પણ પહાડ સમાન ગણી લે છે; જ્યાં નામ માત્ર પણ ભય હોય નહિ ત્યાં પહાડ જેવો ભય છે એમ માની બેસે છે, અને આ રીતે તેને ચિત્તભ્રમ વાયુનું દર્દ લાગુ પડે છે.




આકૃતિ ૨૧૨

વળી જો આવા મનુષ્યનો હાથ બરછટ ને કઠણ હોય, અને શુક્રનો પહાડ વિશાળ પોચો હોય, કે નાની મોટી અનેક રેખાઓથી છવાએલો હોય તો તે વિષય-વિકાર અને વિષયતૃપ્તિને માર્ગે વળે છે અને એ વિકાર-તૃપ્તિને અંગે સંતોષ કે સુખ માનવાનો પ્રયાસ કરે છે-તે જગતની પરવા કરતો નથી કારણ કે જગત તેની પરવા કરતું નથી. સામાજિક ને કૌટુંબીક બંધનો તે નકામાં ગણે છે. તે ફક્ત એકજ બંધન સારૂં ગણે છે અને તે વિષય-તૃપ્તિનું.

શુક્ર-રેખાનું ખરાબ પરિણામ ઉગતી જુવાનીમાં આવે છે. તમામ પ્રકારના હાથવાળાઓમાં આ અવસ્થામાં શુક્ર-રેખા માઠું પરિણામ નીપજાવ્યા વિના રહેતી નથી. ઘણા ઉગતા જુવાનો મુખ્યત્વે કરીને સોળથી પચ્ચીસ વર્ષ વચ્ચેના જુવાનો, ફુટતી જુવાનીને અંગે સુંદરીના સહવાસની ઇચ્છા ધરાવે છે; કામીનીના કટાક્ષથી ઘવાઈ તેઓ પોતાનું ભાન ભૂલે છે અને તેમને મેળવવાની માનસિક વૃત્તિઓ સેવ્યા કરે છે; આથી તેમનું મન ઉશ્કેરાઈ જાય છે અને તેમને સુંદરીના સંભોગનાં સ્વપ્ન આવ્યા કરે છે. આવી અતૃપ્ત વૃત્તિમાં તેઓ સૃષ્ટિ-ક્રમ વિરૂદ્ધની કુટેવ **Self-Eduse or masterbation**-ના ભોગ બને છે. આ કુટેવથી તે ક્ષતવીર્ય અને શક્તિહીન થતા જાય છે. તેઓ સ્વભાવે શરમાળ અને નરમ બની જાય છે, તેઓ એકાંત જીવન ગુજારવાનો નિશ્ચય કરી તેમ કરતા થઈ જાય છે, સમાજ કે લોકોના સંસર્ગમાં જેમ બને તેમ ઓછા આવે છે, સ્ત્રીજાતિના સહવાસમાં આવતાં પણ તે ડરે છે. પરંતુ માનસિક સહવાસ અને માનસિક સંભોગથીજ તૃપ્તિ માનતા થઈ જઈ ઉપર જણાવેલી ભયંકર કુટેવના ભોગ બની જાય છે.

આવા નવજુવાનો લગ્ન થયા પછીથી કે પચ્ચીસમું વર્ષ વટાવ્યા પછીથી દુનીઆદારીનું ભાન સમજતા થઈ જાય છે, તેમના પશુજીવનનો તેમને ખ્યાલ આવે છે અને તેથી તેઓ સુધરી જાય છે—આમાંના કેટલાક તો ક્ષતવીર્ય અને શક્તિહીન બન્યા છતાંય ઘણા લાંબા કાળ સુધી સુધરતા નથી. શનિના પ્રભાવવાળા ઘણા યુવાનો આ દર્દના દર્દી હોય છે. સુંદર સારી શિખામણ અને માબાપ કે વાલીઓની તડ ને ફડ ચોકખે ચોકખી વાત તેમને આ કુટેવમાં પડતા ઘણી વખત અટકાવે છે.




આકૃતિ ૨૧૨

જો શુક્ર-રેખા ગુરૂની આંગળી અને શનિની આંગળીની વચ્ચે શરૂ થઈ, શનિના કે રવિના પહાડ સુધી પહોંચે તો તે કેવળ વિલાસી પ્રકૃતિ ને મોજીલો સ્વભાવ સૂચવે છે.




આકૃતિ ૨૧૩

જો શુક્ર-રેખા ગુરૂની આંગળી અને શનિની આંગળીની વચ્ચે શરૂ થઈ, છેક બુધના પહાડ નીચે હાથના છેડા સુધી પહોંચે તો તે અવિરત ચેતન-શક્તિ, કલ્પનાશક્તિ, ઉત્સાહ ને હાથમાં લીધેલું કાર્ય પાર પાડવાની ધગશ સૂચવે છે.

જો શુક્ર-રેખા નાની નાની તૂટક તૂટક બે ત્રણ કે ચાર લીટીઓની બનેલી હોય તો તે વિકારીપણું ને પ્રસંગ આવે વ્યભિચારીપણું સૂચવે છે.

શુક્ર-રેખાવાળા તમામ મનુષ્યો વિકારી હોતા નથી પણ વિકાર-રેખાવાળા તમામ માણસો વિકારી ને વ્યભિચારી હોય છેજ એમાં બે મત નથી.

## પ્રકરણ ૩૨ મું

## વિકાર-રેખા

વાસના વિષ(ય) તૃપ્તિની, મેલછા સંભોગની,
રેખા વિકારની જાણો, સ્થિતિ ને સ્થાન ભ્રષ્ટની.

卐

**વિ**કાર-રેખા એ સ્થિતિને સ્થાનભ્રષ્ટ થયેલા પુરૂષની પ્રબળ વાસના તૃપ્તિનું, સંયમ વિનાના સંભોગનું, મદઘેલી વિકારી વૃત્તિનું, અતિશય ઉન્મત્તપણાનું, છટકેલ ને લંપટપણાનું, ચારિત્ર્ય શિથીલતા ને ચારિત્ર્ય હીનતાનું ભયંકરમાં ભયંકર નિશાન છે. આવી રેખાવાળો પુરૂપ મા, બેન કે દિકરીમાં કંઈ ભેદ જોતો નથી. તેની પ્રબળ વિકારવૃત્તિમાં તે બાર ઉજ્જડ દેખે છે. તેને માટે સંત તુલસીદાસજીનાં સત્ય વચનો ટાંકવા બસ થશે.

"સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન,
ઈત્તનેસે હરિ ના મીલે, તો તુલસીદાસ જમાન."



૧૨૪

આકૃતિ ૨૧૪

વિકાર-રેખા ચંદ્રના પહાડમાંથી ઉદય પામી અર્ધ ચંદ્રાકારે શુક્રના પહાડમાં વિરમે છે.

જે સમયે આ રેખા આયુષ્ય-રેખાને છેદે છે તેજ સમયે તે માણસનું કામ-ક્રીડાવૃત્તિમાં મરણ થાય છે.



આકૃતિ ૨૧૫

કેટલીક વખતે વિકાર-રેખા ચંદ્રના પહાડમાંથી નીકળી પહોંચી સુધી પહોંચે છે. આ રેખાવાળા માણસને પરસ્ત્રી સંભોગનાં સ્વપ્ન, પરસ્ત્રી સંભોગની ઇચ્છા અને પરસ્ત્રી સંભોગની કલ્પના થયા કરે છે અને ઘણી વખત તે તેનાં વિકારી સ્વપ્ન, વિકારી ઇચ્છા ને વિકારી કલ્પનાને અમલમાં મૂકે છે. પણ આ રેખાવાળો આદમી પ્રથમની રેખાવાળા આદમી જેટલો ભયંકર નથી.

છતાંય બન્ને પ્રકારની રેખાવાળા માનવીઓ દારૂડીઆ, અફીણીઆ ને ગાંજાખોરીઆ તો હોય છેજ. તેઓ એક હાથમાં સુરા ને બીજા હાથમાં સુંદરીના ભોગી હોય છે. આ વિકાર રેખાના સ્થાન પરથી બીજી પણ એક રેખા સળંગ નીકળી સીધી ને સીધી શુક્રના પહાડ પર જાય છે. આ રેખા ( મીઠી પેશાબ ) ના દર્દનું ખાસ સૂચક છે. ઘણે ભાગે આ રેખાથી માણસને તેની યુવાવસ્થાથીજ મીઠી પેશાબનું દર્દ લાગુ પડે છે. જો વેળાસર સમજી જઇને ઉપચાર કરવામાં આવે તો આ દર્દ સાધ્ય થઈ શકે છે. આ રેખાનો બીજો પ્રભાવ અભક્ષ્યા-ભક્ષ્ય ને અપેય-પેય એ પણ એક વિદિ ચિન્હ છે.

# પ્રકરણ ૩૩ મું

## મંગળ-રેખા

ચેતના કાર્યસિદ્ધિની, પ્રેરણા પ્રાણ તત્વની,
મંગળ ફળની દાતા, મંગળની રેખા જગે.



મંગળ-રેખા એ આયુષ્ય-રેખાની ભગિની રેખા છે. એ આયુષ્ય-રેખાના અંદરના ભાગમાં આયુષ્ય-રેખાની સમાન ગતિએ વહે છે.




આકૃતિ ૨૧૬

મંગળ-રેખા મનુષ્યના આરોગ્યમાં સુધારા કરે છે, એની તન્દુરસ્તી ને તબીયત સાચવે છે, એના જીવનમાં ઉત્કર્ષ ને ઉત્સાહનું બળ પ્રેરે છે, એના કાર્યમાં પ્રબળ પ્રાણ ચેતના પ્રેરે છે, એને જીવનની આપત્તિઓમાં ટકી રહેવાની મહાન ધીરજ સમર્પે છે, એને આપત્તિઓમાંથીય આગળ વધવાનું જોમ આપે છે, એના હાથમાં લીધેલા કાર્યને પુરેપુરૂં પાર પાડી કાર્યસિદ્ધિમાં અસાધારણ વિજય અર્પે છે અને એના આયુષ્યમાં વૃદ્ધિ કરે છે.

મંગળ-રેખાનો ઉદય મંગળના નીચલા પહાડ પરથી થાય છે અને કાંડાની પહોંચી નજીક આયુષ્ય-રેખામાં તે વિરમે છે.

મંગળ-રેખા ઘણા થોડા મનુષ્યોના હાથમાં જોવામાં આવે છે. મંગળ-રેખા જેટલી લાંબી, ઊંડી અને સ્પષ્ટ હોય છે, તેટલા જીવનના સમયમાં મનુષ્ય સર્વ પ્રકારે વધારે ઉત્સાહી જોવામાં આવે છે.

મંગળ-રેખા જેટલી ટૂંકી તેટલા જીવનના સમયમાં મનુષ્ય સર્વ પ્રકારે શાન્તિ ભોગવતો માલુમ પડે છે.

મંગળ-રેખા આયુષ્ય-રેખાની ભગિની રેખા હોઈ કેટલીક વખત તે આયુષ્ય-રેખાનું કામ કરી લઈ મનુષ્યના આયુષ્યમાં વૃદ્ધિ કરે છે.

મંગળ-રેખાનાં આવાં શુભ તત્વોથી પ્રેરાઈ એક વિદ્વાન તેની મુક્ત કંઠે સ્તુતિ કરે છે કે:—

સંજીવની જીવનની, વળી શક્તિ-દાતા,
પ્રેમી જનોની વળી તું, બની પ્રેમ-પાતા,
આબાલ વૃદ્ધ સહુના, સુખની વિધાતા,
તું રક્ષ ! રક્ષ ! અમને, મહા મોટી માતા.

મંગળ-રેખાનાં એ વિધાન કોને ન ગમે ?

# પ્રકરણ ૩૪ મું

## ચંદ્ર-રેખા

પ્રજ્ઞા અગમ ગમ્યની ને સંજ્ઞા ભવિતવ્યની,
પ્રૌઢતા પુરૂષાર્થની, ચંદ્ર-રેખા જગે ઝગે.

ચંદ્ર-રેખા ભૂતકાળમાં શું બની ગયું તેનો ખ્યાલ આપે છે, વર્તમાનમાં શું બની રહ્યું છે તેનો પુરાવો આપે છે, અને ભવિષ્યમાં શું બનવાનું છે તેનું સચ્ચોટ સુંદર ધ્યાન કરે છે.

ચંદ્ર-રેખાવાળો મનુષ્ય વ્યક્તિ, સમષ્ટિ, કુટુંબ, સમાજ ને રાષ્ટ્રનો ભૂત, વર્તમાન ને ભવિષ્યનો આબેહૂબ ઇતિહાસ રજુ કરે છે. ક્યારે, ક્યાં અને શું થવાનું છે તે કલ્પના દ્વારા કહી આપે છે અને ઘણુંખરૂં તેની કલ્પના કાર્યસિદ્ધિમાં પરિણમે છે. તેને ભાવિનાં સુંદર સ્વપ્ન આવે છે અને એ સ્વપ્નદ્વારા એ સૃષ્ટિનો સચ્ચોટ ખ્યાલ આપે છે. તે ઉત્તમ પ્રકારનું ઉત્સાહથી ભરપુર સંભાષણ સુંદર રીતે કરી શકે છે અને ભાવિની ભાર્ગવતાવાળું અતિ ઉત્તમ લખાણ લખી શકે છે.



આકૃતિ ૨૧૭

આવી ચંદ્ર-રેખાવાળો મનુષ્ય ભાવિની ભાર્ગવતા કહી આપે છે ખરો પણ તેનાં કારણો આપી શકતો નથી.

ચંદ્ર-રેખાવાળા મનુષ્યમાં જો એક માત્ર દોષ ગણીએ તો તે તેની તંગ મનોવૃત્તિનો અને અશાન્ત પ્રકૃતિનો છે પરંતુ તેની અગમ ગમ્યની પ્રજ્ઞા, ભવિતવ્યની સંજ્ઞા ને પુરૂષાર્થની પ્રૌઢતા આગળ તેનો આ દોષ કંઈ હિસાબમાં નથી.

ચંદ્ર-રેખાનો ઉદય ચંદ્રના પહાડમાંથી થઈ અર્ધચંદ્રાકારે ગતિ થઈ, બુધના પહાડે વિરમે છે.

જગતની ઉથલપાથલના સાક્ષીરૂપ નમુનાવાળા ત્રિકાળજ્ઞાની ચંદ્ર-રેખાવાળા મહાપુરૂષને અમારાં વન્દન હો, વન્દન હો.

# પ્રકરણ ૩૫ મું

## ગુરૂ–રેખા

ગુહ્યને ગહનવિદ્યા, માનસશાસ્ત્ર પ્રવીણતા,
પિપાસા નવ વસ્તુની, ગુરૂની મુદ્રિકા વડે.



ગુરૂ–રેખાનો ઉદય ગુરૂની આંગળી અને શનિની આંગળીની વચ્ચે થાય છે. તેની ગતિ ગુરૂના પહાડને આવરી લેવાની હોય છે. ગોળાકાર ગતિએ તે ગુરૂના પહાડને આવરી લે છે એટલે એનો દેખાવ મુદ્રિકા કે વીંટી જેવો થાય છે. એના આ મુદ્રિકા કે વીંટી જેવા દેખાવથી કેટલાક વિદ્વાનો એને ગુરૂની મુદ્રિકાનું નામ આપે છે.



આકૃતિ ૨૧૮

ગુરૂની મુદ્રિકાવાળા મનુષ્યને આકાશી તત્વો ગ્રહો–નક્ષત્રો–તારાગણ સૂચવતા ખગોળશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, મનનું બંધારણ સૂચવતા માનસશાસ્ત્ર અને બીજી અનેક ગુહ્યને ગહનવિદ્યા આલેખતાં શાસ્ત્રો તરફ પ્રીતિ હોય છે, આતુરતા હોય છે, તન્મયતા હોય છે ને એકતાનનો અનુરાગ હોય છે. તેના દિલમાં નવી નવી વસ્તુઓનું વિધાન જાણવાની ને સિદ્ધ કરવાની તમન્ના હોય છે. કેટલેક અંશે આવાં શાસ્ત્રોમાં પ્રવિણતા પ્રાપ્ત કરી તે જગમાં વિખ્યાતિ પામે છે.

ગુરૂની મુદ્રિકાવાળા મનુષ્યના હાથમાં જો ગુહ્ય ચોકડીનુ ચિહ્ન હોય તો તે અવશ્ય આવાં શાસ્ત્રોમાં નામના મેળવે છેજ. ગુરૂની મુદ્રિકા જ્યારે

અભ્યાસવૃત્તિ સૂચવે છે ત્યારે ગુહ્ય-ચોકડી કાર્યસિદ્ધિની પ્રવૃત્તિ સૂચવે છે. એટલો એ એમાં ફેર છે.

ચાહના ગુહ્યશાસ્ત્રોની, ભાવના ભવિતવ્યની,
કામના કાર્યસિદ્ધિમાં, ગુહ્ય ક્રોસ વડે જગે.

ગુહ્ય ચોકડી હૃદય-રેખા ને મસ્તક-રેખાની વચ્ચેના અંતરમાં શનિના પહાડની નીચાણની બાજુ તરફ કે રવિના પહાડની નીચાણની બાજુ તરફ હોય છે.

ગુહ્ય ચોકડીવાળો મનુષ્ય ગુરૂની મુદ્રિકાના ટેકાથી ને કેટલેક અંશે એ મુદ્રિકાના ટેકા વિના પણ ગુહ્ય ને ગહન શાસ્ત્રોમાં પ્રવિણતા મેળવી જગમાં નામના મેળવે છે.

## પ્રકરણ ૩૬ મું

## અન્ય રેખાઓ




આકૃતિ ૨૧૯

**મણિમુદ્રાનો બંધ:**—મણિમુદ્રાનો બંધ એ મનુષ્યના હાથના કાંડા ઉપર અનુક્રમે આરોગ્ય-રેખા, ધન-રેખા ને સુખ-રેખાનો બનેલો બંધ છે. એ બંધની પહેલી રેખા મનુષ્યના જીવનના આરોગ્યનું સૂચન કરે છે, બીજી રેખા ધનપ્રાપ્તિનું સૂચન કરે છે ને ત્રીજી રેખા સુખનુ સૂચન કરે છે. કેટલાક વિદ્વાનો એને પોંચીનો બંધ કહે છે.

આરોગ્ય, શ્રી, સુખ-રેખા, વિશ્વે પ્રખ્યાતી પામતી,
કરાન્તે મણિ-મુદ્રામાં, રેખા એજ વિરાજતી.

**મુસાફરીની રેખા:**—મણિમુદ્રાના બંધની આરોગ્ય-રેખામાંથી ઉદય પામી મણિમુદ્રાના પહાડ તરફ જતી નાની નાની રેખાઓ સ્વદેશમાં જમીનમાર્ગની મોટી મોટી મુસાફરીઓનું સૂચન કરે છે દરેક રેખા જુદી જુદી મુસાફરી સૂચવે છે.

આરોગ્યરેખથી ઉગી, શુક્રના પ્હાડમાં જતી,
મુસાફરી તણી રેખા, સ્વદેશે વસુધા તણી.




આકૃતિ ૨૨૦

મણિમુદ્રાના બંધની આરોગ્ય-રેખામાંથી ઉદય પામી ચંદ્રના પહાડ તરફ જતી નાની નાની રેખાઓ વિદેશમાં જળમાર્ગની મોટી મોટી મુસાફરીઓનું સૂચન કરે છે. દરેક રેખા જુદી જુદી મુસાફરી સૂચવે છે.

આરોગ્યરેખથી ઉગી, ચંદ્રના પ્હાડમાં જતી,
મુસાફરી તણી રેખા, વિદેશે જળમાર્ગની.




આકૃતિ ૨૨૧

ત્રિકોણ:— આયુષ્ય-રેખા, મસ્તક-રેખા ને બુધની આરોગ્ય-રેખા વડે મનુષ્યના હાથના પંઝામાં ત્રિકોણ બને છે. જેમ ત્રિકોણ મોટો તેમ વધારે સારૂં ફળ મળે છે કારણ કે આરોગ્ય-રેખા આયુષ્ય-રેખાથી જેમ દૂર તેમ વધારે સારૂં.

આયુ, મસ્તકની રેખા, આરોગ્ય રેખની વડે,
ત્રિકોણ જો બને સારો, સારા ફળને આપતો.

**હૃદય-રેખાને મસ્તક-રેખા વચ્ચેનું અંતર:**—હૃદય-રેખા ને મસ્તક-રેખા વચ્ચેનું અંતર મનુષ્યનો સ્વભાવ ને તેની પ્રાણ પ્રકૃતિનું સૂચન કરે છે. આ અંતર સમાન ને માપસર હોય હોય તો મનુષ્ય સમભાવી, ઉદાર ને સિદ્ધાન્તવાદી થાય છે. જો અંતર ટૂંકું હોય તો મનુષ્ય સાંકડી વૃત્તિવાળો, અદેખો ને ઝેરીલો થાય છે. જો અંતર હદથી વધારે હોય તો મનુષ્ય સિદ્ધાન્ત વિનાનો ને મરજીમાં આવે તે પ્રેમાણે વર્તનારો હોય છે.

અંતઃ ને મનની રેખા વચ્ચે અંતરના સમ,
ઓપે છે પ્રાણ પ્રકૃતિ, સારાએ વિશ્વનો ક્રમ.

**શનિની મુદ્રિકા:**—શનિની મુદ્રિકાનો ઉદય ગુરૂની આંગળી ને શનિની આંગળીની વચ્ચે થાય છે. તેની ગતિ શનિના પહાડને આવરી લેવાની હોય છે. ગોળાકાર ગતિએ એ શનિના પહાડને આવરી લે છે એટલે એનો દેખાવ મુદ્રિકા વીંટી જેવો હોય છે.

અશક્તિ મનવૃત્તિની, અશક્તિ કાર્ય-લક્ષ્યની,
અશક્તિ પ્રાણપૂર્તિની, શનિની મુદ્રિકા વડે.



આકૃતિ ૨૨૨

શનિની મુદ્રિકાવાળો મનુષ્ય અસ્થિર પ્રકૃતિનો ને વારે વારે અનેક ધંધા બદલનારો હોય છે. કોઇ પણ એક ધંધામાં તેનું ચિત્ત લાંબા વખત સુધી ચોંટતું નથી એટલે એને વિજય મળતો નથી. તેનાં આવાં સઘળાં કાર્ય આદરેલાં અધુરાં રહે છે. દુનિઆના ઘણા ફોજદારી ગુન્હાઓ કરનારાના હાથમાં આ ચિન્હ જોવામાં આવે છે. શનિની મુદ્રિકા એ ભયંકર ચિન્હોમાંનું એક છે.

બુધના પ્હાડની નીચે, અંતરરેખની ઉપે,
હાથના છેડે ઓપે છે, લગ્ન-પ્રેમરેખા જગે.

**લગ્ન-પ્રેમ રેખાઃ**—બુધના પહાડની નીચે અને અંતઃકરણ રેખાની ઉપરની બાજુ હાથના છેડે બન્નેની વચ્ચે સમાન અંતરે લગ્નની નાની એક, બે કે ત્રણ આડી રેખાઓ હોય છે. આમાંની છેલ્લીજ રેખા લગ્નની ગણાય છે, બાકીની રેખાઓ અન્ય કન્યાઓની સાથે થયેલાં સગપણ ને તેમની સાથે પડેલા પ્રેમ-પ્રસંગની પ્રેમ-રેખાઓ જાણવી.

સંતાનની રેખા શોભે, લગ્નરેખા મહીં પડી,
સીધી રેખાજ પુત્રની, વાંકી (પાંખીયાવાળી) પુત્રીતણી પડી.

**સંતાનરેખાઃ**—લગ્નની રેખામાંથી ઝીણી ઝીણી ઉપર ફૂટતી રેખાઓ સંતાનરેખા છે. આ રેખાઓ માથાના વાળ જેવી ઝીણી ને અનેક હોય છે. પ્રત્યેક રેખા પ્રત્યેક સંતાનની દિગ્દર્શક છે. આછી થતી રેખા કે છેદાયલી રેખાવાળાં સંતાનો નાશ પામે છે. ચોકખી રેખાવાળાં સંતાનો જીવે છે. પુત્રની રેખા સીધી સહેજ જાડી અને સ્પષ્ટ હોય છે ને પુત્રીની રેખા પાંખીયાંવાળી ઝીણી અને વાંકી હોય છે. સુક્ષ્મદર્શક યંત્રની મદદથીજ આ રેખાનો સમુહ બારિકીથી જોઈ શકાય છે. માટે બરાબર બારિકીથી તપાસ કર્યા સિવાય સંતાનોત્પત્તિની સંખ્યા કહી શકાતી નથી.



આકૃતિ ૨૨૩

**મિત્રરેખાઃ**—મનુષ્યના જીવનમાં મા, બાપ. ભગીની, સ્નેહીવર્ગ ને મિત્રમંડળની ઘણી અસર હોય છે. મનુષ્ય એ સામાજીક પ્રાણી છે અને

સમાજમાં ઘણા મનુષ્યોની મદદ વગર તે આગળ વધી શકતો નથી. રસ્તે જતાં ધૂળનો પણ ખપ પડે છે તો માનવનો કેમ ના પડે? એકાકી તો સૂર્યેય અધુરો છે. સૂર્ય-ચંદ્રની બેલડીજ અજવાળે છે અહંનિશા—એ કવિ ન્હાનાલાલનું સુત્ર માનવ મદદનો પૂરાવો આપે છે. વળી માનવ એ કુટુંબનું પ્રાણી છે. તેના જીવનની શરૂઆતજ કૌટુંબીક જીવનથી થાય છે. એટલે કુટુંબના આધાર સિવાય પણ તેને ચાલી શકતું નથી. ભગવાન્ શુકદેવ જેવા કંઈ બધાય હોતા નથી કે ઓર ભર્યા નીકળી જગતનો ત્યાગ કરે. વળી માનવ રાષ્ટ્રનું પ્રાણી છે અને રાષ્ટ્રમાં અનેકાનેક દેશભક્તોના ને રાષ્ટ્રીય નરવીરોના સહવાસમાં તેને આવવું પડે છે અને રાષ્ટ્ર કે માતૃભૂમિ માટે તેને કંઈ ને કંઈ ફરજ અદા કરવાની હોય છે. માતૃભૂમિ પ્રતિનો પ્રેમ તેને ઉન્નત સ્થિતિએ પહોંચાડે છે. **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।** સ્વર્ગથી અને જનની કરતાં પણ અધિક જન્મભૂમિ માટે તે શું કર્તવ્ય ન કરે? પોતાની આર્થિક ઉન્નતિ ચાહનારને પણ અનેક મનુષ્યોના પ્રસંગમાં આવવું પડે છે. આ રીતે મનુષ્યના જીવનમાં ઘણી વ્યક્તિઓની અસર હોય છે.




આકૃતિ ૨૨૪

જે જે વ્યક્તિઓની જેટલી જેટલી મહાન અસર મનુષ્યના જીવનમાં પડે છે તેટલી તેટલી મુખ્ય વ્યક્તિઓની ઊભી રેખાઓ શુક્રના પહાડ ઉપર પડે છે. જેટલી જેટલી ઊભી રેખાઓ લાંબી–ટૂંકી, ગાઢી કે આછી હોય છે તેટલા તેટલા પ્રમાણમાં મનુષ્યના જીવનમાં તેમની અસર વધતી ઓછી હોય છે.

"ઊભી લાંબી ઘણી રેખા, શુક્રના પ્હાડમાં પડી,
કરે છે સ્હાય માનવને, સંપદાપદની મહીં."

**શત્રુરેખાઃ**—જેવી રીતે માનવીને મિત્રો હોય છે તેવીજ રીતે તેને જીવનમાં શત્રુઓ પણ હોય છે. તે તેને જરાએ સુખ આવવા દેતા નથી. કેટલાક શત્રુઓ તો મિત્રના રૂપમાં પણ હોય છે. તે મિત્રોનો સ્વાંગ ધરી શત્રુઓનુંજ કામ કરે છે. તે તેના હિતશત્રુઓ કહેવાય છે શત્રુઓ તો કોને નથી હોતા? મર્દને માથે શત્રુ તો હોયજ. એ શત્રુઓને લીધેજ દુઃખના વખતમાં તેની કિંમત અંકાય છે. શત્રુઓ તો દુઃખની કસોટી કરનારા કીમીયાગર હોય છે.



આકૃતિ ૨૨૫

આવા શત્રુઓની રેખા ઉપલા મંગળના પહાડના છેડે આડી પડેલી હોય છે. દરેક રેખા દરેક શત્રુનું સૂચન કરે છે. કેટલાક વિદ્વાનો ચંદ્રના પહાડના છેડે આવેલી આડી રેખાને શત્રુરેખા ગણે છે.

આડી લાંબી ઘણી રેખા, મંગળ ચંદ્રમાં જડી,<br>
સદાયે દુઃખ દે તેને, સંપદાપદની મહીં.

**ચિંતા-રેખાઃ**—મનુષ્યનું જીવન સદાએ સુખમાં જતું નથી. 'ઘડી તડકો ઘડી છાંયડો ફેરવાયે' તે પ્રમાણે શુદ્ધ સુખ ને શાન્તિ જીવનભર માણસને હોતાંજ નથી. તેને નાની મોટી ઘણી ચિંતાઓમાંથી પસાર થવું પડે છે. કેટલીક ચિંતાઓ નાની હોય છે. કેટલીક ચિંતાઓ મોટી હોય છે. કેટલીક ચિંતાઓ તેની આયુષ્ય-રેખા સુધી પહોંચેલી હોય છે તે તેના આરોગ્યને અસર કરે છે. કેટલીક ચિંતાઓ તેની મસ્તકરેખા સુધી પહોંચેલી હોય છે. તે તેના મનને ને મગજને અસર કરે છે. કેટલીક ચિંતાઓ હૃદય-રેખા સુધી પહોંચેલી હોય છે તે તેના હૃદયને અસર કરે છે.




આકૃતિ ૨૨૬

કેટલીક ચિંતાઓ તેના આયુ-ષ્યને, મસ્તકને ને હૃદયને અસર કરનારી હોય છે તે ભારે શોક ઉત્પન્ન કરે છે.

આવી ચિંતાઓ બતાવનારી રેખાઓ હોય છે, તે શુક્રના પહાડમાં આડી પડેલી હોય છે અને ત્યાંથી લંબાઈ, આયુષ્ય, મસ્તક અને હૃદય–રેખાને છેદે છે. કોઈ કોઈવાર તો તે ધન–રેખાને છેદી આર્થિક અધો-ગતિ લાવે છે ને કોઈ કોઈવાર સૂર્ય રેખાને છેદી અપજશ અપાવે છે.

"આડી આડી ઘણી રેખા, શુક્રના પ્હાડમાં પડી,
કરાવે એ ઘણી ચિંતા, ત્યાંને ત્યાં એ પડી પડી."

## પ્રકરણ ૩૭ મું

## શુભ અને અશુભ ચિન્હો

રેખા ચારિત્ર્યમાં, તેની ગતિમાં તેમજ સ્થિતિમાં કેટલાંક શુભ અને કેટલાંક અશુભ ચિન્હો જોવામાં આવે છે. શુભ ચિન્હો રેખાના પ્રતાપ ને પ્રભાવ, બળ તેમજ જોમમાં વધારો કરે છે ત્યારે અશુભ ચિન્હો તેમાં ઘટાડો કરે છે. માટે શુભાશુભ ચિન્હોના બળાબળની તુલના કરી, તેમની રેખા ઉપર કેટલી અસર થાય છે તેનું બારીકીથી નિરીક્ષણ કરી અનુમાન ઉપર આવવું ઇચ્છનીય છે.




**તારો:–એ શુભાશુભ ચિન્હ છે:**—આ તારો એ સૌથી અગત્યમાં અગત્યનું ચિન્હ છે. હસ્ત–રેખા એ વિજળીક બળ છે. સારા સ્થળે એ સારામાં સારૂં પરિણામ લાવે છે ને બુરા સ્થળે એ બુરામાં બુરૂં પરિણામ લાવે છે.




આકૃતિ ૨૨૭

**च** તારો જો ગુરૂના પહાડ ઉપર હોય તો મનુષ્ય પ્રબળ આકાંક્ષાવાળો, સત્તાવાન ને ધનવાન થાય છે.

**क** તારો જો રવિના પહાડ ઉપર હોય તો મનુષ્ય કળાવાન, વિદ્વાન, ધનવાન ને કીર્તિવાન થાય છે.

**ह** તારો જો બુધના પહાડ ઉપર હોય તો મનુષ્ય બુદ્ધિમાન, કળાવાન ને ધનવાન થાય છે

**प** તારો જો આયુષ્ય-રેખા ઉપર હોય તો મનુષ્યનું આકસ્મિક રીતે અકાળે અવસાન થાય છે.

**फ** તારો જો મસ્તક-રેખા ઉપર હોય તો મનુષ્યનું મગજ બસી જાય છે, માથાનાં ભાગ ઉપર ઇજા થાય છે, ગાંડપણ આવે છે ને પાછળી મોતને નોતરતું આવે છે.

**ल** તારો જો હૃદય-રેખા ઉપર હોય તો મનુષ્યને પ્રેમ-પાત્રમાં અકથ્ય નિરાશા, સ્નેહીઓના દગા ને દ્રોહ થાય છે ને તેનાથી ઉત્પન્ન થતા અકથ્ય ને અવર્ણનીય શોકને લીધે મનુષ્ય મૂઢ બની, હૃદય-બંધના વ્યાધિથી મરણ પામે છે.

## શુભ ચિન્હો:—

ચોરસ:—ચોરસ એ સદાયે શુભ ચિન્હ છે. એ આવી પડનાર આફતમાંથી મનુષ્યનો બચાવ કરે છે એ સંરક્ષણનો સીરીક ગાર્ડ ને દુશ્મન દળનો શત્રુ છે. એ બળસંગ્રહની તિજોરી છે ને આફતકાળનો આધાર છે.

ગમે તે રેખા ઉપર કે પહાડ ઉપર તે હોય તો તે રેખા કે પહાડના શુભ બળની તે વૃદ્ધિ કરે છે, અને અશુભ બળનું નિવારણ કરે છે. આમ ચોરસ એ સદાયે મનુષ્યના જીવનનો જીવતો જાગતો ચોકીદાર છે.

**ત્રિકોણ:**—ત્રિકોણ એ ચોરસ કરતાં બીજા નંબરનું શુભ ચિન્હ છે. જો રેખા પર, પહાડ પર કે આંગળી પર ત્રિકોણ આવ્યો હોય તે રેખાના, પહાડના કે આંગળીના માનસિક બળ અને જોમ, પ્રતાપ ને પ્રભાવમાં તે વૃદ્ધિ કરે છે. માનસિક શક્તિનો તે ઓજસ્વી સિતારો છે ને કલ્પનાશક્તિનો આબાદ કારીગર છે.



આકૃતિ ૨૨૮

क ત્રિકોણ જો ગુરૂના પહાડ પર આવ્યો હોય તો તે મનુષ્યની મહત્વાકાંક્ષાનો પ્રેરક બની તેમાં વિજય અપાવે છે.

ख ત્રિકોણ જો શનિના પહાડ પર આવ્યો હોય તો તે મનુષ્યના ડહાપણ ને વિનયમાં વૃદ્ધિ કરી તેને સંત બનાવે છે.

ग ત્રિકોણ જો રવિના પહાડ પર આવ્યો હોય તો તે મનુષ્યની કળામાં વૃદ્ધિ કરી, તેમાં યશ અપાવે છે.

घ ત્રિકોણ જો બુધના પહાડ પર આવ્યો હોય તો તે મનુષ્યના બુદ્ધિચાતુર્યમાં વૃદ્ધિ કરી તેને વિદ્વાન ને ધનવાન બનાવે છે.

च ત્રિકોણ જો ચંદ્રના પહાડ પર આવ્યો હોય તો તે મનુષ્યની પ્રબળ કલ્પનાશક્તિમાં વૃદ્ધિ કરી તેને મહાન કવિ કે મહાન લેખક બનાવે છે.

**વર્તુલ:**—વર્તુલ એ ત્રીજા નંબરનું શુભ ચિન્હ છે. જો રેખાપર, પહાડપર કે આંગળીપર તે આવ્યું હોય તે રેખાના, પહાડના કે આંગળીના બળની તે વૃદ્ધિ કરે છે, ને તેમાં શક્તિ પ્રમાણે વિજય અપાવે છે. પણ જો તે સૂર્યના પહાડ પર આવ્યું હોય તો તે આંખના રોગ જેવાકે ફુલ પડવું, તેજ જતું રહેવું યા રતાંધળા બનવાનું ચિન્હ છે.

**ત્રિશુળ:**—ત્રિશુળ એ ચોથા નંબરનું શુભ ચિન્હ છે. જે રેખા પર કે પહાડ પર તે આવ્યું હોય તે રેખા કે પહાડના બળની વૃદ્ધિ કરી તે વિજય અપાવે છે. ત્રિશુળ એ ભાગ્યેજ દેખાતું ચિન્હ છે અને તે સદાયે શુભ છે.

**સીધી ઊભી રેખા:**—સીધી ઊભી રેખા એ પાંચમા નંબરનું શુભ ચિન્હ છે. કોઈ કોઈવાર તે એકીસાથે બે કે ત્રણ રેખાના ઝુમખામાં જોવામાં આવે છે. જો એક સીધી રેખા હોય તો થોડું બળ, બે હોય તો વધારે બળ અને ત્રણ હોય તો તેથીએ અધીક બળ તે જે રેખા કે પહાડ પર હોય તેને સમર્પે છે. સામાન્ય રીતે તમામ સીધી ઊભી રેખા સારી મનાય છે.

**ભગીની રેખા:**—ભગીની રેખા એ તારાના કરતાં સહેજ ઓછું મહત્વ ધરાવે છે. કેટલીક વખત તો તે મુખ્ય રેખાનું કામ કરી લે છે. આ દૃષ્ટિએ ભગીની રેખા એ ઉત્તમોત્તમ રેખા છે. જ્યારે જ્યારે મુખ્ય રેખાનું બળ ઘટી જાય છે ત્યારે ત્યારે ભગીની રેખા એના બળનું સિંચન કરીને પણ મુખ્ય રેખાને ટકાવી રાખે છે. તે પરકલ્યાણ માટે સ્વાત્માર્પણ કે કુરબાની કરનાર મહાન વ્યક્તિની ગરજ સારે છે અને આ દૃષ્ટિએ તે સારામાં સારૂં ચિન્હ છે. સંત કે મહંતની ગરજ સારનાર આ રેખા સદાયે સાર્થવાહિની છે.

## અશુભ ચિન્હો:—

**વાંકીચુકી ને આછી પાતળી રેખા:**—વાંકીચુકી ને આછી-પાતળી રેખા એ પ્રથમ નંબરનું અશુભ ચિન્હ છે. એ મનુષ્યના જીવનને ચડતી પડતીના ચમકારા બતાવે છે.

**ફાંટા પડતી રેખા:**—ફાંટા પડતી રેખા એ બીજા નંબરનું અશુભ ચિન્હ છે. તે મનુષ્યના મગજનું સમતોલપણું હલાવી નાખે છે અને કેટલીક વખત તેને કરવાનું હોય છે કંઈક ને કરાવી નાખે છે કંઈક. આવી ફાંટાવાળી રેખા ઘણીએ વખત મનુષ્યના ધંધા બદલાવે છે.

જેમ જેમ આવી ફાંટાવાળી રેખા વધારે ગાઢી ને વધારે સ્પષ્ટ થતી જાય છે તેમ તેમ મનુષ્યના જીવનનો ક્રમ બદલાતો જાય છે અને કોઈ કોઈ વખત તો જીવનનો ક્રમ અને ધંધો તદ્દન બદલાઈ જાય છે. આવી રેખાવાળા ઘણાય ડાહ્યા માણસો ખટપટીયા થઈ ગએલા માલુમ પડે છે ને ઘણાય ખટપટીઆ માણસો ડાહ્યા ને વિવેકી થયેલા માલુમ પડે છે. આવી રેખાવાળા માણસો પોતાનો ધંધો પણ બદલી નાખે છે.

ટાપુ:—ટાપુ એ ત્રીજા નંબરનું અશુભ ચિન્હ છે. એ રેખા કે પહાડમાં ખામીનું સૂચન કરે છે, હંમેશાં એ આવનાર આપત્તિનું સૂચન કરે છે ને હંમેશાં એ થોડું વત્તું નુકસાનજ કરે છે. જેમ ભોંય પડેલો પોદરો માટી લીધા સિવાય ઉખડતો નથી તેમ રેખા કે પહાડમાં આવી પડેલો ટાપુ તેના બળને ઘટાડયા સિવાય જતો નથી. જેમ ચોંટ પડેલો ભિક્ષુક તમારી પાસેથી કંઈ ને કંઈ દાન લીધા સિવાય જતો નથી તેમ ચોંટ પડેલો ટાપુ તમારા જીવનમાં કંઈ ને કંઈ નુકસાન કર્યાં સિવાય જતો નથી.



આકૃતિ ૨૨૯

રેખા-ભંગ:—રેખા-ભંગ એ ચોથું અશુભ ચિન્હ છે. જો રેખા-ભંગ નાનો હોય તો થોડું નુકશાન થાય છે અને જો મોટો હોય તો મોટું નુકશાન થાય છે.

કોઈ કોઈ વખતે રેખા-ભંગ થયા પછી ભગિનીરેખા કે ચોરસથી સંધાય છે ત્યારે મોટું નુકશાન થતું અટકી જાય છે.

કોઇ કોઈ વખતે રેખા–ભંગ થયા પછી આગળ વધતીજ નથી. આ સમય ઘણી આફતનો છે.

સૌથી ભયંકર સમય તો એ આવે છે કે રેખા–ભંગ થયા પછી સીધી ગતિએ વહેવાને બદલે ઊંધી ગતિએ વહે છે અને રેખા–ભંગનો આંકડો વાંકો વળી અંગુઠાની દિશામાં જાય છે અગર તો મૂળ ગતિ તરફ જાય છે.



આકૃતિ ૨૩૦

अ જો આયુષ્ય-રેખાનો ભંગ થઇને તેનો આંકડો અંગુઠા તરફ જાય તો માનવીનું અવશ્ય મોત થાય છે.

क જો મસ્તક–રેખાનો ભંગ થઇને તેનો આંકડો હાથના પંઝા તરફ વળે તો મનુષ્ય ગાંડો થઈ જાય છે ને એ ગાંડપણમાં તેનું મોત થાયછે.

र જો હૃદય–રેખાનો ભંગ થઇને તેનો આંકડો તેના મૂળ પ્રતિ વળે તો હૃદયના તમામ બળને તે બાળી નાખે છે ને માનવીનું મોત લાવે છે.

**ચીપીઓ:**—ચીપીઓ એ પાંચમું અશુભ ચિન્હ છે. ઘણી વખતે રેખાનો અંત ચીપીઆના જેવા આકારમાં થાય છે તેથી રેખાનું બળ એ ફાંટામાં વહેંચાઈ જાય છે અને મૂળ–રેખાને તેટલું નુકશાન કરે છે.

કેટલીક વખત રેખાનું બળ ચીપીઆમાંથી નીકળતા અનેક ફાંટામાં વહેંચાઈ જાય છે અને રેખાને નિરૂપયોગી બનાવી મૂકે છે. ઘણા ફાંટા-વાળી ચીપીઆકારની રેખા જતે દિવસે તે સમયે નિર્જીવ અને નિર્વીર્ય બની જાય છે. ઘણાં ફાંટાવાળો ચીપીઓ નુકશાનકારક ચિન્હ છે.

**ટપકું કે ડાઘ:**—પ ટપકું કે ડાઘ એ રેખામાં ને પડાડમાં છઠ્ઠું



આકૃતિ ૨૩૧

અશુભ ચિન્હ છે. જે વખતે રેખામાં કે પહાડમાં ટપકું હોય કે ડાઘ હોય તે વખતે રેખા કે પહાડનું બળ ઓછું થઈ જાય છે. મસ્તકરેખા ઉપર શનિના પહાડની નીચે જો ટપકું કે ડાઘ હોય તો માથાના ભાગને ઈજા થાય છે અગર તો ઉમ્મરના પચીસ વર્ષ પછી રાજદ્વારી કારણથી જેલ-યાત્રાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

**સાંકળ સાંકળવાળી રેખા:**—સાંકળ સાંકળવાળી રેખા એ સાતમું અશુભ ચિન્હ છે. આવી રેખાવાળો મનુષ્ય તનનો, મનનો કે ધનનો કાબુ રાખી શકતો નથી અને ઘણી વખત તે હિંમત હારેલો, નિરાશાવાદી ને મરવા ખાતર જીવતો માલમ પડે છે. તેનું શરીર તન્દુરસ્ત હોતું નથી, મન મજબુત હોતું નથી ને હૃદય બહુજ પોચું હોય છે. જીવનના કામોમાં તે પરાજયજ પામે છે. જ્યારે સાંકળો ભાગ સીધી, સારી ને સ્પષ્ટ રેખામાં પરિણમે છે ત્યારથીજ એની કંઈક ઉન્નતિ થવા માંડે છે. બાકી તો જેનાં માર્યાં ન મરે તેનાં વાળ્યાં કેમ વળે ?

**જાળું:**—(Grill) જાળું એ આઠમું અશુભ ચિન્હ છે. કેટલીક વખતે રેખા ઉપર અને મુખ્યત્વે કરીને પહાડ ઉપર જાળાનું ચિન્હ હોય છે. ઘણી નાનીમોટી, આડીઅવળી, ઊભી ને વાંકી રેખાઓનું જાળું બને છે. એ જાળું મનુષ્યની પ્રકૃતિને અસ્થિર બનાવી મૂકે છે. તેની લાગણીઓને ઉશ્કેરી મૂકે છે ને તેના વિકારને વધારી મૂકે છે.

શુક્રના પહાડ ઉપર જો આવું જાળું હોય તો મનુષ્યને વિલાસી અને પ્રસંગ આવે વિકારી બનાવે છે. (જુઓ આકૃતિ ૧૨૧)

**આડી રેખા:**—આડી રેખા એ નવમા નંબરનું જાળા કરતાંય વધારે અશુભ ચિન્હ છે. એ રેખા કે પહાડના બળને વધારે પ્રમાણમાં ઘટાડી નાખે છે. આવી આડી રેખા એક બે કે ત્રણના ઝુમખામાંય હોય છે તે તેના પ્રમાણમાં વધારે નુકશાન કરે છે.

**ચોકડી:**—ચોકડી એ સૌથી ભયંકર દશમા નંબરનું અશુભ ચિન્હ છે. તે મનુષ્યના આરોગ્યને, મનને અને હૃદયને નુકશાન પહોંચાડે છે. ચારિત્ર્ય-ભંગવાળા ઘણા માણસો ચોકડીના ચિન્હવાળા હોય છે. તે મનુષ્યનું જીવન અને ધંધો કેટલીકવાર તદ્દન બદલી નાખે છે. જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં ચોકડીનું ચિન્હ હોય ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં તે નુકશાન પહોંચાડયા સિવાય રહેતુંજ નથી.

अ આયુષ્ય-રેખાનો અંત જો ચોકડીમાં આવે તો તે સમયે મનુષ્યનું મોત થાય છે.

म મસ્તક-રેખાને અંતે જો ચોકડીનું ચિન્હ હોય તો મનુષ્યનું મન બ્હેર મારી જાય છે અને કેટલીક વખત તેનું મરણ લાવે છે.

र હૃદય-રેખા ઉપર અથવા અંતે જો ચોકડીનું ચિન્હ હોય તો મનુષ્યનો તમામ પ્રેમ અને સ્નેહ સુકાઈ જાય છે, તેના પ્રેમપાત્રો તરફથી તેને નિરાશા મળે છે અને એ નિરાશાનો ઘા એટલો બધો કારી ને ઊંડો હોય છે કે તે કેટલીક વખત જીવલેણ નીવડે છે.

# પ્રકરણ ૩૮ મું
## આ પ્રમાણે ઉંમર-ગણત્રી

**ઘણી**એ વખત મનુષ્યની ઉંમર ગણત્રીમાં ભૂલ આવે છે એ ભૂલ જેમ બને તેમ ઓછી આવે એ વધારે ઇચ્છનીય છે. કેટલીક વખતે મનુષ્યના દેખાવ ઉપરથી તેની ઉંમર કલ્પવી પડે છે. કેટલીક વખતે તેના હાથના પંજાને વારે વારે દબાણ કરી, જ્યાં આગળ ધોળો ડાઘો જણાય ત્યાંથી તેની ચાલુ ઉંમર ગણી અનુમાન કરવું પડે છે. આ બન્ને ગણત્રીમાં ભૂલ આવવાનો વધારે સંભવ છે. સારામાં સારો રસ્તો મનુષ્યની ઉંમર પૂછી, તે ઉંમરને ખરી માની ભૂતકાળ, વર્તમાનકાળ ને ભવિષ્યકાળના બનાવ કહેવા ઠીક પડે છે.

હસ્તરેખા જોનાર ને ભાવિ કથન કરનાર ચોક્કસ વાર, મહીનો કે સમયનું ભાવિ કહી શકતો નથી. તેના ભાવિ કથનની ગણત્રીમાં છ માસ, બાર માસ અને કેટલીક વખત દોઢ વરસનો ફેર સામાન્ય રીતે આવે છે. જેમ હસ્ત-રેખા જોનાર પ્રવીણ તેમ તફાવત ઓછો આવે છે.

બીજી એક અગત્યની બાબત જણાવ્યા સિવાય ચાલે તેમ નથી. તદ્દન નજીવા બનાવો મનુષ્યની હસ્ત-રેખામાંથી મળી આવતા નથી. તેથી જો કોઇ દિવસે દિવસના બનાવ ચોક્કસે ચોક્કસ સમયે અમુક પ્રકારે બન્યા એવું કહેનાર મળે તો તે છેતરનાર ધુતારો છે એમ માનવું. ફક્ત અગત્યના બનાવો, મોટા મંદવાડો, જીવનની સ્થિતિના ફેરફાર, ભયંકર કસોટીના સમયો, મહાન આફતના બનાવો, અને અતિ આનંદના અવસરો હસ્ત-રેખાથી જોઇ અને જાણી શકાય છે. કયી કયી વ્યક્તિઓએ અથવા કયી કયી વસ્તુઓએ કયારે કયારે માનવના જીવન ઉપર અસર કરી, અસર કરે છે કે અસર કરશે તેનું ચોક્કસ અનુમાન હસ્ત-રેખાથી બાંધી શકાય છે પણ અસર કરનારી વ્યક્તિઓ કે વસ્તુઓનાં નામ-ઠામ-કે ગામ આપી શકાતાં નથી.

રેખા ઉપરથી મનુષ્યની ઉંમરની ગણત્રી કરતાં સામાન્ય મનુષ્ય બહુમાં બહુ કયાં સુધી જીવે છે તેની ગણત્રી કરવી પડે છે અને પછી આગળ વધવું પડે છે. કેટલાક મનુષ્યો સો વર્ષનો પુરેપુરો આવરદા

ભોગવ્યા પછી મૃત્યુને આધીન થાય છે. કેટલાક ભાગ્યશાળી તો સો કરતાં પણ વધારે વર્ષ આવરદા ભોગવે છે. કેટલાક નેવુ વર્ષે મરણ પામે છે તો કેટલાક એંસી વર્ષે ખતમ થાય છે. કેટલાક સીત્તેર વર્ષે સ્વધામ પહોંચે છે તો કેટલાક સાઠ વર્ષની અંદર વનમાં ખલાસ થાય છે. કેટલાક ઓછા ભાગ્યવાળા પચાસ વર્ષે અને કેટલાક તો ચાલીસ અને તેથીએ નીચેની ઉંમરે પ્રાણત્યાગ કરી જાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી મનુષ્યની સામાન્ય ઉંમર સીત્તેરની બાંધી ઉંમરગણત્રી કરવી વધારે સરળ અને ચોક્કસ થઈ પડે છે. કોઇપણ રેખા પ્રમાણે ઉંમરગણત્રી કરવી હોય તો તે રેખાની શરૂઆતમાં શુન્ય ઉંમરથી ગણત્રી કરી, સીત્તેર વર્ષે તેનો અંત ગણવો જોઇએ. દરેક હાથની ભાષા ઉકેલનારે એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ કે પોતાના ગ્રાહકનો હાથ કઈ કોટીનો છે. ઉમ્મરગણત્રીમાં લુહાર ઇત્યાદી હાથ મહેનત કરવાવાળા કારીગરોનો હાથ રેખાઓથી લુપ્ત અને બરછટ હોય છે. આ વખતે એના કપાળની આડી રેખાઓથી અનુમાન કલ્પવું વધારે ઉચ્ચીત થઈ પડશે.

**આયુષ્ય-રેખા પ્રમાણે ઉંમરની ગણત્રી:—**આયુષ્ય-રેખાની શરૂઆત ગુરૂના પહાડની નીચેથી ને કેટલીક વખત ગુરૂના પહાડ ઉપરથી કે ગુરૂની આંગળીના મૂળમાંથી થાય છે અને તેનો અંત હાથના કાંડા ઉપરની મણિ-મુદ્રિકાના બંધમાં કે પ્હોંચીની પહેલી રેખા આગળ થાય છે. શરૂઆત આગળ શુન્ય ઉંમર ગણી દર સાત-સાત વર્ષે એકેકો કાપો કરી આગળ વધવું. એમ આખી ઉંમર-રેખાના દશ કાપા થશે. છેલ્લા કાપા આગળ સીત્તેરનો આંકડો આવશે.



આકૃતિ ૨૩૨

**ભાગ્ય-રેખા પ્રમાણે ઉંમરની ગણત્રી:**—સામાન્ય રીતે મણિ-મુદ્રિકાના બંધથી શરૂ કરતાં મસ્તક-રેખા સુધીની ઉંમર ત્રીસ વર્ષની ગણાય છે; મસ્તક-રેખા ને હૃદય-રેખા સુધીની ઉંમર ત્રીસથી પીસતાલીસની ગણાય છે; ને હૃદય-રેખાથી તે આંગળીના મૂળ સુધીની ઉંમર પીસતાલીસથી સીત્તેર વર્ષ સુધીની ગણાય છે.



આકૃતિ ૨૩૩

વધારે ચોકસી કરવા માટે મણિ-મુદ્રિકાની પ્રથમ રેખાથી કે ચંદ્રના પહાડ ઉપરથી ભાગ્ય-રેખા શરૂ થાય છે ત્યાં આગળ શુન્ય ઉંમર ગણી દર સાત સાત વર્ષે એકેકો કાપો કરી આગળ વધવું. એમ આખી ભાગ્ય-રેખાના (આંગળીના મૂળ સુધીના) દશ કાપા પડશે. છેલ્લા કાપા આગળ સીત્તેરનો આંકડો આવશે.

**મસ્તક-રેખા પ્રમાણે ઉંમરની ગણત્રી:**—મસ્તક-રેખા ગુરૂના પહાડ પરથી, આયુષ્ય-રેખામાંથી અગર તો ગુરૂની આંગળીના મૂળ આગળથી શરૂ થઈ હાથના પંઝા-માંથી પસાર થઇ મંગળ કે ચંદ્રના પહાડ તરફ જાય છે. મસ્તક-રેખાની શરૂઆત આગળ શુન્ય ઉંમર ગણી, દર સાત વર્ષે એકેકો કાપો કરી આગળ વધવું. એમ આખી મસ્તક-રેખાના દશ કાપા થશે. છેલ્લા કાપા આગળ સીત્તેરનો આંકડો આવશે.



આકૃતિ ૨૩૪

**હૃદય-રેખા પ્રમાણે ઉંમરની ગણત્રી:**—હૃદય-રેખા ગુરૂની આંગળી ને શનિની આંગળીની વચ્ચેથી નીકળી અગર તો શનિની આંગળીના મૂળ અગર તો શનિના પહાડની નીચેથી નીકળી બુધના પહાડની નીચે અને મંગળના પહાડની અગર તો એ બન્ને પહાડોની વચ્ચે હાથના છેડે વિરમે છે.



આકૃતિ ૨૩૫

હૃદય-રેખાની શરૂઆત આગળ શુન્ય ઉંમર ગણી, દર સાત વર્ષે એકેકો કાપો કરી આગળ વધવું. એમ આખી હૃદય-રેખાના દશ કાપા થશે. છેલ્લા કાપા આગળ સીત્તેરનો આંકડો આવશે.

**સૂર્ય-રેખા પ્રમાણે ઉંમરની ગણત્રી:**—સૂર્ય-રેખા ચંદ્રના પહાડ ઉપરથી શરૂ થાય છે ને સૂર્યના પહાડ ઉપર કે સૂર્યની આંગળીના મૂળ આગળ વિરમે છે. સૂર્ય-રેખાની શરૂઆત આગળ શુન્ય ઉંમર ગણી, દર સાત વર્ષે એકેકો કાપો કરી આગળ વધવું. એમ આખી સૂર્ય-રેખાના દશ કાપા થશે. છેલ્લા કાપા આગળ સીત્તેરનો આંકડો આવશે.



આકૃતિ ૨૩૬

ઉંમરની બાબતમાં ને નાના મોટા બનાવોની બાબતમાં બન્ને હાથની રેખાઓની તુલના કરી ફળાફળ બાંધવું વધારે ઇચ્છનીય છે કારણકે કેટલીક વખત એક હાથની રેખાઓનું શુભ ફળ અન્ય હાથની રેખાઓમાં હોતું નથી, અને એક હાથની રેખાઓનું અશુભ ફળ અન્ય હાથની રેખાઓમાં હોતું નથી. તેથી સમ વિષમ કરી ફળાદેશ કાઢવું ઇચ્છનીય છે.

## પ્રકિર્ણ

**આકૃતિ અ હાથની** ભાષાનો ઉકેલ કરનારે આકૃતિ અ અને આકૃતિ બ નો ખાસ અભ્યાસ કરી લેવો. અગાઉના પ્રકર્ણોમાં જણાવ્યા પ્રમાણે ફળાદેશ કહેવું. આકૃતિ અમાં જણાતો પંજો એક સારા ધનવાન, કુળવાન અને સંપત્તિથી ભરપૂર વ્યક્તિનો હોય એમ સ્હેજે અનુમાન કલ્પી શકાય, વિકાર રેખા વિષે અગાઉ ઉલ્લેખ થઈ ચૂક્યો છે. હાથની ઉપરની બાજુ દેખાતી શુક્ર રેખા વિલાસી જીવન અને મૃત્યુ બાદ વિપુલ સ્થાવર સંપત્તિનું ખાસ પ્રતિક છે. એ ભાષા ઉકેલનારે ખાસ લક્ષ્યમાં રાખવું. ચંદ્રની રેખા એ અંતરજ્ઞાન રેષા છે. એ પણ એક ન ભૂલવા જેવી વાત છે. આ અંતરજ્ઞાન રેષા ઘણીવાર ચંદ્રના પહાડમાંથી નીકળી મંગળના ઉપલા પ્રદેશમાં વિરમે છે. આ રેખાને કેટલાક વિશારદોએ ચંદ્રની પ્રભાવ રેખાજ વર્ણવી છે. પણ એમાં ભૂલ છે. આ રેખા જેના હાથમાં હોય છે તે વ્યક્તિ ઘણે ભાગે ભવિષ્યવેત્તા થઇ સારી કીર્તિ સંપાદન કરે છે તે સિવાય ઇશ્વરી અંશોનો પરિચય આવી વ્યક્તિઓને સ્હેજે થાય છે.

**આકૃતિ બમાં** હાથની ભાષા ઉકેલનારને સુગમ પડે અને વિના મદદે પોતાનો પંજો જોઇ શકાય તેટલા માટે ક્રમવાર પહાડ, ગિરિ, અથવા તો પર્વતોનો સ્પષ્ટ નિર્દેશ થયો છે. એ અંગેની વધુ માહિતી અગાઉના પ્રકરણોમાં સવિસ્તર રજૂ થઈ ચુકી છે.

## પ્રકરણ ૩૯ મું

## પ્રાસંગીક વિવેચન

**આ**લમમાં અટવાતો પ્રત્યેક માનવ ભાવિ ઉપર વિજય મેળવવાના મનોરથ સેવે છે. પરંતુ કેવળ મનોરથ સેવે, માગણી કરે, કે ભાવિ–પ્રાબલ્ય જાણીને કેવળ બેસી રહે, વિજય મળતો નથી. વિજયને યુદ્ધમાં જીતવો પડે છે ત્યારે વિજય મળે છે. વિજયને યુદ્ધમાં જીતવા માટે અથાગ પરિશ્રમ ને પ્રયાસ કરવા પડે છે, જીવનની ને જગતની અનેક આપદાઓ અને આપત્તિઓ સામે કેસરીયાં કરીને યુદ્ધમાં ઝઝુમવું પડે છે, હાથમાં આવેલી સોનેરી તકનો સુંદરમાં સુંદર સદુપયોગ કરી પ્રબળ પુરૂષાર્થથી વિજયને યુદ્ધમાં જીતવો પડે છે ત્યારે વિજય મેળવી શકાય છે.

"તક" એ વિજયની સોનેરી ચાવી છે. એ ખોવાઈ ગયે વિજયનું સોનેરી તાળું ઊઘડતું નથી. પરમેશ્વર માનવી માત્રને જીવનમાં અનેકવાર "તક" આપે છે. એ અણધારે આવેલી "તક"નો જો માનવી સદુપયોગ કરે તો તે વિજય મેળવી તેની વિધાતાનો પણ વિધાતક થઈ શકે છે. અણીચૂક્યો સો વર્ષ જીવે એ નિર્વિવાદ છે–આંગ્લ મહાકવિ વિલિઅમ શેક્સપીઅર અમર અક્ષરોમાં અવતરણ કરે છે કે મનુષ્યના યત્નમાં ભરતી આવે છે જેનો સુંદર ઉપયોગ કરે તે કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. એલ. ચાર્લિ નામનો વિદ્વાન "તક"ને તેનો પોતાનો સિદ્ધાંત માને છે. તે કહે છે કે "જીવનમાં ઓછામાં ઓછી એકવાર દરેક માનવીના દ્વારે "તક" ઉલાળો ખખડાવે છે. કાને બહેરા અને મનના ઢીલા મનુષ્યોજ એનો અવાજ સાંભળતા નથી." વિશ્વમાં વિજય મેળવવા માટે યત્નશાળી બની ફળપ્રાપ્તિ માટે માનવે તેની 'તક'ના વિધાતક બનવું જોઇએ.

"વિજય" એ ભાવિ કે પ્રારબ્ધનું ઉપાલમ્ભ છે. એ ઉપાલમ્ભ મેળવવા માટે પુરૂષાર્થ જોઇએ. "તક" એ પુરૂષાર્થ ને પ્રારબ્ધને જોડનારી સાંકળ છે. "તક" એ ભાર્ગવ ભાવિના ઉરની ઉર્મિઓની ઉષા છે. એનો સદુપયોગ વિજય મેળવી શકે છે અને વિજય મળવાથી ભાવિ વશ થાય

છે. પરંતુ એ "તક" પુરૂષાર્થ સિવાય પ્રાપ્ત થતી નથી. પુરૂષાર્થ સિવાય "તક" સાંપડતી નથી, "તક"ની પ્રાપ્તિનો સદુપયોગ કર્યા સિવાય વિજય મળતો નથી ને વિજય મેળવ્યા સિવાય ભાવિ વશ થતું નથી.

"નશીબમાં લખ્યું હશે તે બનશે" એવી માન્યતા ધરાવનારા ક્ષત-વીર્ય, ઢુરંગી, પ્રમાદી ને આળસુ માલમ પડયા છે. જ્યારે "નશીબને ઘડનારા" વીર્યવાન દૃઢ નિશ્ચયી પુરૂષો પરાક્રમી, યત્નશાળી અને ધૈર્યવાન માલમ પડયા છે. આવા પુરૂષોએ આફતો કે અડચણોની લેશપણ પરવા ન કરતાં કટીબદ્ધ થઇને મૃત્યુનોય સામનો કર્યો છે ત્યારેજ તેમણે દુનીઆ ઝુકાવી છે, અને વિજયનો આનંદ અનુભવ્યો છે.

અશક્ત અને નબળા મનવાળાઓજ કાર્ય કર્યા વિના વિજયનો આનંદ અનુભવવાની આશા રાખે છે. તેઓથી નથી કાર્યેય થતું ને નથી વિજયનો આનંદેય અનુભવાતો. કોઈ અણમૂલ પળે આવા કર્મહીનો પર ભાગ્ય જો રીઝે છે અને તેમને સંપત્તિવાન બનાવે છે તો તેવી સ્થિતિમાં પણ તે વિજયનો આનંદ અનુભવી શકતા નથી કારણકે તેમનો વિજય સ્વાવલંબીત નહિ પણ પરાવલંબીત છે. આવા પુરૂષની સંપત્તિ પણ વધુ વખત ટકતી નથી. પોતાનો સ્વામી આળસુ અને અશક્ત નિહાળી લક્ષ્મી તેનાથી રીસાઇ ચાલી જાય છે.

વાંચકે યાદ રાખવું જોઇએ કે હસ્ત–રેખાદ્વારા ભાવિનો ઉકેલ જાણવાથી ભાવિ તેના ઉપર પ્રસન્ન નહિ થાય. ભાવિને કે ભાગ્યને પ્રસન્ન કરવા માટે તેણે તે પ્રમાણે પુરૂષાર્થ કરવો પડશે. પુરૂષાર્થથી તેને "તક" સાંપડશે અને "તક"ના સુંદર ઉપયોગથી તે વિજયને વરી શકશે. વિજય વરનારાઓની ઉપરજ ભાગ્ય પ્રસન્ન થાય છે.

ॐ शान्तिः । शान्तिः । शान्तिः ।



## રવિન્દ્રનાથ ટાગોરનું જન્મરહસ્ય

**હાથનો આકાર**

(૧) રવિન્દ્રનાથ ટાગોરના હાથનો લાંબો ને વિશાળ પંજો દુનીઆના કલહથી ઘણે દૂર રહેવા માગતા કોઈ મહર્ષિના શાન્ત, ગંભીર ને ધીર જીવનનો ખ્યાલ આપે છે.

(૨) લાંબી ને તત્વજ્ઞાની આંગળીઓ જીવનનું ઝીણામાં ઝીણું તત્વ, દુનીઆદારીનું બારીકમાં બારીક ડહાપણ ને સંસારનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ સાર જાણવા આવેલી કોઈ અદૃષ્ટ દેવાંગનાઓના વિધાનનો ખ્યાલ આપે છે.

(૩) શંકુ આકારનાં ને કળાવાન ટેરવાં મહાન વિભુના સર્જનનો કલામય ને પ્રેરણામય આકાર આપવા જન્મેલા કોઈ નુતન વિશ્વકર્માનાં કળામય ને ભાવનામય ટેરવાંનો ખ્યાલ આપે છે.

(૪) સુંદર, સોહાગી ને લલીત અણીદાર અંગુઠાનો મરોડ જીવનની ભરતીઓટમાંય વિધીપ્રેરીત લલીતકળા રખેને ભૂલાય, રખેને ભૂલાય એવી મનમાં મુંઝવણ કરતો હોય એવા કોઈ કળાકારના અંગુઠાનો ખ્યાલ આપે છે.

(૫) શનિની સૌના કરતાં વિશેષ લાંબી આંગળી એમના સાદા, સંયમી, ને ડહાપણયુક્ત જીવનનો ખ્યાલ આપે છે.

આ પાચેય કારણોનું સમીષ્કરણ કરતાં આપણને માલુમ પડી આવે છે કે છૂટા પડેલા વાદળાની માફક કોઇ મહાન આત્માનો કંઈ ગતજન્મની **કરણીના કારણવશાત અધુરાં આદરી પૂરાં કરવા જન્મ થયો છે.**

**હાથના પહાડો**

(૧) અતિ ઉચ્ચ ને વિશાળ ગુરૂનો પહાડ તેમના મહત્વાકાંક્ષા પૂર્ણ, સત્તાધીશ, ધાર્મિક, સ્વમાની ને કુદરતપ્રેમી મહાન જીવનનો યથાર્થ ખ્યાલ પૂરો પાડે છે. જીવનમાં કાંઈ મહાન કાર્ય કરવા મારો જન્મ થયો છે એવું તેમને હરહમેશ થયાં કરતું એ તેમની મહત્વાકાંક્ષા બતાવે છે. શાન્તીનીકેતનમાં વિશ્વસંસ્કૃતીની સ્થાપના માટે તેમણે વિશ્વભારતી મહા-છાત્રાલયની સ્થાપના કરી એ એમની મહત્વાકાંક્ષાનો એક જીવતો જાગતો પુરાવો છે.

કવિવર એવા સ્વતંત્ર મીજાજના હતા કે પોતાના મનનું ધાર્યું જ તે કરતા. તેમનો મીજાજ જાય ત્યારે વડીલોની શીખામણને પણ તે કોરે મૂકતા, એટલું તો નહિ જ પણ અન્યની પાસેથી પણ પોતાનું ધાર્યું કરાવતા. તેમના ભણતરની બાબતમાં પણ તેમના પિતાને તેમની મરજી પ્રમાણે જ વર્તવાની તેમણે ફરજ પાડેલી. તેઓ નિશાળે ન ભણ્યા તે ન જ ભણ્યા. આથી ખાનગી આચાર્ય જ રાખીને તેમના પિતાએ તેમને શિક્ષણ આપેલું.

તેઓ એટલા બધા સ્વમાની ને સ્વપ્રતિષ્ઠામાં મક્કમ હતા કે તેમના ગોઠીઆઓ અને મહાન દેશભક્તોનું પણ પોતાના સિદ્ધાન્તને ખાતર તેઓ કહ્યું માનતા નહિ. મહાત્મા ગાંધીજીના અહિંસા અને સત્યના સિદ્ધાંતમાં તેઓ માનતા પણ તેમના બહિષ્કારના સિદ્ધાંતમાં ને સવિનયભંગમાં તેઓ માનતા નહિ. તેથી તેઓ મહાત્માજીથી આ બાબતમાં વિખૂટા પડ્યા તે પડ્યા જ એવા તેઓ સ્વમાની હતા.

(૨) અતિ વિશાળ ને ઉચ્ચ રવિનો પહાડ—તેમની મેધાશક્તિ ને કળામય બુદ્ધિમતાનો ખ્યાલ આપે છે. સૌન્દર્ય, સોહાગ ને વિવિધ કળાના પૂજારિનો યથાર્થ ચિતાર રજુ કરે છે. સૌન્દર્ય ત્યાં સત્ય ને સત્ય ત્યાં સૌન્દર્ય **Truth is Beauty and Beauty is Truth** નો એ પહાડ યથાર્થ નિર્દેશ કરે છે. રવિન્દ્રનાથના જીવનના સર્વેય પ્રસંગો, તેમની

ઈન્ગ્લૅન્ડની મુસાફરી, ને કુદરત સાન્નિધ્યની ઝંખના એમના સૌન્દર્ય અને કલાના શોખને પૂરા પાડે છે.

(૩) ચંદ્રનો ઉન્નતિશુ ચોકખો પહાડ ને તેમાંથી ઉદ્ભવ થતી અંતર્જ્ઞાન ને અંતર્પ્રેરણાની રેખા તેમને મહાન કવિ, વિશ્વવિખ્યાત કવિ બનાવે છે. અંતર્જ્ઞાન ને અંતર્પ્રેરણાની રેખાવાળા ભાગ્યશાળી પુરૂષોને અગમનિગમની ખબર પડે છે અને એ અગમનીગમની સૂઝ વડેજ એ મનુષ્યનું, દેશનું ને વિશ્વનું ભાવિ ક્ષણવારમાં પ્રેરણાથી જાણે છે. અંતર્જ્ઞાન ને અંતર્પ્રેરણાની રેખા એ દિવ્યચક્ષુ ને જ્ઞાનનયનનું કાર્ય કરે છે. આવી રેખાવાળા પુરૂષ મહાન બનવાજ સર્જાયાં છે.

(૪) તેમના ઉદ્દાત શુક્રના પહાડે તેમને દયાવાન ને ઉદાર બનાવી લોકકલ્યાણ ને પરોપકારનાં કર્તવ્યો તેમની પાસે કરાવ્યાં તેમની સ્વદેશ-પ્રીતિ આખા ભરતખંડમાં અને દેશ વિદેશમાં જાણીતી છે.

## હાથની રેખાઓ

(૧) આયુષ્યરેખા ઘાટ્ટ, સંપૂર્ણ ને ઠેઠ મણીબંધ સુધી પહોંચે છે તેથી તે એંસી વર્ષ ઉપરાંત જીવે. રવિન્દ્રનાથનો જન્મ ઇ. સ. ૧૮૬૧ ના મેની છઠ્ઠી તારીખે થયો હતો અને તેમનો સ્વર્ગવાસ ઇ. સ. ૧૯૪૧ ના ઑગસ્ટની સત્તરમી તારીખે થયો હતો તેથી તેમણે એંસી વર્ષ ત્રણ માસ ને અગીઆર દિવસનું આયુષ્ય ભોગવ્યું.

(૨) મસ્તકરેખા આખી ને બે ફાંટાવાળી છે. પહેલો ફાંટો મંગળના પહાડ તરફ જાય છે જે તેમને કાર્યકુશળ ને કાબેલ બનાવે છે, દુનીઆ-દારીનું ડહાપણ ને શાણપણ શીખવે છે. બીજો ફાંટો ચંદ્રના પહાડ તરફ જાય છે જે તેમને કલ્પના ને તર્ક, ઉર્મિ ને ભાવના, પ્રેરણા ને જ્ઞાન સમર્પી કવિ બનાવે છે.

(૩) હૃદયરેખા લાંબી, ઘાઢી ને સીધી ગુરૂના પહાડ ઉપર જાય છે, ને ત્યાં આગળ બે ફાંટાએ વહી ગુરૂની રેખા સાથે ત્રીકોણ બનાવે છે.

આ ગુરૂની રેખા સાથે બનેલા ત્રીકોણને અંગે તેઓ જેના જેના પ્રસંગમાં આવે તેની ઉપર જાદુના જેવી અસર કરી પોતાને આધીન કરી લે છે. એ ત્રીકોણના અજબ આકર્ષણને અંગેજ રવિન્દ્રનાથ સ્નેહી વર્ગમાં, દેશ બાંધવોમાં અને વિદેશીઓમાં, આખા વિશ્વમાં મહાન કીર્તિ મેળવી શકયા. ગુરૂના પહાડ પરનો ત્રિકોણ જગત મોહીનીનું કાર્ય કરે છે.

(૪) તેમની ભાગ્યરેખા મણીબંધના મુખમાંથી ચંદ્રના પહાડ આગળથી નીકળી છેક શનિની આંગળીના મૂળમાં જાય છે, તેથી તેમનું બાલ્યાવસ્થાથી તે મર્ણપર્યન્તનું જીવન ભાગ્યશાળી ગયું. જ્યાં આગળ અંતપ્રેરણાની રેખા ભાગ્યરેખાને મળે છે ત્યાં આગળજ તેમને વહાલાંના સદાયના વસમા વિયોગ સહન કરવા પડયા.

(૫) સૂર્ય રેખાનો ત્રણ ફાંટાએ ઉદય થાય છે જે તેમની પાસે એક કરતાં અનેક પ્રવૃત્તિ કરાવે છે અને એ દરેક પ્રવૃત્તિમાં તેમને સફળતા પ્રાપ્ત કરાવે છે. સમાન્તરે જતા બે સૂર્યરેખાના ફાંટાને એક ઊભી રેખા છેદન કરે છે તેથી ઉપરની બાજુ ને નીચલી બાજુ ત્રિશુળ બને છે. નીચલી બાજુનું ત્રિશુળ તેમને સ્વદેશમાં યશ ને કીર્તિ અપાવે છે. જ્યારે ઉપરની બાજુનુ ત્રિશુળ તેમને વિદેશમાં વિખ્યાત બનાવે છે.

આવા મહાન પુરૂષનો જન્મ વિરલજ થાય છે.

બંગાળના આ રત્નને ને ભારતના વિખ્યાત કવિવરને આધ્યાત્મિક પ્રેમથી સહસ્રવાર વંદન હો ! વંદન હો !

રચના–બનાવટ, મસ્તકનાં વિવિધ લક્ષણો, સ્ત્રીઓનું મસ્તક કેવું હોવું જોઇએ? ચોર–ખૂનીઓનાં મસ્તક, દેશ–વિદેશમાં મસ્તક પરીક્ષા, વગેરે.

**માથાનાં વાળ ઉપરથી ભવિષ્ય,** વાળનાં લક્ષણો, ખરબચડા અને કરચલીવાળા વાળ, લીલા ભૂરા વાળ, લાલ વાળ શું સૂચવે છે? રાતાભૂરા વાળ, કાળા અને સુંવાળા વાળ, ઝુલ્ફાં શું સૂચવે છે? વાળનો સેંથો, વાળનું સૌંદર્ય, શ્રીમન્ત અને નિર્ધનનાં વાળ વગેરે.

**મુખ ઉપરથી માનવીને પિછાનો,** તમારો ચહેરો કેવો છે? મુખલક્ષણશાસ્ત્ર અને તેની અગત્ય, મુખદ્વારા નોકરોનો સ્વભાવ જાણો, તમારા મિત્રો, કુટુમ્બીઓનાં ચહેરા કેવા છે? **કપાળ, લલાટ પ્રદેશ,** મોટું કપાળ શું બતાવે છે? કપાળની રેખાઓનો ભેદ, વિવિધ પ્રકારનાં કપાળ, સુધારકોનાં કપાળ કેવાં હોય છે? **આંખ કેવી હોવી જોઇએ?** આંખોનો ભેદ, કઇ આંખો સારી, આંખોનો રંગ અને તેનાં ગુણ–દોષ, આંખ અને વાકૂછટા, રૂપરાણીઓની આંખો, આંખદ્વારા જન્મસમય જાણો. **ભવાં**–વિવિધ પ્રકારનાં ભવાં, સ્ત્રીઓનાં ભવાં અને તેનો ભેદ. **નાક**–વિવિધ પ્રકારનાં નાક અને તેનાં ગુણ–દોષ, કવિઓ, ફિલસુફોનાં નાક કેવાં હોય છે? સ્ત્રીનું નાક કેવું હોવું જોઇએ? નાકનો સામુદ્રિક દ્રષ્ટિએ વિચાર. **મુખ અને હોઠ**–મુખના પ્રકાર, હોઠ કેવાં હોવા જોઇએ? હોઠના વિવિધ લક્ષણ. **દાંત**–સ્ત્રીનાં દાંત કેવા જોઇએ? **દાઢી–હડપચી**–દાઢીનાં પ્રકાર, કલાકાર–ચિત્રકારોની દાઢી કેવી હોય છે? **ગાલ અને જીભ**–જીભનાં લક્ષણ, કેવી જીભ સારી ગણાય? સ્ત્રીઓની જીભનાં લક્ષણ. **કાન**–નાના કાન, મોટા કાન, કાન પરથી જુદાં જુદાં લક્ષણો, ગુન્હેગારનાં કાન, સ્ત્રીનાં કાન કેવાં હોવા જોઇએ? **ગળું**–ગરદન. **સ્વર–અવાજ**–અવાજનાં પ્રકાર, કેવો અવાજ સારો ગણાય, અવાજની છબીઓ વગેરે.

**તમારો ચહેરો કેવો છે?** ચહેરાના આકાર, ત્રણ પ્રકારનાં ચહેરાઓ, ચોખંડો ચહેરો, કપિમુખ, વ્યાપારી ચહેરો, સ્ત્રીનું મુખ કેવું હોવું જોઇએ? ચહેરા પરની રેખા અને કરચલીઓ, રેખાઓ અને આયુષ્ય,

મસ્તકમાં ગ્રહનાં સ્થાન, હીટલરની આંખો, મુસોલીનીનાં ભવાં, ચર્ચીલની આંખો અને તેનું નાક, પ્રો. રૂઝવેલ્ટનો ચહેરો, મહાત્મા ગાંધીજી, પંડિત જવાહરલાલ નહેરૂ, સ્વામી વિવેકાનંદ, ગોપાલ કૃષ્ણ ગોખલે, અરવિંદ ઘોષ, મૌલાના આઝાદ, આદિનાં ચહેરાઓનું સૂક્ષ્મ અવલોકન, રમણીય ચહેરાઓ પાછળનાં વિઘાતક તત્વો, બેવડાં ચહેરાવાળી મુખાકૃતિઓ વિગેરે આવી અનેક રસસામગ્રીઓ આ પુસ્તકમાં ખીચોખીચ ભરવામાં આવી છે. આ પુસ્તકનાં અભ્યાસથી ભવિષ્યવેત્તા પણ થઈ શકાય છે અને તે દ્વારા જીવનની રોજી, આનંદ વ્યવહારિક જ્ઞાન, અગમબુદ્ધિ આદિ મેળવી શકાય છે.

આવી અપૂર્વ માહિતીઓવાળો, જીવનનાં સારાં નરસા ભેદ-લક્ષણો બતાવતો એકપણ ગ્રન્થ ગુજરાતીમાં પ્રકટ થયો નથી. ભવિષ્યવાણી દ્વારા ભવિષ્યનાં ભેદ જાણો, તે મુજબ વર્તો અને જીવનને સુખી, સરળ અને આનંદી બનાવો.

તમારા, તમારા કુટુમ્બીઓનાં, તમારા સગાંસ્નેહિઓના તથા તમારા શેઠ-નોકરચાકર વિગેરેનાં ગુણ-દોષ, લક્ષણો તેમનું ચારિત્ર્ય, તેમની કાર્યશક્તિ તથા આવા બીજાં ગુપ્ત ભેદો જાણવા માટે આ પુસ્તક જરૂર વસાવો.

**રસપ્રચૂર સામગ્રી : પુષ્કળ ચિત્રો : સુંદર અને સ્વચ્છ મુદ્રણ : આકર્ષક જેકેટ : છતાં**

**મૂલ્ય માત્ર રૂા. ૫-૧૨-૦**

આજેજ મંગાવો.

| **શ્રી હરિહર પુસ્તકાલય** | **એન. એમ. ઠક્કરની કંપની** |
|---|---|
| બુકસેલર્સ • પબ્લીશર્સ | બુકસેલર્સ • પબ્લીશર |
| ટાવર રોડ • સુરત | ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ • મુંબઈ |

